विश्वज्योतिना ग्राहकोने भेट

પ્રગતિ મંદિર ગ્રંથમાળા. ગ્રંથાંક-૨૫.

# મલ્લિકાદેવી. Reg No. 224

## (એક ઐતિહાસિક રાજપુત નવલકથા.)

મૂળ મરાઠી ઉપરથી ગ્રંથકર્તાની પરવાનગી મેળવી.

અનુવાદક-સ્વ. રત્નસિંહ દીપસિંહ પરમાર-ડભોડી.

---

(સદ્દગત્ સૌ. ફુલકોરબાઈ તે શા. ચુનીલાલ અમીચંદ

ના ધર્મપત્નીના સ્મરણ નિમિત્ત).

---

પ્રકાશક-વિશ્વજ્યોતિ કાર્યાલય તરફથી

પી. એન. વ્યાસ. અડાજણ-સુરત.

આ પુસ્તકના પેજ ૧ થી ૧૩૪ સુધી તથા ભાગ ૨જાના ૧ થી ૭૨ સુધી
જૈન [illegible] પ્રી. પ્રેસ ખપાટીયા ચકલા સુરતમાં સને ૧૯૨૨મા છપાયાં
હતાં અને ટાઈટલ તથા પ્રસ્તાવનાનો ભાગ સુરત-ચૌટાના પુલ ઉપર
"[illegible]" પ્રી. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યા.
(સને ૧૯૨૫)

# પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રસિદ્ધિ કોઇ અજબ સંજોગો વચ્ચે લાંબા સમયના અંતરે થાય છે મ્હારા તંત્રીપણા નીચે પ્રગટ થતા 'દેશોદય' પત્રના અંકોમાં આ વાર્તાનો થોડો થોડો ભાગ ક્રમશ છપાતો હતો. વાર્તા ઠીક લાગવાથી તેના અનુવાદક રા રત્નસિંહ દીપસિંહ પરમાર પાસે મૂળ મરાઠી ગ્રંથકારની પરવાનગી મેળવી તેને પુસ્તકરૂપે છપાવવાનો તમામ હક જૈન એન્જીન પ્રી પ્રેસના માલિક શા ચુનીલાલ અમીચંદ ઝવેરી તરફથી ખરીદી લેવાયો હતો. ત્યારપછી થોડો સમય રહી–દેશોદય પત્ર બંધ થયુ–મારો પ્રેસ સાથેનો સબંધ પણ છૂટો થયો અને વાર્તાની પ્રસિદ્ધિ અટકી જે વસ્તુનુ જે કાળે નિર્માણ થયુ હોય છે ત્યારેજ તેની ગતિ અથવા અંત આવે છે આ પુસ્તકના છપાઇને પડી રહેલા ફર્માઓ વ્યવસ્થીત પુસ્તકના રૂપમા પ્રગટ થવાનો યોગ તે ન્યાયે આજેજ આવે છે. શેઠ ચુનીલાલ અમીચંદ ઝવેરીને થોડા સમય પૂર્વે મારે મળવુ થતા આ પુસ્તકના પડી રહેલા ફર્માઓ મારા તરફથી ચાલતા 'વિશ્વજ્યોતિ' પત્રના ગ્રાહકોને ભેટ તરીકે આપવાની પોતે ઉદારતા ભરી ઇચ્છા દર્શાવી પોતે જીંદગીની ઉત્તરાવસ્થામા થોડા વખત પૂર્વે ગૃહભંગ થયા છે. તેથી તેમની સદ્ગત પત્નીના સ્મરણ નિમિત આ પુસ્તકની પ્રસિદ્ધિ કરવાનો યોગ આજે પ્રાપ્ત થયો છે અને વાચકોના કરકમળમા હમે આ પુસ્તક સમર્પીએ છીએ પુસ્તકના અનુવાદક રા રત્નસિંહ દીપસીંહ પરમાર જેઓ સદ્ગત્ થયા છે તેમના તથા જેમના સ્મરણ નિમિત આ પુસ્તક પ્રગટ થાય છે તે સૌ સદ્ગત્ કુલકોર બ્હેનના આત્માની ચિર શાંતિ ઇચ્છીએ છીએ અને તેમના પતિ શેઠ ચુનીલાલ અમીચંદ ઝવેરી કે જેમની પાસે આ પુસ્તકની કાપી રાઇટનો હક છે તેમણે કશા પણ બદલા વગર આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ હમારા ગ્રાહકોને ભેટમા આપવા ઉદારતા દર્શાવી તે બદલ તેમના આભારી છીએ ૐ શાંતિ સં ૧૯૮૧ના શ્રાવણ સુદ ૧૫

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

# મલ્લિકાદેવી.



## પ્રથમ પરિચ્છેદ,





અહા! ગ્રીષ્મ ઋતુ ખરેખર અતિ ભયંકર હોય છે તેમાં પણ વૈશાખ મહિનાથી તો પ્રભુ તોબાહ! એ ઋતુના ધ્યાન માત્રથી પ્રસ્વેદ ફુટી નીકળે છે તો પછી જેની ઉપર એ બલા આવી પડે છે તેનું તો પૂછવુંજ શું? તેનુ તો છઠ્ઠીનુ દુધ કાઢી નાખે છે. બપોરનો સમય છે સૂર્ય ભગવાન આકાશની વચ્ચો વચ્ચ સ્થિત રહી પોતાનાં અગ્નિ બાણ સમાન કિરણો ફેંકી સંસારી જીવોને ભસ્મ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે અને પૃથ્વી પર ક્રોધથી એવી લાલ લાલ આંખો કાઢી રહ્યા છે કે જાણે તેને ક્ષણ માત્રમાં નષ્ટ કરી નાંખશે.

આ સમયે એક યુવક સૈનિક અધિકારીના જેવો ચકચકિત પોશાક પહેરી બડા ઠાઠમાઠથી સુનસાન જંગલમા પોતાનો તેજી ઘોડો ફેંકતો પૂર્વ દિશા તરફ ચાલ્યો જતો હતો. તેના જમણા હાથમાં બરછી હતી અને ડાબા હાથમાં લગામ હતી; પીઠપર ઢાલ લટકી રહી હતી અને એક બગલમાં પિસ્તોલ તથા બીજીમાં એક નાની તથા એક મોટી એવી બે તલવારો આવી રહી હતી, ઘોડો અતિ રોબદાર હતો તે કાન ઊંચા કરી ગર્દન ઉઠાવી પવનવેગે ચાલ્યો જતો હતો. જોત જોતામાં તે ગીચ જંગલ ઓળંગી સપાટ મેદાનમાં આવ્યો. ઉક્ત

યુવકે તાપથી વ્યાકુળ થઇ ઘોડાને એડ મારી તેની ગતિમાં વૃદ્ધિ કરી યદ્યપિ ઘોડો કેટલાક કોશની મજલ કરી થાકથી પરસ્વેદમાં ગરકાવ થઇ ગયો હતો અને તાપથી વ્યાકુળ થઇ ગયો હતો તો પણ તે પોતાના સ્વામિની આજ્ઞાને માન આપી પૂરપાટ દોડયોજ જતો હતો.

આવા સૂનસાન મેદાનમાં અને આવી ગ્રીષ્મઋતુમાં ભર મધ્યાન કાળે અશ્વ દોડાવવો એ કંઇ હાંસી ખેલ નથી એ જાનના જોખમનું કામ છે કોશોના કોશો સુધી છાયા વાળાં વૃક્ષોનું નામ નિશાન પણ નથી અને વચમાં નદી કે કૂપ પણ નથી અનેક કોશો સુધી સૂર્યના તાપથી લાલચોળ અગ્નિ જેવી તપેલી મરૂભૂમી દેખાતી હતી પક્ષીઓ તાડ, બાવળ, વગેરે વૃક્ષોપરના પોતાના માળામાં ભરાઇ બેઠા હતા આકાશમાં પક્ષીઓ ઉડતાં દેખાતાં નહોતા કે પૃથ્વી પર પશુઓ ચરતાં દૃષ્ટીગોચર થતાં નહોતા પ્રાણીમાત્ર તાપથી હેરાન થઇ રહ્યા હતાં. આવા ભયાનક કાળમાં તે સ્થાને ક્યાંય પણ મનુષ્ય ચાલતા ન દેખાય તો તેમાં શું આશ્ચર્ય ! આવા આપત્તિકાળમાં આપણો નવ યુવક પોતાના તેજી અશ્વપર આરૂઢ થઇ મેદાનમાં પૂરપાટ ચાલ્યો જતો હતો

અમે ઉપર જણાવી ગયા તે પ્રમાણે ઉક્ત યુવક પોતાના અશ્વને પૂર્વ તરફ ફેંકતો ચાલ્યો જતો હતો ધામને લીધે તેના સમગ્ર અંગમાં પરસ્વેદના રેલા ચાલી રહ્યા હતા તેનું મુખ આરક્ત બની ગયું હતું આવી દશામાં પણ દૃઢતાપૂર્વક આગળ ધસ્યા જવું એ આપણા વીર યુવાનનુંજ કામ હતું,

જોતજોતામાં તે બીજા પાંચ સાત ગાઉ ચાલ્યો ગયો, ગરમી તૃષા અને પરિશ્રમને લીધે અશ્વ અને સ્વાર ઉભય વ્યાકુલ બની ગયા હતા પરંતુ ક્યાંયે જળાશય પણ નહોતું અને વિશ્રાંતિ લેવાનું સ્થાન પણ નહોતું તો પછી યુવક પોતાનો અશ્વ આગળ ફેંકવા સિવાય બીજું શું કરે ?

બિચારો ઘોડો પણ કાન ઉઠાવી પરસ્વેદમાં ગરકાવ થઇ પૂર્વ-તરફ દોડયો જતો હતો તેનો વેગ જરા ઘટયો કે સ્વારની ચાબુકનો સપાટો તેના ઉપર આવી પડતો હતો. યદ્યપિ તે યુવક આવી શીઘ્રતાથી ચાલ્યો જતો હતો તો પણ જલપાન અને ક્ષણ ભર વિશ્રામ કરવાને

માટે તે એકાદ સારા સ્થળની તપાસ પણ કરતો જતો હતો. કારણ કે હવે વિશ્રાંતિ લીધા વિના પ્રાણ પણ બચવા કઠિન હતા એવામાં અગ્નિકોણ તરફ તેની દ્રષ્ટિ જતાં અર્ધ કોસના અંતરે એક ડુંગરી તેના જોવામાં આવી તેને જોતાંજ આપણા યુવકને કંઈક આશા ઉત્પન્ન થઇ અને તેના અંગમાં બમણું બળ આવ્યું અલ્પ સમયમાં તે ઉક્ત ડુંગરીની પાસે જઇ પહોંચ્યો ત્યાં તેને એક વિશાળ દેવ મંદિર ભગ્નદશામાં દ્રષ્ટિગોચર થયું

તે યુવકે અશ્વપરથી ઉતરી તેને ચરવાને છોડી દીધો જેવી રીતે બાજપક્ષી તીતર ઉપર તુટી પડે છે અથવા વ્યાઘ્ર મર્કટની ઉપર ત્રાપ મારે છે તેવી રીતે તે ઘોડો પોતાના સ્વામિના હાથમાંથી છુટી એક કીચડથી ભરેલા ખાડા તરફ ધસ્યો ને ઉક્ત ખાડામાંનું મેલું પાણી પી અહીં તહીં સુકું ઘાસ ચરવા લાગ્યો

યુવકે પોતાની તૃષા છીપાવવાને માટે ચોતરફ તપાસ કરી, પરંતુ ઉક્ત ખાડામાંના ગંદા પાણી સિવાય તેને ક્યાંય પણ જલ પ્રાપ્ત થયું નહિ ત્યાં કુપ, તળાવ કે વાવનું અસ્તિત્વ નહોતું. વળી આસપાસ કોઇ ગામ પણ દ્રષ્ટિગોચર થતું નહોતું કે ત્યાં જઇને તે પોતાની તૃષા છીપાવે તે યુવક હવે જરા ઉત્સાહ ધારણ કરી ઉક્ત ખંડિયેરનું દ્વાર શોધવા લાગ્યો એ ખંડિયેરનો ઘેરાવો પા માઇલનો હતો તપાસ કરતાં કરતાં તેને દક્ષિણ તરફ ગાઢ ઝાડીની વચ્ચે એક દરવાજો દ્રષ્ટિગોચર થયો. તેને જોતાંજ આપણા વીર યુવકના નિરાશ હૃદયમાં પુનઃ આશાનો સંચાર થયો.

ઉક્ત યુવક દરવાજાની પાસે થોભી ગયો અને શાંતીથી અવલોકન કરવાથી તેને નિશ્ચય પૂર્વક પ્રતીત થયું કે જ્યાં સુધી અંદરથી કોઇ દ્વાર ખોલે નહીં ત્યાં સુધી આ ખંડિયેરની અંદર કોઇ જઇ શકે એમ નથી તેને લાગ્યું કે આ દેવ મંદિરમાં અવશ્ય કોઇ રહેતું હશે તે પોતાના મનમાં બોલ્યો.-"ઠીક તો અંદર કોણ છે પાણી મળે છે કે નહિ તેની તો તપાસ કરૂં અને મારે અહીંઆ ડર પણ કોનો છે ? અહીંઆ હું કોઇને વ્યર્થ સતાવવાને અથવા કોઇની સાથે શત્રુતા કરવાને તો આવ્યો નથી" આ પ્રકારે વિચાર કરી તે યુવક આગળ

વધ્યો અને ત્રીશ પાંત્રીસ ભગ્ન પગથીઆં ચઢી તેણે તે દ્વારને જોરથી ખડખડાવ્યુ પરંતુ અંદરથી કોઇએ પ્રત્યુત્તર આપ્યો નહી અંતે તેણે પુન દ્વાર ખડખડાવ્યુ પરંતુ પુન પણ તેને કાંઇ ઉત્તર મળ્યો નહિ આ પ્રકારે તેણે પ્રાય અર્ધા કલાક સુધી બાપ્ત દ્વાર ખડખડાવ્યુ અને મોટેથી બુમ પાડી પરંતુ અંદરથી કોઇએ જવાબ આપ્યો નહી અંતે તે યુવકે વ્યાકુળ થઇ અતિ મોટો ઘાંટો પાડી કહ્યુ:—

" ભાઇ આ સ્થાનમાં જે કોઇ હોય તેણે કૃપા કરી થોડું જલ આપી આ તરસે મરતાં વટેમાર્ગુના પ્રાણ બચાવવા, આ દુર્દૈવનો ભોગ થઇ પડેલો પથિક જલ વિના પ્રાણ ખોવાની તૈયારીમાં છે છે કોઇ પ્રભુનો લાલ કે જે પાણી આપી આ જીવને ખરીદી લે"

આટલુ બોલી તે યુવક શાંત રહયો પરંતુ તેને પુન પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ આથી તે ખિન્ન થઇ અત્યંત જોરથી દ્વાર ખડખડાવી મોટી ગર્જના કરી બોલ્યો—

" અરે શું જગતમાંથી દયા ધર્મનો નાશ થઇ ગયો છે? શું જલદાન કરતાં પણ સંકોચ થાય છે? હું અહીંઆ કોઇને કાંઇ હાનિ કરવાને આવ્યો નથી, તેમજ હું કાંઇ લુંટારો નથી તો જવાબ આપતાં ડરવાનુ કારણ શું છે? જુઓ ભાઇ હવે મારો કોઇ દોષ કાઢશો નહી જો હવે મને કોઇ પ્રત્યુત્તર નહી આપશો તો હું દ્વાર તોડી નાંખીને અંદર ઘુસી જઇશ અને જે કોઇ દ્રષ્ટિગોચર થશે તેને પૂછી શકીશ કે તરસે મરતા વટેમાર્ગુને પાણી આપવું એ શું મહા પાપ છે?"

તે યુવકે જ્યારે આ પ્રમાણે સિંહ ગર્જના કરી ત્યારે અંદરથી કોઇએ મંદ અવાજે કહ્યુ —

" હે વટેમાર્ગુ ! અમે તો દીન અનાથ સ્ત્રી જાતી છીએ અમને ડર લાગે છે કે કદાચ આપ અમારા શત્રુ તો નથી. અમે પદે પદે વિપત્તિથી આવૃત છીએ અને આ નીર્જન મેદાન અતી ભયાનક છે. આવા મધ્યાન કાળે આપ શસ્ત્રાસ્ત્ર ધારણ કરી અમને અબળાઓને બાળવાને આપ કયાંથી આવ્યા છો? આવા સમયમાં પશુ પક્ષીઓ પણ હાલતાં નથી તો આપને શી પડી કે આ સમયે આવી

અમને નાહક સતાવો છો અને બળાત્કારે દ્વાર તોડી અંદર ઘુસવા માગો છો? ઓહો આપ કોણ છો અને શા માટે અમને સતાવવાને અત્રે આવ્યા છો?"

આ પ્રકારની કરૂણા તથા ભય મિશ્રિત વાત સાંભળીને યુવક ચકિત થયો અને પોતાના મનમાં બોલ્યો–આ સ્થાનમાં એવી સ્ત્રી કોણ રહે છે કે જે દુષ્ટોના હાથથી દુખિત થવાથી મનુષ્યને જંગલી જાનવરોથી પણ વિશેષ ભયાનક અને ક્રુર માને છે? આ સ્ત્રીના રૂંધાયેલા કરૂણાયુક્ત શબ્દો સ્પષ્ટ જણાવે છે કે આ સ્ત્રી જગતના સર્વ પ્રકારનાં દુખોથી પીડિત છે અને સર્વને કાંઇ નવીન આપત્તિ આવી પડે એટલા માટે તે ગભરાય છે ડરે છે, ચોંકે છે અને સંકોચ ધારણ કરે છે. ગમે તેમ હો પરંતુ આ સ્થાન અને અત્રે રહેતાં મનુષ્યોમાં પુષ્કળ ભેદ સમાયેલો છે. જોઇએ તો ખરા એ ભેદ શું છે?

આ વિચારમાં લીન થવાથી યુવકે કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ તે ઘણું ખોટું થયું અંદરથી બોલનારી સ્ત્રીનો સંશય અધિક વૃદ્ધિંગત થયો અને તે કડક સ્વરે બોલી.

"કેમ, આપ ચૂપ કેમ થઇ ગયા? તમે તમારો પરિચય કેમ આપતા નથી? બસ બસ, હું સમજી ગઇ કે કાંઇક દાળમાં કાળું જરૂર છે ઠીક, તો હવે આપ આનો પરિચય બરાબર આપો, અને નહિ તો તમારો રસ્તો ગ્રહણ કરો. અહીંઆ ભામેટાઓને માટે લેશ પણ સ્થાન નથી. જાઓ ચાલ્યા જાઓ તમારો રસ્તો માપો યાદ રાખજો કે આ દરવાજો આપનાથી તૂટે એમ નથી."

આવો શુષ્ક પ્રત્યુત્તર મળવાથી આપણા યુવકના ચિત્તની દશા કેવી થઇ હશે તે કહેવું રહેલું નથી. તે બોલ્યો.—

"હે ભગવાન્! આ શું તમાશો છે? એક શ્રમિત મનુષ્યનાં તૃષાથી પ્રાણ નીકળી રહ્યા છે અને કોઇનામાં લેશ પણ દયા આવતી નથી કે જલબિંદુ આપી તેના પ્રાણ બચાવે અફસોસ આ તે કેવું અંધેર છે? હે સુશીલા, હે. સતી, તમે ગમે તે હો તમને દુષ્ટોના હાથથી ગમે તેવી સતામણી થઇ હો, તમને આઠે પહોર તમારા જાનમાલનો ભય રહેતો હો, તમે બત્રીસ દાંતોની વચ્ચે રહેલી જીભની પેઠે

તમે તેટલા દબાણમાં રહેતા હો, તો પણ સ્મરણમાં રાખજો કે હું અત્રે કોઇને સતાવવાને આવ્યો નથી સતી, જે ક્ષત્રિય સંતાન છે, જેના શરીરમાં શુદ્ધ ક્ષત્રિય રૂધિરનું એક બિંદુ પણ છે, તે પોતાના વૈરીઓની સ્ત્રીને પણ અપમાન કરતો નથી કિંવા કષ્ટ આપતો નથી હે દુખી બા, હું ધર્મની સાક્ષી આપી કહું છું કે યદિ તમે મારા શત્રુ પણ હશો તો પણ આ સમયે મારાથી ડરવાનું કાંઇ પ્રયોજન નથી. અને યદિ મારા શત્રુ ન હોતો હવેથી મને તમારો હિતૈષી અને શુભ ચિંતક ગણો આજથી હું મને પાણી પાઇ મારા પ્રાણ બચાવનારને માટે પ્રસંગ આવતાં પ્રાણાર્પણ કરવાને તત્પર રહીશ બસ, એથી વિશેષ કહેવાનું મારામાં સામર્થ્ય નથી આટલું કહેવાથી મારા પર વિશ્વાસ આવે તો ઠીક, નહીંતો ના કહીદો કે હું પાણી પીધા વિનાજ ચાલ્યો જાઉં પછી ભલે પ્રાણ રહે કે જાય બોલો, હવે શું કહો છો?'

'ઠીક, થાભો દ્વાર ખોલું છું'' એટલું બોલી તે સ્ત્રીએ દ્વાર ખોલ્યું અને આપણા વીર યુવકને જોઇને આશ્ચર્ય ચકિત થઇ ગઇ તેને પોતાની સન્મુખ એકવીસ બાવીસ વર્ષનો પરમ સુંદર યુવક સૈનિક પોશાકમાં સજ્જ થયેલો દ્રષ્ટિગોચર થયો તેનું મુખ કુંદન સમાન પ્રકાશતું હતું અને રાજતેજની સાક્ષી પુરતું હતું. તેના અંગનો પ્રસ્વેદ સુકાતો જતો હતો, તો પણ પરિશ્રમનો સંપૂર્ણ પરિતાપ હજી દુર થયો ન હતો તે એક પગથીયા પર પોતાનો ભાલો ટેકવી તેપર પોતાના શરીરનો ભાર દઇ ઉભો છે તેનાં વસ્ત્ર રક્ત બિંદુઓથી છંટાઇ ગયાં છે અને શરીરપર કેટલેક સ્થળે તલવારના નાના ઘાવ થવાથી તેમાંથી હજી થોડું થોડું રક્ત વહ્યા કરે છે વળી મ્હોંએલું લોહી જામી ગયું છે તેણે એક ઢાલ, બે તલવાર, એક ખંજર અને એક પીસ્તોલ પોતાના શરીર પરથી ઉતારી પગથીયાપર મૂક્યાં છે અને તૃષા છીપાવવાની આતુરતાથી પોતાના ઓઠ ચાટી રહ્યો છે

ઉક્ત સ્ત્રી પોતાના સન્મુખ ઉભેલા યુવકને જોઇ ચકિત થઇ તેને નીચેથી ઉપર સુધી વારવાર નિહાળવા લાગી અને પોતાના મનમાં તરેહ તરેહવાર વિચાર કરવા લાગી. પ્રથમતો ઝટ દ્વાર બંધ

કરી ચાલ્યા જવાનો વિચાર હતો. પરંતુ પાછળથી યુવકની પ્રતિજ્ઞાનું સ્મરણ થતાં તે ઉભી રહી

યુવકે પણ તે સ્ત્રીને પગથી મસ્તક પર્યંત સારી રીતે નીરખી અને મનમાં બોલ્યો "માન ન માન પરંતુ આ સ્ત્રી મારો રક્તમય દેખાવ જોઇ ભયભીત બની ગઇ છે. તો એ પ્રથમથીજ પુરૂષના નામથી ડરે છે, તો હવે મારો આ રક્તમય દેખાવ જોઇ ભયથી કંપાયમાન થાય તેમાં શી નવાઇ?"

આવો વિચાર કરી તે યુવકે મિષ્ટસ્વરે કહ્યુ "હે સૌભાગ્યવતી આશ્ચર્યની વાત છે કે મે પ્રતિજ્ઞા લીધી તે છતાં પણ તમે ડરો છો? હું આવા સમયે આવ્યો અને મારો દેખાવ આવો રક્તમય છે, તે જોઇ આપ ડરી ગયા છો, પરંતુ આવી રીતે ભયગ્રસ્ત થવાનુ કાંઇ પ્રયોજન નથી. લેશ પણ શંકા રાખશો નહીં. જે ક્ષત્રિય મુખેથી એક વાર પ્રતીજ્ઞા કરી પાછળથી તેનો ભંગ કરે તે ખરો ક્ષત્રિય નથી માટે હવે આપના મનમાંથી ભય દુર કરી સત્વર મને જલ આપો."

"અરે ઓળખ્યા, ઓળખ્યા મહારાજ," એટલુ બોલી તે સ્ત્રી અટકી પડી. અને આ તરફ "મહારાજ" એ સંબોધન સાંભળી આપણા યુવકની એવી દશા થઇ કે તેના મુખપરથી એકાએક રંગ ઉડી ગયો, અને યથાશક્તિ પોતાના મનની સ્વસ્થતા જાળવી તેણે ઉક્ત સ્ત્રીને કહ્યુ—

"આપ કોણ છો? અને મને "મહારાજ"ની સંજ્ઞાથી શા માટે બોલાવો છો?"

તે સ્ત્રીએ પ્રત્યુત્તર આપ્યો "કેમ, મહારાજ, આપ એટલાબધા ગભરાઇ કેમ ગયા? યદિ મારાથી કાંઇ અપરાધ થયો હોય તો મને ક્ષમા કરશો હે પ્રભુ હું એક તુચ્છ દાસી છુ મને તમે "તમે" કહી લજ્જીત કરશો નહીં હું જેમ મારી સ્વામીની દાસી છુ તેમ આપની પણ દાસી છુ અને હવે મને એટલી તો ખાત્રી થઇ છે કે આપ મારૂં કાંઇ ભલું ન કરશો તેમ બુરૂ પણ નહીં કરશો, ભવિષ્યની વાત તો વીધાતા જાણે, આવો અંદર આવો."

આમ કહેતી કહેતી તે સ્ત્રી એક બાજુ ખસી ગઇ અને તે યુવકે પ્રભુ સ્મરણ કરતાં કરતાં અંદર પ્રવેશ કર્યો તે યુવકે જ્યાં એક પગ અંદર મૂકયો અને સામે દ્રષ્ટિપાત કર્યો કે તેની રહી સહી ધીરજ પણ નષ્ટ થઇ આ સમયે તેના ચિત્તની જે દશા થઇ તે ધીમે ધીમે સ્વયં પ્રગટ થશે

તે દ્વારની બરાબર સામે બીજા દ્વારની બારસાખ પકડીને એક પંદર-સોળ વર્ષની સુંદરી ઉભેલી તેને દ્રષ્ટિગોચર થઇ તે તેની સામેજ અનિમિષ નેત્રે જોઇ રહી હતી તેમની આંખ જ્યાં મળી કે બાળા લજ્જાયમાન થઇ હઠી ગઇ, પરંતુ તે ઉભયની આંખોથી લડાઇનો મર્મ દ્વાર ખોલનારી સ્ત્રી સંપૂર્ણ રીતે સમજી ગઇ તે મનમાં બોલી આ "લજ્જાવતી બાલાની ચંચલતા તથા રૂપ રંગના તરસ્યા યુવાનની આતુરતા સત્વર કોઇ નવોજ રંગ દર્શાવશે.'

અસ્તુ હવે જે બનશે તે જોઇશુ પરંતુ અદ્યપિ આ સંયોગ નો પરિપાક થવને વાર છે તેથી અમે તે સબંધે અત્રે કાંઇ પણ નિર્દેશ કરતા નથી

યુવાનને અંદર તેડી ઉક્ત સાવધાન સ્ત્રીએ તે દ્વાર પ્રથમની પેઠેજ બંધ કરી દીધુ તે દ્વાર બંધ થતાં તુરતજ યુવકે પાછા ફરી પ્રકાશ કર્યો 'કેમ દ્વાર શા માટે બંધ કરો છો ?"

સ્ત્રીએ પ્રત્યુતર આપ્યો "શુ આપને ડરલાગે છે ? આટલા બધા ગભરાઓ છો શા માટે ? હથિયાર તો આપના હાથમાં છેજ"

આટલુ બોલી તે વિચિત્ર સ્ત્રી ત્યાથી ખસી ગઇ અને તે યુવક શિવાલયના સભા મંડપમાં એકલો રહ્યો કહેવાની કંઇપણ અવશ્યકતા નથી કે તે યુવકે પોતાના સમગ્ર શસ્ત્રો પોતાની સાથે લઇ લીધાં હતાં.

આ યુવક કે જેને ઉક્ત દ્વાર ખોલનારી સ્ત્રીએ "મહારાજ"ના સંબોધનથી બોલાવ્યો હતો તે કોણ છે તે જાણવાને અમારા પાઠકો આતુર બની રહ્યા હશે તેમજ ઉક્ત ભગ્ન મંદિરમાંની બે સુંદરીઓ કે જેમાંની એક યુવતી અને બીજી ષોડષી હતી તેઓ કોણ હતી

અને ઉક્તમંદિર ક્યાં આવેલું હતું તથા ઉક્ત યુવકનો પોશાક રૂધિરમય શા માટે હતો તે જાણવાને પણ અમારા પાઠકો ઉત્કંઠિત હશે.

કિંતુ, પાઠક મહાશયો! ધૈર્ય રાખો, ઉચિત સમયે સર્વ ભેદ આપો આપ પ્રકટ થઇ જશે અને કોઇ પણ વાત ગુપ્ત રહેશે નહિ, હાલમાં આ રહસ્યનું ઉદ્ઘાટન થઇ શકે એમ નથી.

---

# દ્વિતીય પરિચ્છેદ,

---

## સાક્ષાત્કાર.



યુવતીએ આવીને કહ્યુ 'પ્રતીત થાય છે કે હજી આપે સ્નાન કર્યું નથી માટે આપ પ્રથમ નિત્યકર્મથી નિશ્ચિત થાઓ આટલીવારમાં હુ રસોઇ તૈયાર કરી નાખીશ'

યુવક–'તમે મને વારંવાર 'મહારાજ'ની સંજ્ઞાથી શા માટે બોલાવો છો? તમે કોણ છો? અને ક્યાંના રહેવાસી છો?'

યુવતી–'આપને ભય લાગે છે કે? આપ વીર પુરૂષ થઇ શા માટે ડરો છો!'

યુવક–'વાહ! મારા પ્રશ્નનો આજ ઉત્તર છે કે?'

યુવતી–'ના, તેમ નથી પરંતુ અત્રે દિવસના પણ ભય રહે છે, કિંબહુના રાત્રિ કરતાં દિવસે વિશેષ ભય રહે છે, તેથી કદાચ આપ ડરતા હો.'

યુવક–'તમારી વાતમાં અવશ્ય ભેદ રહેલો છે, અને આ સ્થાન પણ ભયથી ખાલી નથી'

યુવતી—'ઠીક'

યુવક—'કહેવાથી કાંઇ હાની ન હોય તો કહો'

યુવતી—'હાની પણ છે અને ભય પણ છે, તેથી કહી શકતી નથી, માટે આપ ક્ષમા કરશો'

આટલુ બોલીને પેલી સ્ત્રી બીજા ઘરમાં ચાલી ગઇ અને યુવક હતાશ થઇ શ્રમ પરિહાર કરવાને તથા ઉક્ત આશ્ચર્યમય ઘટનાપર વિચાર કરવાને ત્યાંજ બેસી ગયો માનવશુન્ય જગલ તેમાં ભગ્નાવશિષ્ટ મદિર, તેમાં કેવળ બે સુદરીઓનો નિવાસ, 'મહારાજ'ની સજ્ઞાથી સબોધન, પ્રશ્ન કરતાં ભેદનો પ્રકાશ ન કરવો વા ઉડાઉ ઉત્તર આપવો આ તેના ચિતનના વિષયો હતા આ વિચારથી કાંઇ ફળની પ્રાપ્તિ થઇ નહિ અને મંદિરમાં આમ તેમ દ્રષ્ટિપાત કરવા લાગ્યો તેને જણુ થયુ કે મદિર જેવુ બહાર જીર્ણશીર્ણ હતુ તેવુ તે અદરથી નહોતુ અદરના ભાગમાં તે દઢ લાલ પત્થરોથી બાંધવામાં આવેલુ હતુ અને ચો તરફની દિવાલપર અનેક દેવ દેવીઓનાં રગબેરગી ચિત્રો ચિત્રિત કરવામાં આવેલા હતા મંદિરમાં સ્ફાટિક નિર્મીત વિશાળ શિવ મુર્તી સ્થાપત થતી અને તેની બાજુમાં સિહારૂઢ ભગવતી દેવીની પ્રશાત મુર્તી સ્થાપિત હતી તેની સન્મુખ એક મોટો નદિ સ્થિત હતો તે શિવાય પત્થરની મુર્તીઓ ચો તરફ સ્થિત હતી શ્વેત પાષાણનો ચોક બનાવવામાં આવ્યો હતો, ક્યાંક પુષ્પો, ક્યાંક બિલ્વપત્રો, ક્યાંક ધુપ એમ ભિન્ન ભિન્ન સ્થળે પુજાની સામગ્રી રાખવામાં આવી હતી આવા નિર્જન સ્થાનમા આવુ મદિર તથા તેમા મોહક શકરમુરતી જોઇને તે યુવકના મનમા શાતિની સાથે ભક્તિનો ઉદય થયો તે વિશ્વેશ્વર મહાદેવની સન્મુખ ઉભો રહી હાથ જોડી નાના પ્રકારે સ્તુતિ કરવા લાગ્યો, અને તેનો કઠ ગદગદીત થયો, અગ રોમાંચિત થયુ અને નેત્રોમાં પ્રેમાશ્રુ આવ્યાં, તે સ્તુતિના અતિમ ભાગમા બોલ્યો.

'હે પ્રભો ! આપના શ્રીચરણોના વિશ્વાસેજ હું આ મહત્કાર્ય કરવાને બહાર પડયો છું' હે નાથ ! આ વિશ્વમાં આપના શિવાય આ નિરાશ્રયનો આધાર અને નિરસહાયનો સહાયક અન્ય કોઇ નથી માટે હે પ્રભો ! મને સાહાય કરજો.'

તે યુવકને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી અને તેનો કંઠ રૂંધાઇ ગયો, અને તેણે ભક્તિભાવથી ત્યાં આગળ લટકતો ઘંટ વગાડયો. તત્પશ્ચાત તે યુવકની દ્રષ્ટિ દક્ષિણ તરફના ઓરડામાં પડી તો તેને જણાયું કે ઉક્ત પોડષી બાળા તેના પ્રતિ જોઇ રહી હતી, પરંતુ યુવકની દ્રષ્ટિનો ભાર તેનાથી સહન ન થઇ શકવાથી તે બાલિકા તરત ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ તે યુવકે ભગ્ન હૃદય થઇ પાછા ફરી જોયું તો તેને જણાવ્યું કે જે સુંદરીએ દ્વાર ખોલ્યું હતું તેજ સુંદરી હાથમાં જલપાત્ર લઇને ઉભી હતી.

ઉક્ત યુવતી જે સમયે જળ લઇને આવી તે સમયે યુવક સ્તુતિ કરવામાં લિન થયેલો હતો, તેથી યુવતીના આગમનની તેને ખબર પડી નહોતી, યુવતી પણ તેની સ્તુતિ શાંત રહીને સાંભળતી હતી યુવક તેને જોઇને બોલ્યો —

આજે આપને મારા આગમનથી ઘણું કષ્ટ થયું, જયાં સુધી મારા દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી તમારા પ્રત્યેની કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાને મને શબ્દો મળશે નહી, યદિ કોઇ સમયે આ અધમ શરીર આપના ઉપકારનો કાંઇ પણ બદલો વાળી શકે તો આ દેહને કૃતકૃત્ય ગણીશ

યુવતી—આપ મારા જેવી તુચ્છ દાસીને વારવાર આપ, આપ કહીને લજ્જીત શા માટે કરો છો? મારી એટલી બધી યોગ્યતા નથી કે હું આપના જેવા મહાનુભાવદ્વારા એ સબોધન પ્રાપ્ત કરી શકું

યુવક તમે ગમેતેમ કહો, પરંતુ તમારા સ્વરૂપ અને રીતભાતથી તમે દાસી પ્રતિત થતા નથી દુઃખની વાત એટલીજ છે કે તમો તમારો કાંઇપણ હાલ કહેતા નથી

એટલું બોલીને યુવકે તે યુવતીના હાથમાંથી જલપાત્ર લઇ હાથ મોંનુ પ્રક્ષાલન કર્યું અને તેમાંથી થોડુ જળ પી કંઠ અને હૃદયને તૃપ્ત કર્યું. પછી તે આવા આપત્તિકાળમાં યુવતીએ કરેલા ઉપકાર બદલ તેને અંતરથી ધન્યવાદ આપવા લાગ્યો. ક્ષણ પછી જલપાત્ર આપવાને માટે મુખ ફેરવ્યું તો તેને તે યુવતી દ્રષ્ટિગોચર થઇ નહી યુવક ત્યાં આગળ જલપાત્ર મૂકીને વિશ્રાંતી લેવાના વિચારમાં હતો.

એવામાં તેના કર્ણપટ પર મધુર શબ્દ અથડાયા અને તે બાજુના ઓરડામાં બે સ્ત્રીઓ ધીમે ધીમે વાર્તાલાપ કરતી સંભળાઇ યુવકે ઉત્કંઠિત થઇ તે તરફ કાન ધર્યા તો નીચે પ્રમાણે વાર્તાલાપ તેના સાંભળવામાં આવ્યો

એક—હા, તમારૂં હૃદય દયાથી ભરેલું છે તેથી.

બીજી—એમને અંદર બોલાવતા કાંઇ હાની છે ?

એક—ઇચ્છા હોય તો તમે પોતેજ તેમની પાસે જઇને મળોને ?

બીજી—તેમ કરતાં પણ શી હરકત છે ? આતિથિની સેવા કરવી એ શું ધર્મ વિરૂધ્ધ છે ?

એક—તમારૂં ચિત અતિ સરલ છે, તમે હજી સંસારની ઘટનાઓ સારી રીતે જાણતા નથી તમે લેશ પણ વિચાર કર્યા વિના એકદમ સર્વ વિષયપર પોતાનો નિષ્કપટભાવ પ્રદર્શિત કરી દો છો, સંસારમાં અનેક પ્રકારના જીવો છે માટે સારી રીતે પરીક્ષા કર્યા વિના કોઇની ઉપર વિશ્વાસ કરી લેવો એ સર્વ નાશનું મૂળ છે, વળી આપણી પ્રસ્તુત સ્થિતિમાં આપણે અતિ સાવધાનતાપૂર્વક વર્તવું જોઇએ

બીજી—ચાલ દુર થા, આજે તને થયુ છે શુ કે તુ મને આ પ્રકારે છેડે છે ? કોઇ સજ્જન પ્રત્યે અવિશ્વાસ રાખવો એ શું મનુષ્યતા છે ?

એક—તમે કાંઇ સમજતાં નથી, નીતિકારોએ સંપૂર્ણ પરીચય વીના પરપુરૂષને ઘરમાં રાખવાનો નિષેધ કરેલો છે

બીજી—પરંતુ સજ્જન દુર્જન તેના મુખપરથીજ પરખાઇ આવે છે

તત્પશ્ચાત તે ઉભય સુંદરીઓનો સ્વર એટલો મંદ પડી ગયો કે યુવક તેમનો વાર્તાલાપ કાંઇ સમજી શકયો નહી. પરંતુ જે વાત તેના સાંભળવામાં આવી તેથી તેના આશ્ચર્યની સીમા રહી નહી યુવક ઉત્કંઠાથી તેમના તરફજ પોતાના કાન ધરી રહયો પરંતુ પછી કાંઇપણ તેના સમજવામાં આવ્યુ નહીં, પછી તે મનમાં બોલ્યો.—

આ તે કેવી લીલા ? આ ઉભય સુંદરીઓ કોણ છે ? અહો, એના સ્વર કેવા મીષ્ટ છે ! પાછળથી બોલનારી સુંદરીનો સ્વર મધુર

સરલતાયુક્ત છે પહેલી સુંદરીને, સ્વર પણ મીઠો છે. પરંતુ વાણીમાં કાપટ્ય છે, શું એજ આ સ્થાનનીઅધિષ્ઠાત્રી છે? જો ા પ્રતિત થતું નથી, એનો ભેદ હજી સમજાયો નથી, તો પણ એક- નિશ્ચયપૂર્વક જાણી શકાય છે કે એને કોઇ ક્રુર અને દુષ્ટ માણસે થી છે, કારણ કે એ મનુષ્ય જાતીને અતિ ઘૃણાની દ્રષ્ટિથી જુએ તે નિર્જન સ્થનમા અબલાજનો પર પુરૂષથી શંકિત થાય એ જ છે, શું એ પરિચારિકા હશે? પરંતુ તેનામાં તેવા લક્ષણો થતાં નથી અને બીજી શું તેની સ્વામીની છે? જો તેમ હોય ખીભાવ શા માટે વ્યક્તિત થાય છે? કાંઇ સમજ પડતી નથી.

યુવકને વિશેષ તર્કવિતર્ક કરવાનો અવકાશ મળ્યો નહિ, કાર- ાથમાં પખો લઇ એક સુંદરી તેની સન્મુખ આવીને ઉપસ્થિત યુવક કાંઇ કહેવા જતો હતો એવામાં તે બોલી?

"આ સ્થળ આપને યોગ્ય નથી, અંદર આવી વિશ્રામ કરો."

યુવકે હસીને પ્રત્યુત્તર આપ્યો —

"આ સ્થાન ઉત્તમ છે શું મારે અહિઆ સદા રહેવું છે કે સારૂં છે કે માઠું તેનો હું વિચાર કરૂં?"

થોડા વિશ્રામને માટે વિશેષ આડંબર કરવાની શી જરૂર છે? તમે મહા અન્યાય યુક્ત કાર્ય કરવાને પ્રસ્તુત થયા છો."

"કયું કાર્ય?"

"તમે શું હમણાંજ કહ્યું નહોતું કે અજ્ઞાતકુલશીલ સ્યબાસો કહિચિત્? " માટે તમે મને વિશ્રાંતિ સ્થાન આપીને નીતિ પર કલંક લગાડયુ છે. અને હું એકાંત સ્થલમાં સ્ત્રીઓની વિશેષત અપરીચિત સ્ત્રીઓની સાથે રહેવુ ધર્મ વિરૂદ્ધ ગણી હવે ા પ્રસ્થાન કરૂં છુ"

એમ બોલતો બોલતો યુવક ઉઠીને ઉભો થયો સુંદરીને લાગ્યું ય આમારી વાતો સાંભળી એમને ખોટુ લાગ્યું હશે અને તેથી ચાલ્યા જશે પશ્ચાતાપ અને લજ્જાથી તેનુ શીર અવનત થયું હવે શું કરવું તે વિષે વિચાર કરવા લાગી.

આ સમયે બાજુના ઓરડામાંથી એક મધુર અને ધીમો હાસ્ય

ધ્વની તે યુવકના કર્ણપટપર અથડાયો તેણે તે તરફ દ્રષ્ટિપાત કર્યો તો ઓરડાના દ્વારની સાથે ફક્ત ષોડષી બાલિકા ઉભી રહી તેના પ્રતિ અનિમિષ નેત્રે જોતી તથા સાડીના છેડા વતી પોતાનું મુખ ઢાંકી સ્મીત કરતી જણાઇ. યુવાનની દ્રષ્ટિ સાથે તેની દ્રષ્ટિ મળતાજ તે લજ્જીત થઇ એક તરફ હઠી ગઇ યુવકે અદ્યાપિ સપૂર્ણ તે રૂપવતી સુંદરીનુ મનોહર ચિત્ર પોતાના હૃદય પર અંકિત કર્યું નહોતુ તથાપિ તેના પ્રતિ ક્ષણ ભર દ્રષ્ટિ પડવાથી પણ તેને અપાર સુખ થયુ યુવક સ્થંભિત થઇને તેના પ્રતિ દ્રષ્ટિપાત કરવા લાગ્યો પરંતુ તે સુંદરી ક્ષણિક પ્રકાશ દર્શાવતી પુનઃ છુપાઇ ગઇ યુવાનના ચકોર નયનોની આગળ આવું સાૈંદર્ય કદિ આવ્યુ હતુ કે નહિ તે વિષે સંદેહ છે. તેને જોઇ યુવતીનુ અંગરોમાચિત કંપિત અને ધર્મયુક્ત થયુ તેને તેડવા આવેલી સુંદરી આ સર્વ ઘટના શાંત રીતે જોઇ રહી હતી થોડીવાર પછી તે બોલી —

"આકૃતિ અને પ્રકૃતિદ્વારા પ્રતીત થાય છે કે આપ અવશ્ય મહારાજા છો"

"હુ કોણ છુ તે જાણવાનુ તમને શું પ્રયોજન છે?"

"મને ઘણું પ્રયોજન છે."

"નિશંક બની તે પ્રયોજન જણાવો!"

'સમય આવતાં જણાવીશ પરંતુ પ્રથમ મને આપ જણાવો કે આપ આ પ્રકારે અપરીચિતની સ્ત્રીઓની વચ્ચે આવ્યા તેમાં આપનો વિશેષ અપરાધ છે કે મે દયા કરી આપને સ્થાન આપ્યું તેમાં મારો વિશેષ અપરાધ છે?"

યુવતી "પ્રાય યુવાઓનો સ્વભાવ અતિ ચંચળ હોય છે, માટેજ સ્ત્રીઓએ તેમની વાતો પર સાહસ કરી વિશ્વાસ મૂકી તેમના પર દયા લાવવી એ તેમની મહાન ભૂલ છે"

"યુવતી" અને સ્ત્રી મંડળમાં નિશંક ચાલ્યા આવવુ એ પણ તેટલીજ મોટી ભૂલ નહિ કે?

યુવક "એનો ઉત્તર આપવાની આવશ્યકતા એમ નથી."

યુવતી "તો ઉત્તર આપ્યા વિના અહીંઆથી જવું ધર્મ વિરૂદ્ધ છે.

આ સાંભળી યુવક સ્તમ્ભિત થઇ ગયો. યુવતી મનમાં બોલી એઓ વીર વેશમાં હોવા છતાં પણ શૃંગારના આગાર છે. એમનું અત્રે આવવું નિષ્પ્રયોજન નથી શું થાય છે તે જોઇશું "

પછી તે નિર્ભયતા પુર્વક બોલી.—

" આપ એટલા ચંચળ શા માટે બની રહ્યા છો ?

હું આપને ઓળખું છું, "

આ પ્રમાણે બોલી યુવતી હસવા લાગી તેનું આ હાસ્ય યુવાનને સર્પદંશ કરતા પણ વિશેષ દુ:ખકર લાગ્યું તેના મુખનો રંગ ફીક્કો પડી ગયો. તે ઉભો હતો ત્યાંથી ધમદઇ પૃથ્વી પર બેસી પડી યુવતીના મુખ તરફ જોવા લાગ્યો. સુંદરી તેના હૃદયનો ભાવ સમજી જઇ તેના ચરણ ગ્રહીને બોલી.—

મહારાજ દાસીનો અપરાધ ક્ષમા કરો- આપ કાંઇપણ શંકા રાખશો નહી અમે આપના શત્રુ નથી !'

યુવક બોલ્યો કોણ છો ? મારા તરફથી પણ તમને કાંઇ પીડા થશે એમ ધારશો નહિ "

યુવતી " મહારાજ, આપના દર્શન માત્રથી તેની તો મને ખાત્રી થઇ છે, પરંતુ—

યુવક ' પરંતુ શું ? "

યુવતી " એક પ્રાર્થના છે "

યુવક " બોલો "

યુવતી " આપ પુન: આગામી પૂર્ણિમાને દિવસે અત્રે પધારશો ? "

યુવક " યદિ તમારી એવી ઇચ્છા હોય તો હું આવીશ "

યુવતી " ત્યારે હું આપને અમારો સંપૂર્ણ પરિચય કરાવીશ.

યુવક " ઠીક પરંતુ જણાવો કે હું કોણ છું ? "

યુવતી " મહારાજ ",

એટલું બોલીને યુવતીએ યુવાનના કાનમાં કંઇક કહ્યું, એથી યુવાને ચકિત થઇ તેની તરફ જોયું. પછી સુંદરી બોલી " હવે મારે

અપરાધ મોટો કે આપનો અપરાધ મોટો તેનો નિર્ણય કરવાનું કામ એક ત્રીજી વ્યક્તિના હાથમાં રહ્યુ "

આ સાંભળી યુવક સ્મીત કરવા લાગ્યો અને યુવતી ક્ષણ પશ્ચાત પુન બોલી " ઠીક, ચાલો હવે સ્નાનાદિક કરીલો ત્રીજો પ્રહર થઇ ગયો છે, ત્યાર પછી વિશ્રામ કરજો અને ઘા પર મલમ પટા બંધાવજો '

યુવાએ યુવતીના આ વચનો પર લક્ષ્ય ન આપતાં દ્રષ્ટી ફેરવી તો પુન, તેને ઉક્તદારાની સજીવ છબી દ્રષ્ટિગોચર થઇ પરંતુ તે ક્ષણ માત્રમા પુન અદ્રશ્ય થઇ ગઇ યુવક મુગ્ધ સર્પની પેઠે યુવતીની પાછળ પાછો બીજા ઘરમાં ગયો સ્નાનદિક કર્યું પછી ભોજન કર્યું એટલામાં સંધ્યાકાળ થઇ ગયો, યુવાની પ્રસ્થાન કરવાની પ્રબલ ઇચ્છા હતી, પરંતુ ઉક્ત સુંદરીના આગ્રહથી તેને આજ રાત્રિ વ્યતીત કરવી પડી પરંતુ અફસોસ ! તેને પોતાના નિરાશ્રય અશ્વની સ્મૃતિ રહી નહિ જો કે તેના પોતાના ઘાવપર મલમ પટા તો કરવામાં આવ્યા.



# તૃતિય પરિચ્છેદ.



## મિલન.

પ્રણયનો મહિમા અદ્વિતીય છે જગતમાં જે સહૃદયનું હૃદય ક્ષેત્ર પ્રેમ બીજથી અંકુરિત ન હોય તે મરૂભૂમિથી જરાપણ કમ નથી પ્રણયનીતિ, કુલ, ધર્મ અને સમાજને જોતો નથી. અજ્ઞાત કુલશીલ વ્યક્તિઓ એક બીજાના દર્શન કરે ત્યારથીજ તેમના હૃદયમાં તેનો ઉદય થાય છે. એટલા માટે તેને લોક ગુણકથી ઓળખ

ગણ્યો ન જોઇએ, જેણે કદિ પણ હીરો જોયો ન હોય અને જે તેનું મૂલ્ય પણ જાણતો ન હોય તે શું હીરો જોઇને મોહિત થતો નથી? હીરાનું મૂલ્ય અને ગુણ જાણનારને પણ તે અવશ્ય પોતાની ઉજ્જ્વળતા અને શોભાથી આકર્ષિત કરી લે છે જેણે સોનું જોયું ન હોય તે એકાએક કોઇના અંગપર સુવર્ણમય આભૂષણો જુએ તો શું તેનું મન તેની શોભાથી આકૃષ્ટ નહિ થશે? પ્રણયનો અંકુર હૃદય ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે અને તેનો મર્મ સમજાવી શકાય એવો નથી

એ કોઇની ઇચ્છાથી ઉત્પન્ન થતો નથી અને કોઇની મનાથી રોકાતો નથી એ પોતાની અનિવાર્ય ગતિથી સ્ત્રી-પુરૂષોને ચલાયમાન કરે છે સર્વ સંસાર પ્રણયનો દાસ છે એમ કહેવું અયુક્ત નથી જગદીશ્વરજ સ્ત્રી-પુરૂષનાં હૃદય ક્ષેત્રમાં પ્રણયબીજનું આરોપણ કરે છે, જેથી સંસારનો પ્રવાહ એકસરખી રીતે ચાલ્યા કરે છે જેવી રીતે વસંત ૠતુનું આગમન થતાંજ વૃક્ષરાજ ફૂળપુષ્પોથી સુશોભીત થાય છે તે પ્રકારે બાલ્યાવસ્થા જઇ તારૂણ્ય પ્રાપ્ત થતાંજ પ્રણયનું બીજ મનુષ્ય બીજ મનુષ્યના હૃદયમાં સ્વયં પ્રકટ થાય છે

ગ્રીષ્મૠતુ ચાલે છે, નીશાનો સમય છે, ચન્દ્રમાં ગગનના મધ્ય ભાગમાંથી પોતાના અખંડ પ્રકાશથી પૃથ્વીને પ્રકાશીત કરી રહ્યો છે. સંસારના સમસ્ત જીવો વિશ્રાંતી સુખનો અનુભવ લે છે શીતલ, મંદ અને સુગંધી અનિલ પોતાની લહરિઓથી સર્વ જીવોને આનંદ આપી રહ્યો છે. મંદીરમાં એક વીશાળ અગાશી છે તે પર એક મૃદુ શય્યા પર આપણો યુવક સુખપૂર્વક નિદ્રા દેવીની આરાધના કરે છે સંસાર આ સર્વત્ર નિસ્તબ્ધતા તથા શાંતીનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે શૈયાની નિકટ એક ષોડષી બાલા ઉભી ઉભી યુવકના મુખની શોભા જોઇ રહી છે તે કદી હસે છે અને કદી રૂએ છે, કદી દીર્ઘ નિશ્વાસ નાખે છે અને કદી કાંઇક ગણગણાટ કરે છે.

તે વીર પુરૂષના દર્શન માત્રથી બાલીકાના હૃદયમાં એટલું પરિવર્તન થઇ ગયું કે તે તેને પોતાના સર્વ ભાવથી ચાહવા લાગી આનું પરિણામ શું આવશે? ગમે તે આવો વીધીની વીચિત્ર ગતી છે. તેમાં આ બાલીકાનો શો દોષ છે?

ત્યાર પછી તે બાલા એક ખુરશીપર બેસી ઉકત યુવાના મુખ-પર વીંજણો નાખવા લાગી. તેની આંખોમાંથી અશ્રુ બિંદુઓ ટપકવા લાગ્યાં અહા! તે બાલિકાનુ જેવુ કોમલતા પૂર્ણ હૃદય હતુ તેવી તેની સરલતામય આકૃતી પણ હતી સ્ત્રી જાતી મહા માયાનો અવ-તાર છે. જો સરલ હૃદય સુંદરીઓ ન હોત તો આ જગત્ મરૂ ભૂમી બની ગયુ હોત. અનુભવી પાઠકો આ સમયે ઉકત બાલિકાના હૃદયમા આ ભાવ પ્રવર્તી રહયા હતા તેનું અનુમાન કરી શકશે દયામયી સરલ હૃદય બાલિકાના કોમલ હસ્ત દ્વારા હાલતા વીંજણાથી તે યુવકના સમગ્ર અંગને શાંતી થઇ, રાત્રીના ત્રણ વાગી ગયા હશે, એવામા યુવક ની આંખો ઉઘડી તેણે આંખ ઉઘાડીને જોયુ તો પુર્વ પરીચિત બાલા હાથમા પંખો લઇ ખુરશીપર બેઠેલી જણાઇ તે વારંવાર પોતાની સાડીના છેડાથી આંખ લૂછતી અને દીર્ઘ નિ.શ્વાસ નાખતી હતી તેને જોતાજ યુવાના મનમા મોહ ઉત્પન્ન થયો. તેણે પોતાના મનમા પ્રતી જ્ઞા કરી કે "આ સ્ત્રી શીવાય અન્ય કોઇને પણ હુ મારા હૃદયમા ધારણ કરીશ નહી '

આ પ્રણયની આકર્ષણ શકિતનો પ્રભાવ હતો જે પ્રણય એક પક્ષી હોય તે ખરો પ્રણય નથી, તે પ્રણયાભાસ માત્રજ ગણી શકાય યુવાની આંખો સાથે પોતાની આંખ મળતાંજ તે બાલા લજ્જીત થઇ ગઇ. ત્યાંથી ઉઠીને ચાલ્યા જવાની તેની ઇચ્છા થઇ, પરંતુ ગતીએ તેની ઇચ્છાને ટેકો આપ્યો નહિ. યુવા શૈયા પર બેઠો થયો ઉભય પ્રણયીના હૃદય ધડકવા લાગ્યાં. નિર્જન સ્થાનમાં પ્રણયીનુ મિલન મહા ઉત્પાત ઉત્પન્ન કરે છે પ્રથમ સમાગમ પ્રસંગે નવ પ્રણયીનાં હૃદય કંપિત થયા વિના શી રીતે રહે? યુવાએ હૃદયનો વેગ રોકી મૃદુ સ્વરે કહ્યું —

"સુંદરી, શુ તમે શયન કર્યું નથી? તમે અહીંઆ કયારથી બેઠા છો?"

પરંતુ બાલિકાએ કોઇપણ ઉત્તર આપ્યો નહિ તેથી યુવાએ પુન પ્રશ્ન કર્યો " શુ હુ એવો મંદ ભાગ્ય છું કે તમારાં બે વચનો

સાંભળવાનો પણ અધિકારી નથી? શું તમે મને પંખો નાખવા લાગ્યાં?"

એટલું બોલી યુવક અટકી ગયો તેનુ હૃદય સ્નેહથી ઉભરાઇ ગયું. તેના હૃદયનો ભાવ સમજી તે બાલિકા અતિ ક્ષીણ સ્વરે બોલી:—

"મહારાજ, આપ અતીથિ છો આપની સેવા કરવી એ અમારો ધર્મ છે"

આથી કાંઇપણ અધિક કહી શકી નહિ, કારણ કે લજ્જાથી તેની વાચા બંધ પડી ગઇ

યુવક "તમારી સખી ક્યાં છે?"

બાલા "બીજા ઘરમાં છે"

યુવક "શું તમે મને તમારો પરિચય નહિ આપો? તેમ કરતાં કાંઇ ભય છે? શું મારૂ હૃદય ચીરીને બતાવવાની જરૂર છે?

બાલા "હું મારો પરિચય આપત, પરન્તુ વિશ્વાસઘાત, કરવો એ શું પાપ નથી?"

યુવક "ઠીક એ તો કહો કે તમે અહીંઆં કેટલા સમયથી રહો છો?"

બાલા "મહારાજ, એ શું પરિચય બહારની વાત છે? નહિ કહેવા માટે મને ક્ષમા કરજો, પરન્તુ ધૈર્ય ધારણ કરશો, સમય આવતાં સર્વ વાત પ્રકટ થશે"

યુવક આ સાંભળી કેટલીક વાર સુધી મૌન રહ્યો પછી તેણે બીજી વાત કાઢી:—

"પ્રાતઃકાલમાં હું અહીંઆંથી ચાલ્યો જઇશ, શું તમે મને કદાપિ યાદ કરશો?"

આ સાંભળી બાલિકા લજ્જીત થઇ કાંઇ પણ બોલી નહિ, પરન્તુ તેણે ઉક્ત પ્રશ્નનો ઉત્તર મનમાં ને મનમાં આ પ્રમાણે આપ્યો:—

"મેં મારા માનસ મંદિરમાં આપની પ્રતિષ્ઠા કરી છે હવે આ જન્મમાં તે સ્થાનનો બીજો કોઇ અધિકારી થઇ શકશે નહિ"

આર પછી તેણે દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો તે જોઈ યુવક બોલ્યો"— શું તમારા નામથી પણ મારૂં હૃદય શીતલ અને કર્ણ પવિત્ર

નહિ થશે ?"

કિંતુ બાલિકા લજ્જાથી કાંઈપણ બોલી નહિ તે જોઇ યુવક સૈયા ર ઉભો થઇ ઉભય હસ્ત ઉંચા કરી બોલ્યો—

"હે દયામય જગદીશ્વર ! આપની સાક્ષીથી હું કહું છું કે આ સુદરીને હુ કદિપણ અપકાર કરીશ નહિ પછી તેણે બાલિકા પ્રતિ દ્રષ્ટિપાત કરી કહ્યું 'શુ હજી પણ સદેહ છે?"

બાલા "સદેહ તો પ્રથમ પણ નહોતો અને હમણાં પણ નથી અને આપ ઘણાજ આતુર હો તો હુ થોડો પરિચય આપીશ"

યુવક 'ઠીક, કહો ત્યારે"

બાલા "મારી માતા એક બીજે સ્થળે રહે છે અને હું મારી સખીની સાથે અત્રે આવી છે અને કદિ કદિ હુ તેમને મળવાને જાઉં છું."

યુવક 'અહીંઆ તમારી સાભાળ કોણ રાખે છે ?"

બાલા "મારી સખી છે અને એક મહત છે"

યુવક "આજે તો તેઓ મારા જોવામાં આવ્યા નહિ"

બાલા "તેઓ ક્યાંય ગયા હશે"

યુવક "શુ તમારો આદિ નિવાસ આજ સ્થળે છે ?"

બાલા 'ના બે વર્ષથી હુ અત્રે રહુ છું પરતુ હવે હું અધિક સમય અત્રે રહીશ નહિ"

યુવક 'શુ આ વાત કહેવામાં તમે વિશ્વાસઘાત કર્યો નથી?"

આ સાંભળી બાલિકા ગભરાઇને રોવા લાગી ત્યારે યુવાએ પોતાના દુપટ્ટાથી તેના અશ્રુ લુછી કહ્યું "અરે આ શું ? રોઓ છો આ માટે ?"

બાલા "મહારાજ, મારા ચચલ ચિત્તે આપના કહેવાથી આ દોષ કર્યો, માટે આ દોષના ભાગી આપ છો." આ પ્રમાણે બોલતા બોલતાં તેના મુખપર સ્મિત ફરકી રહ્યું અને યુવાએ પણ હર્ષિત થઇ કહ્યું 'હુ દોષનો સ્વિકાર કરું છું.

આટલું બોલી તેણે તે સુકુમાર બાલીકાનો કોમલ હસ્ત ગ્રહણ કરી તેની આગુલીમાં પોતાની વીંટી પહેરાવી દીધી તે જોઇ બાલિકાનું

હૃદય કંપવા લાગ્યું તે તેને ઉતારવા લાગી ત્યારે યુવાએ કહ્યું " જો તમે આ મુદ્રિકા લેશો નહિ તો હું માનીશ કે તમે કદિ પણ મને યાદ કરશો નહિ. આ વિંટીને જોવાથી તમને સદા મારૂં સ્મરણ રહેશે."

બાલિકા " અને આપ મને યાદ કરશો કે ? " એમ કહી તેણે પોતાની મુદ્રિકા યુવાની તરફ ફેંકી યુવાએ ચંદ્ર પ્રકાશમાં વિંટીપર કોતરેલુ નામ વાંચીને આનંદિત થઇ કહયું તમારૂં નામ મલ્લિકા છે ?

બાલા " તે આપે શી રીતે જાણ્યુ ? "

યુવક " આ મુદ્રિકાની ઉપર લખેલું છે "

બાલા " અને આપનુ નામ પણ મુદ્રિકાપર છે મહારાજ, આપના નરેન્દ્ર— "

યુવક " ના, એ મને રાજાની તરફથી મળી છે "

બાલા ' તો મારી વિંટી પણ મને રાણીના તરફથી મળી છે

યુવાએ હસીને તે બાલિકાને આલિંગન કર્યું તે લજ્જાથી સંકોચ પામી પાછી હઠી ગઇ એટલામાં તેની સખી ત્યાં આવી પહોંચી. તેને જોઇને ઉભય લજ્જીત થયાં આવતાં વેંત તે યુવતી બોલી

" મહારાજ, પ્રાતઃકાળ થયો છે કહો, રાત્રિ તો આનંદથી વ્યતીત થઇને ? '

યુવક " જ્યાં સમાન આનંદ દાતા હોય ત્યાં આનંદની શી કમી હોય ?

યુવતી " મારી સખીએ આપનો આદર સત્કાર સારી રીતે કર્યો ને ? "

યુવક " તમારાં સખી તમારાથી પણ અધિક છે આ સાંભળી તે ષોડશી બાલિકા લજ્જીત થઇ ત્યાંથી નાશી ગઇ પછી યુવતી બોલી " મહારાજ યદિ આજ્ઞા હોય તો હું કાંઇક પૂછું "

યુવક " તમે જે ઇચ્છા હોય તે પૂછો અને તમારો પરિચય ન આપો તે શું ન્યાય છે ?

યુવતી " સ્ત્રી જાતી ન્યાયની વાત શું જાણે ? "

યુવક " તો પછી વ્યવહાર શી રીતે ચાલે ? "

યુવતી "ધૈર્ય ધારણ કરો પુનર્મિલન થતાં હુ સર્વ ભેદ પ્રગટ કરીશ. હમણાંજ સર્વ વાત કહેત, પરંતુ શું કરૂં ? પરાધીન છું "

યુવક "તો આપનું નામ તો જણાવો."

યુવતી "તેમ કરતાં કાંઇપણ હરકત નથી. આ દાસીને સર્વ સરલાના નામથી બોલાવે છે"

યુવક "તમારૂ જેવુ નામ છે તેવાજ તમારા ગુણ પણ છે."

સરલા "આપે કોઇ સુંદરીની સાથે વિવાહ કર્યા છે ?"

યુવક "હા"

આ શબ્દ સાંભળતાંજ સરલા પૃથ્વીપર ધમ દઇને બેસી ગઇ તેને સહસ્ર વૃશ્ચિક ડંશ કરતાં વિશેષ દુઃખ થયુ અને તેની મુખાકૃતિ પરિવર્તિત થઇ. તેના મનનો ભાસ સમજી યુવાએ કહ્યુ "સરલા, તમે ગભરાઓ છો શા માટે ? મારા વિવાહ તો તમારા સન્મુખ થયા છે ?

સરલા "આપને કસમ છે, સત્યજ કહેજો"

યુવક "સત્યજ કહુ છુ. એક અજ્ઞાત કુલ શીલા બાલાને મે મારો પ્રેમ અર્પણ કર્યો છે"

સરલા "કયારે ?"

યુવક "આજ રાત્રે"

આ સાંભળી સરલા વસ્તુ સ્થિતિ સમજી ગઇ અને શીઘ્રતાથી ઉઠી યુવાનો હાથ ગ્રહણ કરીને બોલી.—

"તો મારૂં પારિતોષક ક્યાં છે ?"

"આ રહ્યો" એમ કહી તેણે તેને મોતીની બે માળાઓ આપી અને કહ્યુ 'એમાંની એક તમારી અને બીજી તમારી સખીની છે."

સરલા "મહારાજ, આપ મારી સખી પ્રત્યે પણ પ્રેમ રાખો છો ?"

યુવક "તેનું કાંઇ પ્રત્યક્ષ પ્રમાણ હું આપી શકું એમ નથી."

—યુવતી હસીને બોલી " મહારાજ આપ નરેશ છો, તો શું સામાન્ય કન્યાપર આપનો પ્રેમ સદા રહેશે ? "

યુવક " આ વચન તો મને વજ્ર બાણ કરતાં પણ વિશેષ પીડા આપે છે. "

સરલા " તો મારી સખીનું સદા સ્મરણ રાખશો, એજ મારી પ્રાર્થના છે "

યુવક " શું હૃદય ચીરીને બતાવું ? જો મારા હૃદયમાં જોશો તો તમારી સખી ત્યાં વિરાજમાન થયેલીજ જણાશે "

સરલા " મહારાજ, આપ ખરેખર ભાગ્યશાળી છો "

યુવક " શી રીતે ? "

સરલા " આપે જે કન્યાનો સ્વીકાર કર્યો છે તે આપનો યોગ્ય અસાધારણ રત્ન છે. એની ખરી સ્થિતિ આપને આગામી પૂર્ણિમાને દિવસે નિવેદન કરીશ "

આટલું બોલી સરલા ચાલી ગઇ યુવક હસ્ત મુખ પ્રક્ષાલન કરી વસ્ત્ર શસ્ત્રથી સજ્જ થયો એવામાં મલ્લિકા ત્યાં આવી લજ્જા યુક્ત ભાવથી બોલી " આપ પુન પધારશોને ? "

" અવશ્ય " એમ કહી યુવાએ તેના કપોલપર ચુંબન કર્યું બાલા લજ્જા અને સંકોચ પામી ત્યાંથી સત્વર ત્યાંથી ચાલી ગઇ. યુવકને દ્વારપર સરલાનું મિલન થયું. તેની આગળ પુન આવવાની પ્રતિજ્ઞા કરી તથા ભવાની પતિને પ્રણામ કરી યુવક અશ્વની તપાસ કરવા નીકળ્યો. તે બિચારો પોતાના સ્વામીની સેવાને માટે એક વૃક્ષ નીચે ઉભો હતો તે પોતાના સ્વામીને જોઇને ખુખારવા લાગ્યો અશ્વ પર આરૂઢ થઇ યુવક ચાલ્યો તે સમયે તેના મનમાં વર્તમાન આશ્ચર્યકારક ઘટનાઓ એક પછી એક ઉદય પામવા લાગી

યુવકને પ્રસ્થાન કર્યાને પા કલાક થયો હશે એવામાં તેનો ઘોડો જે ઝાડીમાં ઉભો હતો તેમાંથી એક કદાવર યુવક બહાર નીકળી આવ્યો અને આમ તેમ દ્રષ્ટીપાત કરી તથા મંદીર તરફ ધ્યાન પૂર્વક જોઇ મૂછ પર તાવ દેતો બોલ્યો " અલ્હમ્દ લિલ્લાહ. " હવે તો મારો બેડો પાર છે. નવાબ સાહેબ જે પરીની તપાસ દીધે

કાળથી કરી રહયા છે તેનો પ તો આતે મને લાગ્યોછે. બસ, હવે પૂછવુંજ શું ? નવાબ સાહેબની તરફથી જયારે ખુબ ઇનામ મેળવ ત્યારેજ એનાજ નીમ્નો પતો બતાવીશ,

લેકિન, વાહ નરેન્દ્ર પણ કેવો બહાદુર છે કે જેણે કાં જેવા બહાદુર વીરને જોત જોતમા પરાજીત કર્યો અલ્લાહ, હું કેવળ નરેન્દ્રની તપાસ કરવાને અકસ્માત આ તરફ નીકળી આ હતો અને તેના ઘેડાને અત્રે જોઇ ઝાડીમાં છુપાઇ ગયો હતો મ ખુદાના ફજલથી નરેન્દ્રની સાથે સાથે તે ગુલબદન હુરનો પત્તો મને મળી ગયો કે જેને માટે નવાબ સાહેબ કેટલીક મુદતથી દિવ આમાન બની ગયા છે ”

ત્યાર પછી તે પોતાના ઘોડાને ઝાડીમાથી બહાર લઇ આ અને તે પર સવાર થઇ ચાલવા લાગ્યો તેનુ ગમન થતાંજ બીજો સખસ ઝાડીમાંથી બહાર નીકળ્યો અને આમ તેમ દ્રષ્ટિ કરી બીજી દીશામાં ચાલ્યો ગયો અત્રે અમે સ્પષ્ટીકરણ કરવાનું આ શ્યક માનીએ છીએ કે તેમાંનો એક યવન અને બીજો હિંદુ હતે



# ચતુર્થ પરિચ્છેદ.



## મિલન.

યોગ્ય વયે માનવ હૃદયમાં પ્રિયકરના અભાવે વિરહ ઉ થાય છે તે વિરહ સ્ત્રી અને પુરૂષ એ ઉભયને વિષમ યાતના છે જે સમયે વિશ્વ સંહારક શંકરનં હૃદયાહ્લાદિનીએ દક્ષય પોતાના શરીરની આહુતિ આપી હતી તે સમયે મહાદેવજીએ પો હૃદયની વિરહ વેદના શાંત કરવાને સતીના મૃત દેહને આલિંગન હતું.

આ અવસ્થાનું નામજ વિરહ છે વિરહ એ કાંઇ સામાન્ય વ્યાધિ નથી તેની કાંઇ બીજી ઔષધ નથી કે ઉપાય નથી, પ્રિયકરનુ મિલન એજ માત્ર તેનો ઉપાય છે

આપણી સરલ હૃદયા મલ્લિકા પણ હાલ એજ વિરહ વેદનાથી પીડાય છે. મલ્લિકાએ મહારાજા નરેન્દ્ર શિવાય કોઇપણ પુરૂષની મૂર્તિનુ ધ્યાન કરી અત્યત દુખિત થવા લાગી માત્ર તેને મળવાની આશાથીજ તેને ધૈર્ય પ્રાપ્ત થતુ હતુ તે મનમા બોલી —

" એક સપ્તાહ વ્યતીત થઇ ગયુ, પરતુ મહારાજા હજી આવ્યા નહિ, આજેજ પૂર્ણિમા છે શુ તેઓ આ દાસીપર દયા કરી પુનદર્શન આપશે ? રાણી બનવાનુ મારા ભાગ્યમાં લખ્યુ હશે ?"

મલ્લિકા આ પ્રકારની ચિતા સદા સર્વદા કરતી અને સૂતા ઘરમાં બેઠી બેઠી અશ્રુ વહેવરાવ્યા કરતી જેણે દશ દિવસ પૂર્વે મલ્લિકાનુ સ્વર્ગીય રૂપ જોયુ હશે તે આજે તો ફિક્કી પડી ગયેલી સુંદરીને ઓળખી શકશે નહિ અહો, તે સરલ હૃદયા [illegible]એ આ શું કર્યું ? શા માટે તેણે પોતાના કચન સમાન શરીરને મૃતિકા સમાન બનાવી દીધુ ? તે ચિતામા નિમગ્ન થઇ હતી, એવામા ત્યાં સરલા આવી પહોંચી મલ્લિકા વારવાર રાજા નરેન્દ્ર સિંહની આપેલી મુદ્રિકા અને માલા જોતી અને વારવાર તેને ચુબન કરતી તે પોતાના પ્રિયકરના વિચારમાં એટલી બધી નિમગ્ન થઇ હતી કે સરલાના આગમનની તેને ખબર પડી નહિ સરલાએ મલ્લિકાની આ દશા જોઇ દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું .—

" સખી મલ્લિકા, તું આટલી અધીર શા માટે બને છે, એમ કરવાથી કષ્ટ વિના બીજી શી પ્રાપ્તિ થવાની છે ? "

મલ્લિકા વિચારમાં એટલી બધી નિમગ્ન થઇ હતી કે સરલાના આ વચનો પણ તેના સાંભળવામાં આવ્યા નહિ આથી સરલાએ તેની પાસે બેસી તેના ગાલ પકડી કહ્યુ

" મલ્લિકા, અધીરી શા માટે થાય છે ? આજે તો મહારાજાનો આવવાનો વાયદો છે ને ?"

મલ્લિકા ચોંકી ઉઠી. તેણે નિકટ સરલાને જોઇ પોતાના

મનના ભાવ છુપાવવાનો અવસર ન હોવાથી લજ્જીત થઇ કહ્યું —

" સરલા, માજી શારાં છે ? તું ક્યારે આવી ? "

સરલાએ દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું :—

" સારાં છે, હું હમણાંજ તેમની પાસેથી ચાલી આવી છું.

સરલા " માજીએ શું કહ્યું ? " આમ બોલીને લજ્જાથી સંકોચ પામી.

સરલાએ પ્રત્યુત્તર આપ્યો " હજી સુધી માજી પોતાની સમ્મતિ આપતાં નથી પરંતુ એમની સમ્મતિ મેળવતાં હવે વિશેષ વિલંબ નથી હું આજેજ સર્વ સુવ્યવસ્થા કરીશ "

મલ્લિકા મુગ્ધ બની બેસી રહી. સરલા કાંઇ કહેવા જતી હતી, પરતુ એવામાં બહાર મહા કોલાહલ થતો સંભળાયો, તે ચકિત થઇ આમ તેમ જોવા લાગી એવામાં એક વૃધ્ધ માણસે આવીને કહ્યું :—

" સરલા સર્વનાશ ? "

સરલા ( ગભરાઇને ) " ભટ્ટાચાર્ય મહાશય આ શું છે ? "

ભટ્ટાચાર્ય " સર્વનાશ, યવનોએ તમારૂં નિવાસ સ્થાન શોધી કાઢી મંદિરને ઘેરી લીધુ છે હવે બચવાની કાંઇપણ આશા નથી, "

આમ કહી ભટ્ટાચાર્ય ત્યાંથી નાશી ગયા એટલામાં ત્યાં યમદૂત સમાન દશબાર યવનો આવી પહોંચ્યા તેમને જોઇને મલ્લિકા મૂર્છિત થઇ ગઇ યદ્યપિ સરલા સાવધાન હતી તો પણ તે ગભરાઇ ગઇ હતી. ઉભય સુદરીઓને જોઇને મુસલમાનો આનદથી નાચવા લાગ્યા પછી તેઓ તેમને બાંધી પાલખીમા નાખી ત્યાંથી ચાલવા લાગ્યા સધ્યાકાળ થવાને બહુજ વિલંબ નહોતો

મુસલમાનોની સખ્યા પચાસથી ઓછી નહિ હશે. તેઓ અશ્વારૂઢ થઇ ચોતરફથી પાલખીને ઘેરી ચાલવા લાગ્યા પાલખીની આગળ જે મુસલમાન ભારે ઠાઠમાઠથી અશ્વારૂઢ થઇને ચાલતો હતો તેનું નામ ઉસમાન હતુ અને તેની બાજુમાં જરા પાછળથી જે એક યુવાન મુસલમાન શ્વેત અશ્વપર આરૂઢ થઇને ચાલતો હતો તે ઉસમાન નો મુસાહિબ હતો તેનુ નામ રહીમ હતું. રહીમે ઉસમાનને કહ્યું :—

"કેમ હજરત, નવાબ સાહેબ તો કેવલ મલાકા (મલ્લિકા)ના ઉમ્મીદવાર છે તો પછી આપ તેની સાથે આ બીજી નાજનીનને શા માટે લઇ જાઓ છો?"

ઉસ્માન (સ્મિત કરી) "શું એનો સબબ મીર્યા રહીમખાને સમજાવવો પડશે? ખેર, સાંભળો આ બીજી ઓરતને હુ મારી બીબી બનાવીશ અને તેમ કરવામાં મારો ઉદ્દેશ એ છે કે જ્યારે મલ્લિકાના પાશમાં નવાબ સાહેબ પૂરેપુરા સપડાઇ જશે ત્યારે આ ઓરતની મારફતે હું મારૂ ઘણું કામ પાર પાડીશ, કારણ કે આ ઓરતની સાથે મલ્લિકાને ઘણી દોસ્તી છે"

નિદાન તે સર્વ શિઘ્ર ગતિથી આગળ ધસવા લાગ્યા પાઠક આ ઉસમાનજ યુવકના ગમન પશ્ચાત્ ઝાડીમાંથી બહાર નીકળ્યો હતો આ સર્વ બખેડો તે દુષ્ટેજ કર્યો હતો આ મુસલમાનની ટોળીની પાછળ પાછળ એક હિંદુ પણ જવા લાગ્યો અને તે બીજો કોઇ નહિ, પરંતુ તે ઉસમાનની પછીથી ઝાડીમાંથી નીકળ્યો તેજ હતો

મધ્યાન્હના સમયે વન સ્થલીના માર્ગમાંથી એક નાની સેના ચાલી જતી હતી તેની આગળ યુવકો અશ્વપર આરૂઢ થઇ પરસ્પર વાતો કરતા ચાલતા હતા. તેમાંનો એક રાજા હતો અને બીજો મંત્રી હતો.

રાજા "મંત્રીજી, પઠાણોના ઉપદ્રવને લીધે વનના માર્ગથીજ ગમન કરવુ યુક્ત થયુ"

મંત્રી "મહારાજા, મેં પણ એવીજ અનુમતિ આપી હતી. વિશેષત: ગ્રીષ્મ રૂતુમાં સૂર્યના તાપથી બચવાને માટે આ માર્ગ અતિ ઉત્તમ છે"

રાજા "કિંતુ જ્યા સુધી આપણે નિર્વિઘ્નતા આજકાલ પદ પદ પર વિપત્તિ છે."

મંત્રી "પરંતુ સાવધાની વાપરવાથી વિઘ્નથી બચી શકાય છે.

ઉભય શીઘ્ર ગતિથી ચાલવા લાગ્યા તેમની પાછળ સેના શ્રેણી ચાલતી હતી. સેનાનો કોલાહલ સાંભળી પશુઓ પ્રાણ ભયથી આમ તેમ દોડવા લાગ્યાં અને પક્ષીઓ પોતાના માળામાંથી મુખ કાઢી તેની તરફ જોવા લાગ્યાં તથા પોતાની વિહ્વલતા પ્રદર્શિત કરવા

લાગ્યાં અન્ય જીવોમાં મહા હિલચાલ ઉપસ્થિત થઇ, ચો તરફ અશાંતિ ફેલાઇ ગઇ અને પશુ પક્ષીના કલરવથી વન સ્થલી ગુંજાયમાન થઇ રહી.

આ સમયે એક સુંદર મૃગ રાજાના જોવામાં આવ્યો તેને જોતાં વેંતજ તેમણે પોતાનો અશ્વ તેની પૂઠે ફેંક્યો અને સંકેત મળતાં મંત્રીએ પણ તેમનું અનુકરણ કર્યું સૈન્ય પણ તેમની પાછળ પાછળ ચાલ્યું, પરંતુ રાજા સૈન્ય તથા મંત્રીને ત્યાંજ વિશ્રામ કરવાની આજ્ઞા કરી શીઘ્ર ગતિથી આગળ નીકળી ગયા મૃગની પાછળ તેઓ જંગલમાં ઘણા ભટક્યા દશ બાર કોશ પર્યંત ગયા પછી મૃગ એકાએક એક ગુફામાં પ્રવિષ્ટ થઇ અદ્રશ્ય થઇ ગયો આ આકસ્મિક ઘટનાથી તે ઉભય ભ્રમ દૈત્ય થઇ ગયા



# પંચમ પરિચ્છેદ.



## મિલન.

કોઇ કાર્ય અત્યંત પરિશ્રમ કર્યા છતા પણ જ્યારે સફળ થતું નથી ત્યારે આપણને થયેલા શ્રમ કરતા શતપટ અધિક શ્રમ લાગે છે અને આપણું હૃદય શિથિલ થઇ જાય છે અને ગમે તેટલો શ્રમ કર્યા પછી જો કાર્ય સફળ થાય છે તો અણુંમાત્ર શ્રમ લાગતો નથી ઉક્ત ઉભય માણસોને પોતના કાર્યમા સફળતા નહિ મળવાથી તેમની દશા અત્યંત શોચનીય બની. તેમના મુખ અને નેત્રો લાલ બની ગયાં હતાં, સર્વાંગે પ્રસ્વેદબિંદુ ટપકતાં હતાં, મુખ શુષ્ક બની ગયાં હતાં અને હૃદય ધડકતાં હતાં શ્રમ બાહુલ્યથી તેમનાં શરીર શિથિલ અને બોજા રૂપ થઇ ગયાં હતાં તેમના અશ્વોની પણ

આવીજ દશા હતી તેઓ અત્યંત શ્રમને લીધે વારંવાર પોતાની જીવ્હા બહાર કાઢતા હતા અને મુખથી ફીણ ફેંકતા હતા

હતાશ થઇ ઉભયે અશ્વપરથી નીચે ઉતરી ઇતસ્તત દ્રષ્ટિ પાત કરી અશ્વને એક જળાશયના કિનારા પર લાવી જલપાન કરાવ્યું અને ચરવાને માટે સમીપમાંજ છોડી દીધા તત્પશ્ચાત્ ઉભય હાથ મુખ પ્રક્ષાલન કરી તથા જલપાન કરી સ્વસ્થ થયા પછી મહારાજા બોલ્યા "મંત્રીજી, આજે મહા વિપદ્ ઉપસ્થિત થઇ. આ મૃગે તો મહા સંકટમાં નાખ્યા"

મંત્રી "મહારાજ, એમાં શું આશ્ચર્ય? એ એવી ભયંકર જાતિ છે કે એણે સાક્ષાત્ અવધેશ રાજને પણ પરાસ્ત કર્યા હતા એ દુષ્ટોદ્વારા અસંખ્ય વીરો સંકટમાં પડ્યા હતા તો આપણે પડીએ તેમાં શું આશ્ચર્ય?"

મહારાજ "પરંતુ આશ્ચર્ય એ છે કે લોકો જાણી બુજીને એની જાલમાં સપડાય છે."

મંત્રી "અસ્તુ જે થયું તે થયું હવે કોઇપણ ઉપાયે આ વનની બહાર નીકળવું જોઇએ."

રાજા "અહો! શું કાર્યને માટે જતા હતા અને શું થઇ ગયું? ઇશ્વરેચ્છા!"

શનૈ શનૈ સંધ્યા દેવીનો સંચાર થયો સૂર્યનારાયણ અધિક યાત્રાના શ્રમથી પરિશ્રાન્ત થઇ રાત્રિના શયનને માટે અસ્તાચલમાં પધાર્યા તેની પ્રિયા સરોજિની પ્રાણપતિના વિયોગથી અત્યંત દુઃખિત થઇ. તેણે એકવાર ઉન્નત મુખ કરી કરૂણ કટાક્ષ કર્યો, પરંતુ પ્રાણપતિ ન પધારવાથી પુન સંકુચિત બની. આ તરફ કુમુદિની પોતાના પ્રિયકરના દિનભરના વિયોગથી અતિ શોકાતુર થઇ રહી હતી, પરંતુ હવે તે નિશાપતિના આગમનથી પ્રફુલ્લિત થઇ

મહાકામી નિશાકર આખો દિવસ દિનમણીના ભયથી બહાર નીકળ્યા નહોતા, પરંતુ તેમને અસ્તાચલમાં જતા જોઇ તેઓ પૂર્વ દિશા તરફ મુખ કાઢી ઇતસ્તતઃ દ્રષ્ટિપાત કરી ગગનપટ પર આવ્યા

કલાકનો વિસ્તાર કરતા કરતા ઉદિત થયા અને તેમણે પોતાની શિતલ કૌમુદીથી ભૂતળને રૌપ્યવર્ણું કરી દીધું

પક્ષી કુલ નિશાના આગમન પૂર્વેજ પોતપોતાના માળામાં પ્રવેશ કરી સૂતાં હતાં પશુકુલ પણ ઇતસ્તતઃ મોજ આવે ત્યાં રાત્રિ નિર્ગમન કરતાં હતાં અને વનમાં એક પ્રકારે શાંતિ પ્રસરી રહી હતી.

રાજા અને મંત્રી ઉભય જે માર્ગેથી આવ્યા હતા તે માર્ગ નહી જડવાથી અને રાત્રિ પડી જવાથી મનમાં કિંચિંત ઉદ્વેગ થયો. રાત્રિના સમયે ઘોર જંગલમાં માર્ગ શી રીતે જડી શકે? જંગલ ઘીચ ઝાડ ઝાંખરાંથી પૂર્ણ અને ભયંકર હતું. મોટા મોટા વૃક્ષો શિર ઉન્નત કરી તથા પોતાની શાખાઓ હલાવી પથિકોને જાણે વનમાં પ્રવેશ કરવાનો નિષેધ કરતાં હતા તે વનમાં પ્રવેશ કરવાનો ચંદ્રપ્રકાશ અશક્ત હતો થોડી થોડી વારને અંતરે ભયંકર પ્રાણઘાતક પશુઓના કાનના પડદા ફાડી નાંખે એવા ચીત્કાર સંભળાતા હતા. અને તે વિસ્તીર્ણ જંગલમાં કેવલ બે મનુષ્યોજ હતા.

તે ઉભય યુવકોએ સાહસ કરી એક ઉચ્ચ વૃક્ષ પર આરોહણ કરી આસપાસ જોયું તો તેમને ચંદ્રપ્રકાશમાં થોડે દૂર એક ગિરિ ગુફા જણાઇ તે નિર્જન વનમાં રજનીના સમયે એક આશ્રય સ્થાન પ્રાપ્ત થવાથી તેમના હૃદયમાં આશા ઉત્પન્ન થઇ વૃક્ષ પરથી શીઘ્ર નીચે ઉતરી તેઓ ગુફા તરફ ગયા અને તે સ્થાન સારૂ તથા નિરાપદ છે કે નહી તેની સારી રીતે તપાસ કરી પછી તેમાં રાત્રિ યાપન કરવાનો સંકલ્પ કરી મહારાજે બોલ્યા 'મંત્રીજી, આપણે અત્રેજ રાત્રિ વ્યતીત કરવી ઠીક પડશે."

મંત્રી " અવશ્ય આપણે તેમજ કરવુ પડશે "

મહારાજા " આપણા સમયની વિટંબના છે. ક્યાં રાજ પ્રાસાદ ક્યાં સુકોમળ શય્યા અને ક્યાં આ ભયાનક કંદરા "

મંત્રી " અહો, શા કાર્યને માટે જતા હતા અને વચમાં કેવો ઉપદ્રવ ઉપસ્થિત થયો. "

મહારાજ " અસ્તુ પ્રથમ તમે શયન કરો, હું દ્વારપર બેસી પહેરો ભરીશ."

મંત્રી " નહિ નહિ, પ્રથમ આપજ શયન કરો હું પહેરો ભરીશ પ્રથમ શયન કરવુ એ મારો ધર્મ નથી "

મહારાજ " તો પછી તમને વિપત્તિમાં છોડી મારે શયન કરવુ એ શુ મારો ધર્મ છે ?"

મંત્રી " કાંઇ ચિંતા નહિ પ્રથમ આપ શયન કરો જ્યારે મને નિદ્રા આવશે ત્યારે હુ આપને જાગૃત કરીશ "

મહારાજ " નહિ, પ્રથમ તમેજ સુઓ "

મંત્રી આ બહુ અનુચિત થાય છે "

મહારાજ " તો જવાદો, તમે પણ શયન ન કરો અને હું પણ નથી કરતો. "

અનેક તર્ક વિતર્ક થયા પશ્ચાત મંત્રીએ પ્રથમ સયન કરવાનો સ્વિકાર કર્યો અશ્વોને નિકટજ વૃક્ષો સાથે બાંધી મંત્રીએ શયન કર્યું અને મહારાજા સનમુખ માથો મુકી હાથમાં નગન તલવાર લઇ કદરાના દારપર બેસી ગયા અહો ' સમયની કેવી બલિહારી છે ' જે માણુસ રાજ પ્રાસાદમાં મુલાયમ શય્યાપર પણ શાંતી પૂર્વક નિદ્રા લઇ શકતો નથી, તે પ્રસંગ વસાત ભૂશય્યાપર સુખ પુર્વક નિદ્રા લઇ શકે છે.

નિશાની સમયમાં ચંદ્ર જ્યોતરના તથા શીતલ મંદ સુગંધી પવનનો સ્પર્શ થવાથી મહારાજા પ્રબલ નિદ્રાના પાશમાં સપડાયા મંત્રીને સચેત કરીને શયન કરવાની પણ તેમનામાં શક્તિ રહી નહી જોત જોતામા ઉભય યુવકો તે નિર્જન જંગલમાં નિદ્રાવશ થઇ ગયા પ્રાત કાળમાં જ્યારે મંત્રીની આંખ ખુલ્લી ત્યારે મહારાજા તેને દ્રષ્ટિ ગોચર થયા નહિ. તેઓ કયાં ગયા હશે ?

  

# ષષ્ઠમ પરિચ્છેદ.



આ તરફ મહારાજાએ નેત્રો ખોલ્યા તો ન વન છે, ન ગુહા છે, ન મંત્રી છે, ન રજની છે ને સર્વને બદલે તેમણે પોતાને એક અગાશીમાં એક શયન પર સૂતેલા જોયા તેમણે કદિ પોતાની આંખ ખોલીને અને કદિ બંધ કરીને પોતાની અવસ્થાની પરીક્ષા કરી, પરંતુ તેથી કાંઇપણ ફલ નિષ્પત્તિ થઇ નહિ તેઓ મનમાં બોલ્યા " શું આ હું સ્વપ્ન જોઇ રહ્યો છું ? વા કોઇ ઇન્દ્ર જાલ છે ? કોઇ માણસે વસ્તુત મને આ માયાજાલમાં ફસાવ્યો છે આ કયા ઐન્દ્ર જાલિકનું કર્મ હશે ? "

અનેક તર્કવિતર્ક કર્યા છતાં પણ તેઓ પોતાની વસ્તુ સ્થિતિ સમજી શક્યા નહિ પછી તેઓ શય્યાનો ત્યાગ કરી આમ તેમ ફરવા લાગ્યા તેમણે ચોતરફ તપાસ કરી પરંતુ તેમને કયાય પણ બારી વા છિદ્ર દ્રષ્ટિગોચર થયુ નહિ ગૃહમાં કેવલ એક દ્વાર હતું પરંતુ તપાસ કરતાં તે પણ બહારથી બંધ કરેલું જણાયું મહારાજે ઘણી તપાસ કરી પરંતુ તેમને કોઇ પણ છિદ્ર પ્રાપ્ત થયુ નહિ કે જેથી તેઓ બહારની કાંઇ હકિકત જાણી શકે પછી તેઓ હતાશ, આશ્ચર્ય ચકિત અને સંદિગ્ધ તથા કિંચિત ભય વિહ્વલ બની ગૃહમાં ઇતસ્તત ભ્રમણ કરવા લાગ્યા ક્ષણ પશ્ચાત તેઓ હૃદયનો ભય દૂર કરી દ્રઢતા ધારણ કરી શય્યાપર આવીને બેઠા પરંતુ પોતાની પાસે કાંઇ શસ્ત્ર નહોવાથી તેઓ પુન. ભય ગ્રસ્ત થયા તે સ્થાનમાં શય્યા શિવાય બીજી કોઇ વસ્તુ નહોતી, કે જેથી તેઓ પોતના ચિત્તને આનંદ આપે આથી નકામા બેસી રહેવાથી તેમનું ચિત્ત વ્યાકુળ થવા લાગ્યુ ગત દિવસે પણ તેઓ પ્રાય નિરાહાર રહ્યા હતા, તેથી હવે ક્ષુધા પિપાસા ભયંકર મૂર્તિ ધારણ કરી તેમની ઉપર આક્રમણ કરવા લાગી. આ પ્રકારે કેટલા કલાક વ્યતીત થઇ ગયા, તોપણ દ્વાર ખુલ્યું નહિ મહારાજા વારંવાર એ વિપત્તિમાથી છોડાવવાને

માટે પ્રભુ પ્રાર્થના કરવા લાગ્યા ભગવાન દયાળુ છે, શુ તેઓ શુદ્ધ હૃદયના મહારાજાની કરુણામય પ્રાર્થનાપર લક્ષ્ય નહિ આપશે ? મહારાજા વ્યાકુળ થઇ મનમા બોલ્યા.—

"અહો, આ કોનુ કર્મ છે ? આ વિપત્તિ શુ છે અને એનો હેતૂ શુ છે ? કોણે મને રાતનો સુતેલો લાવી અત્રે કેદ કર્યો છે ? અને આ માટે ? ગમે તેમ હો, પરતુ મને નિશ્ચયપૂર્વક લાગે છે કે આમા કાઇક રહસ્ય અવશ્ય છે "

પોતાની વસ્તુ સ્થિતિ મહારાજાના સમજવામા આવી નહિ આ અદ્ભુત વ્યાપાર જાણવાને માટે તેમનુ ચિત્ત અતિવ્યગ્ર થયુ ? પરંતુ ઉપાય શો હતો ? એવામા તે ઘરની દિવાલનો એક પત્થર ખસી ગયો અને ત્યાથી એક અપરીચિત માણસે આવી એક તલવાર તથા એક બરછી મહારાજાની આગળ ફેંકી ધીમેથી કહ્યુ " સાવધાન, આ સ્થાન અતિ વિકટ છે. સાવધાન રહી તમારી જાતનુ સરક્ષણ કરવું એ તમારૂ કર્તવ્ય છે યદિ ઇશ્વર કૃપાથી આપ અત્રેથી બચી બહાર નીકળી શકશો તો તમારો ઘોડો તમને તમારા શસ્ત્રો સહિત આ મકાનથી બસે કદમના અતરપરે પ્રાપ્ત થશે બસ તે સ્થળે આપ પહોચ્યા કે વિપત્તિમાથી બચ્યા સમજજો, "

આટલુ બોલી તથા પત્થર બરાબર ગોઠવી તે સખ્સ ત્યાંથી ચાલ્યો ગયો અને મહારાજા તેના શબ્દોપર વિચાર કરતા તલવાર તથા બરછીને સંભાળી દિવાલને આશ્રયે ઉભા રહી ગયા. અલ્પ સમયમા તે ગૃહનુ દ્વાર ખૂલ્યુ અને ચાર પાચ રાક્ષસી કૃતિમ સજ્જ પઠાણોએ તે સ્થાનમા પ્રવેશ કર્યો તેમનો બળાત્કાર પૂર્વક પ્રવેશ તથા કુત્સિત વેશ જોઇ મહારાજા ક્ષણભરને માટે કિચિદ્ ભયભીત થયા, કિતુ પછી આત્મ સયમ ધારણ કરી તેમણે હૃદયમાંથી ભય દૂર કર્યો અને દૃઢતા પૂર્વક તેમની તરફ જોવા લાગ્યા.

ઉક્ત પઠાણો મહારાજાની સન્મુખ ભૂમીપર બેસી ગયા થોડી વાર સુધી સર્વ મૌન રહ્યા. તત્પશ્ચાત્ તે પઠાણો પૈકી એકજણ સ્મિત કરી બોલ્યો " અત્રે શિકાર કરવા આવ્યા હતા તે સમયે આપને જ ગુલમા જોઇ અમારી ઉમ્મીદ બર લાવવાને માટે આપને સુતેલા

ઉઠાવી લાવ્યા છીએ. તો આપને આટલી તકલીફ અત્રે શા માટે આપી તે આપ સમજી શકો છો ?"

મહારાજ ક્ષણભર તેમની વાતપર વિચાર કરી નિર્ભયતા પૂર્વક બોલ્યા "જે અભિલાષાથી તમે આગર્હિત કાર્ય કર્યું છે તેમા કેવલ શઠતા શિવાય બીજુ શું હશે ?"

એક પઠાણ "આપ જરા અક્કલ મંદીથી વાત કરો તો ઠીક ખેર, હવે જો આપને આ કેદમાંથી છૂટવું હોય તો અમારી ત્રણ સરતો આપ માન્ય કરો અને નહિ તો કયામત પર્યંત આપને અહી આ ઝીંદગી ગુજારવી પડશે, જો આપ અમારી સરત કબૂલ કરશો તો અમે આપની સાથે દોસ્તીના ગાઢથી બધાઇશુ"

મહારાજા "તમારી વાતમા સભ્યતાનો લેશ પણ અંશ નથી એ પરથી તમારો સ્વભાવ કેવો નિંદનીય છે તે પ્રતીત થાય છે તમારી વાત અને તમારો હેતુ હુ કેટલેક અંશે સમજ્યો છુ અને મને લાગે છે કે તમારો હેતૂ મનુષ્યતા રહિતજ હશે અસ્તુ ગમે તેમ હો, તમે તમારો હેતુ પ્રથમ પ્રકટ કરો."

પઠાણ "અમે લૂટફાટનો ધંધો કરીએ છીએ પરંતુ સલ્તનતનો કારોબાર ઠીક હોવાથી અમારા કામમા ખલલ પડે છે. આથી અમે સૂબેદાર સાહેબને અમુક વાર્ષિક રકમ આપવાની વ્યવસ્થા કરી છે, જેથી તેઓ હવે અમારા સાભળવામા આવ્યું છે કે દિલ્લીના પાદશાહ આ તરફ જીત કરવાને માટે આવે છે તો આપે તેને મદદ કરવી નહિ, પરંતુ તેને અહીઆથી દૂર કરવાની કોશિષ કરવી અર્થાત્ આપે દિલ્લીના પાદશાહને મદદ નહિ કરતા સુબેદાર સાહેબને સાહાય્ય કરવી"

હમણા લુટમા ઘણો સામાન હાથ લાગે છે પરંતુ કોઇ જબરદસ્ત મદદગાર વિના હરજગાહ અમે કાર્ય કરી શકતા નથી. એટલા માટે અમારો એવો ઇરાદો છે કે આપ અમારી ટોળીના સરદાર અને મુખ્ખી બનો અને લૂટના માલમાથી ચોથો હિસ્સો ખુશીથી લઇ લો"

અમારો ત્રીજો હેતૂ એ છે કે આપ આપની અમલદારીમા અમો લુટારાઓ ઉપર જૂલ્મ ન કરો અને અપ્રતિબદ્ધ રીતે લૂટફાટ

કરવા દો ન કરે નારાયણને અમારામાના કોઇને પકડીને આપની હજુર પેશ કરવામા આવે તો તેને સત્વર છોડી મૂકવામા આવે.

વળી એક બીજી વાત પણ કહુ છુ આપના ખજાનામાથી પ્રતિ વર્ષે બે લાખ રૂપિઆ અમને ખર્ચન વાસ્તે આપવા. તેના બદલામા અમે આપના દુશ્મનોથી આપની સલ્તનતનુ રક્ષણ કરવામાં પ્રસગોપાત આપને સાહાય્ય કરીશુ "

મહારાજ "તમારૂ નામ શુ ?"

પઠાણ "મારૂ નામ મહમ્મદ કાસિમ છે હુ સૂબેદાર સાહેબનો રિસાલદાર અને દોસ્ત છુ બલ્કે તેમની સૂચનાથીજ મેં આપને આ તકલીફ આપી છે હવે ઉમ્મીદ છે કે આપ અવશ્ય મારી પ્રાર્થના સ્વિકૃત કરશો."

મહારાજા "આપ મૂળથીજ ભુલ કરો છો "

કાસિમ 'શુ શુ ' મે શુ ભુલ કરી ?"

મહારાજાની આંખો ક્રોધથી લલ થઇ ગઇ તેમાથી જાણે અગ્નિ ઝરવા લાગ્યો ઓષ્ટ ધ્રુજવા લાગ્યો અગ રોમાચિત અને કપિત થવા લાગ્યુ પ્રત્યેક શિરામા આર્ય શોણીત અસત ઉષ્ણ થઈ ઉછળવા લાગ્યુ અને જરતાના આવેશથી શરીરમા નવીન બળનો સચાર થયો તેઓ ક્રોધ પૂર્વક બોલ્યા "તમારી સર્વ વાત અસભ્યતા, નિર્દયતા, ઉચ્છ ખલતા અને પશુતાથી પૂર્ણ છે ક્ષત્રિ વીરો આવી કુત્સિત વાતો સાભળવા પ્રત્યે પણ ઘૃણા ધરાવે છે તો પછી તેને માન્ય તો કરેજ શી રીતે ?'

કાસિમ "ત્યારે તો હવે તમારી કજા આવી " એમ કહી કાસિમ ઉઠીને પ્રહાર કરવા જતો હતો, એવામા મહારાજા કે જેઓ પ્રથમથીજ સાવધાન હતા તેમણે શીઘ્રતાથી ઉઠી તેનો પ્રહાર પોતાની બરછીપર ઝાલી લીધો અને પોતાની તલવાર વતી સામો તેની ગર્દનપર એવો ઘાવ કર્યો કે તત્ક્ષણ તેનુ શરીર મસ્તક રહીત થઇ પડયુ તેનાથી મુખમાથી એકપણ શબ્દ નીકળે તે પૂર્વે તે આ સચારનો ત્યાગ કરી જહન્નમમા ચાલ્યો ગયો બીજા ચાર યવનો અત્યાર સુધી ચિત્રની પેઠે બેઠા બેઠા આ તમાશો જોઇ રહ્યા હતા તેઓ કાસિમ

ભૂમીશાયી થતાની સાથેજ ક્ષુધિત વ્યાઘ્રની પેઠે સામટા મહારાજાની ઉપર તૂટી પડયા તેઓ ચોકારી ઉઠયા "કાફિર, અમે તને હમણાંજ જહનમમા મોકલીએ છીએ દોજખી કુતરા, જરા થોભ, હમણા તને નરકનો રસ્તો બતાવીએ છીએ "

મહારાજા "ચુપ રહો, લુચ્ચાઓ નરઘાતકો પિશાચો હવે તમારે મૃત્યુ નિકટ આવી પહોચ્યુ છે "

યવનો બુત પરસ્ત કાફિર, જો તુ તારા કરેલા કર્મનુ ફળ હમણા ભોગવે છે કે નહિ

"પ્રથમ તો તમેજ તમારા કર્મનુ ફળ ભોગવો" એમ કહી ક્રોધથી આરક્ત બનેલા મહારાજાએ દ્વિગુણિત બળની નિપૂણતા પૂર્વક તલવાર ચલાવી ત્રણ યવનોને મૃત્યુને સ્વાધીન કરી દીધા માત્ર એક યવન પ્રાણ બચાવવાને નાશી ગયા મહારાજા અત્યત પરિશ્રમિત અને ક્રોધિત થઇ ગયા હતા, પરતુ તે પ્રત્યે લક્ષ્ય નહિ આપતા તેઓ બહાર નીકળી ઉક્ત અપરીચિત વ્યક્તિએ સૂચિત કરેલા સ્થાન તરફ ચાલ્યા થોડીવારમા તેઓ તે સ્થાને પહોચી ગયા એટલે ઉક્ત અપરીચિત માણસ અસ્ત્રશસ્ત્ર સહિત તેમના ઘોડાને પકડીને ઉભેલો દૃષ્ટિગોચર થયો તેને ત્યા જોઇ ચકિત થઇને બોલ્યા —

"ભાઇ તમે કોણ દેવપુરુષ છો ? આજે તમે મને શસ્ત્ર આપીને મારા પ્રાણ બચાવ્યા અને એટલા માટે હુ આપને શુદ્ધ અત કરણથી ધન્યવાદ આપુ છુ પરતુ એ તો કહો કે તમને મારા અશ્વ અને અસ્ત્રશસ્ત્ર કયાથી મળ્યા ?"

તેમના આ શબ્દો સાભળી તે અપરીચિત વ્યક્તિએ શિર ઝુકાવીને કહ્યુ —

"શ્રીમાન્, મનુષ્યની રક્ષા જગદીશ્વરજ કરે છે હુ કોણ બીજ છુ, કે આપ મને ધન્યવાદ આપી લજ્જીત કરો છો. વસ્તુત. આપે ઇશ્વરને ધન્યવાદ આપવો જોઇએ. અને આપના અશ્વ તથા અસ્ત્રશસ્ત્રની પ્રાપ્તિ મને કયાથી થઇ તે વાત હુ કોઇ અન્ય પ્રસગે આપને કહીશ."

એમ કહી તે ચાલવા માંડ્યો હતો એવામાં મહારાજાએ તેને રોકીને પોતાના ગળામાંથી એક મોતીની માળા કાઢીને તેના ગળામાં આરોપણ કરી પછી તેઓ બોલ્યા "તમારા ઉપકારના બદલામાં આ કાંઇ નથી પરંતુ મને તમારો મિત્ર ગણીને આ ગ્રહણ કરો. કોઇક પ્રસંગે હું તમને વિશેષ પારિતોષિક આપી શકીશ,"

ત્યાર પછી તે અપરીચિત શખ્સ માળા સહિત ત્યાંથી ચાલ્યો ગયો અને ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયો અને મહારાજા ત્યાંથી નીકળી પૂર્વ તરફ ચાલ્યા મધ્યાન્હ થવાથી તેમનું શરીર અતિ વ્યાકૂળ બન્યું હતું પાઠક આ તેજ મહારાજા છે કે જેમણે અહીંઆથી નીકળી મંદિરમાં આશ્રય લઇ પોતાના હૃદયમાં મલ્લિકાને પ્રતિષ્ઠિત કરી હતી યવનોનો સંહાર કરી તેઓ મંદિરમાં જઇ સરલાના અતીથિ થયા હતા, અને ઉક્ત અપરિચિત મનુષ્યોનો પણ પૂર્વે ઉલ્લેખ કરવામાં આવ્યો છે

---

# સપ્તમ પરિચ્છેદ,

લૂટારાઓનો સંહાર કરી મહારાજા મલ્લિકાદેવીના પ્રેમપાશમાં બદ્ધ થઇ આનંદનો ઉપભોગ લેતા હતા, અને આ તરફ વન્ય ગિરિગુહામાં મંત્રી મહાશય જાગૃત થઇ મહારાજાને નહિ જોવાથી વિચાર કરવા લાગ્યા કે ' પ્રાત કર્મ કરવાને માટે એઓ કદાચ જલાશય ગયા હશે પરંતુ આજે પ્રાત કર્મમાં આટલો બધો વિલંબ કેમ થયો? પ્રતીક્ષા કરતા કરતા ત્રણ કલાક વ્યતીત થઇ ગયા. તો પણ મહારાજાના દર્શન થયા નહિ કદાચ તેઓ પુન મૃગની મોહજાલમાં તો નહિ સપડાયા હોય '

મહારાજાને આવતા આટલો વિલંબ થયો તેથી મંત્રી અતીશય વ્યથિત થયા. તેમના મનમાં અનેક પ્રકારની શંકાઓ ઉપસ્થિત થવા લાગી. તેમનું ચિત્ત અતિવ્યાકુળ થયું. તેમણે અંતે ચો તરફ ભ્રમણ

ફરી બહુ તપાસ કરી,પરંતુ મહારાજાનો કાંઇપણ પત્તો લાગ્યો નહિ તેમણે ઉચા ઉચા વૃક્ષોપર ચઢી ચો તરફ દ્રષ્ટિપાત કર્યો, પરતુ કાંઇ પણ ફલનિષ્પત્તિ થઈ નહિ ત્યારે તેઓ હતાશ થઇ વૃક્ષપરથી નીચે ઉતરી આવ્યા હવે તેમને જણાયુ કે કંદરાની સમીપ બાંધેલા અશ્વો પૈકી મહારાજાનો અશ્વ ત્યા નથી અશ્વ નહિ જણાયાથી મત્રીના મનમા મહા સંદેહ ઉત્પન્ન થયો. તેનુ મુખ શુષ્ક અને શ્યામ પડી ગયું. હૃદય ભગ્ન થયુ અને અગ પ્રત્યંગ શિથિલ થઇ ગયા આંખો અશ્રુ પૂર્ણ અને ચિત્ત ભ્રમિત બન્યુ ભયની સાથે શોક ચિન્હ મુખપર પ્રદર્શિત થવા લાગ્યુ શનૈ શનૈ તેઓ નિકટના સરોવરના તટપર આવી આમતેમ ફરી મનનો શોક દૂર કરવા તથા મહારાજાની તપાસ કરવા લાગ્યા પરતુ કયાંય પણ મહારાજાના દર્શન થયા નહિ, તેમજ તેમના ચચલ ચિત્તમા શાત પણ ન થઇ તેઓ અતિશય દુખિત થઇ મનમા કહેવા લાગ્યા "હા, સખે તમે કયા છો? તમે તમારા મત્રીને સાથે લીધા વિના કયા પધાર્યા? તમે મારા વિના ક્ષણભર પણ સુખનો અનુભવ કરી શકતા નહોતા. તો આજે શુ થયુ કે મિત્રને છોડીને ચાલ્યા ગયા? એવુ તે શુ કામ હતુ? હા, તમને ન જોવાથી મારૂ હૃદય વિદીર્ણ થાય છે તમે વીર કેસરી હોવા છતા વન્ય પશુઓનો અહાર તો નથી બ યા? અથવા તો કોઇ શત્રુના હાથમા સપડાઇ કષ્ટ પામો છો? મિત્ર, તમારી શી દશા છે? તમે કયા છો? અમારાથી એવો તે શુ અપરાધ બન્યો કે તમે છોડીને ચાલ્યા ગયા? એવો તો તમારો સ્વભાવ નહોતો. મિત્ર, વસ્તુ સ્થિતિ શી છે તેની કાંઇ સમજ પડતી નથી અફસોસ, કેવા કુ અવસરે આપણે ઘરમાથી નીકળ્યા, કે प्रथम ग्रासे मक्षिका पातः થયો? જોઇએ આગળ અદષ્ટ શું શુ દ્રશ્યો દર્શાવે છે."

તેમના મનમા કોઇપણ પ્રકારે શાતિ થઇ નહિ અતે તેઓ એક પ્રચડ વૃક્ષની છાયામા કરપર કપોલ મૂકીને બેસી ગયા. તેમની આંખોમાથી અશ્રુબિંદુઓ નીકળી ધરતીપર પડવા લાગ્યા.

ધીમે ધીમે સૂર્યદેવ ઉગ્ર કિરણો ફેકતા પુર્વ દિશામાંથી બહાર પડયા. પક્ષિગણ આનદ પૂર્વક નિદ્રા દેવીને વિદાય કરી પોતાના

કલરવથી દિનેશની સ્તુતિ કરતા કરતા આહારને માટે આમતેમ આકાશમા ઉડવા લાગ્યા. નિશાચર જીવો ગિરિ ગુહામા પ્રવિષ્ટ થઇ રાત્રિનો શ્રમ દૂર કરવા લાગ્યા અને પશુ કુલના બરાડા તથા તેમના નાશવાનો અવાજ ચો તરફ સ ભળાવા લાગ્યો યામિની દિનકરને જોઇ લજ્જીત થઇ તિમિરને ખેચી લઇ પોતાના અ ત પુરમા પ્રવિષ્ટ થઇ અને તેનો અનુચર તમ પણ તેની પાછળ પાછળ નાશી ગયો

મ ત્રીએ હતાશ થઇ પાછા ફરવા માડ્યુ તેમણે પોતાનો દુપટ્ટો ઝટકવા માડ્યો તો તેમાથી એક કાગળનો ટુકડો નીકળી પડ્યો. તે જોઇ કુતુહલથી તેમણે તેને ઉઠાવી લીધો અને વાચ્યો તેમાનો ઉલ્લેખ વાચી તેમનુ આશ્ચર્ય દ્વિગુણિત વધી ગયુ તેમના અ તરમા આશા નિરાશાનુ તુમુલ યુદ્ધ ચાલ્યુ અને ચિ તા એ એટલો ઉપદ્રવ મચાવ્યો કે તે પત્રનો કાઇપણ ભાવાર્થ તેઓ સમજી શકયા નહિ. તેમા કાંઇ વિશેષ ઉલ્લેખ નહોતો, માત્ર એટલુજ લખ્યુ હતુ કે—

" આપ ગભરાશો નહિ મહારાજા જ્યા છે ત્યા સારી પેઠે છે. "

મ ત્રી પોતાના મનમા અત્ય ત વ્યગ્ર થઇ કલ્પના કરવા લાગ્યા " આ કાગળ કોણે મારા દુપટ્ટામા બાધ્યો હશે ? આ ફારસી અક્ષરો શુ કોઇ યવને લખ્યા છે ? પર તુ તે વીરવર મહારાજાને કેવી રીતે હસ્તગત કરીને લઇ ગયો ? તેઓ તો મને શયન કરાવીને સ્વય પહેરો ભરતા હતા, તો તે જાગ્રદ્ અવસ્થામા તેમને કોણ હરી ગયુ ? પકડતી વખત કોલાહલ તો અવસ્ય થાતજ તો શુ તે સ મયે હુ જાગૃત ન થાત ? કે મહારાજા સમ્મત થઇને તેની સાથે ગયા ? શા માટે ? એવુ તે શુ કાર્ય હતુ કે તેઓ પ્રાણોપમ સખાને છોડીને ઘોર રજનીમાં કહ્યા મૂક્યા વિના ચાલ્યા ગયા ? આ વિશ્વાસઘાતી પઠાણોનુ કાર્ય તો ન હોય ? ધન્ય, માયા, ધન્ય છે તને આ ચિતાનો પાર ક્યારે આવશે ? " મિત્રનો પત્તો કયારે લાગશે ? "

અનેક તર્ક વિતર્ક કર્યા છતા પણ મ ત્રી વસ્તુ સ્થિતિ સમજી શકયા નહિ. આથી તેઓ અશ્વારૂઢ થઇ સેનાની તપાસ કરવાને માટે એક સારા વન માર્ગ દ્વારા ચાલવા લાગ્યા. કેટલાક કલાક પછી તેઓ પોતાની સેના આગળ જઇ પહોચ્યા. સેના શિબિર નાખીને

પછી હતી મંત્રીને જોઇને સર્વ સૈનિકોએ સહર્ષ તેમનો સત્કાર કર્યો. એક સેનાધ્યક્ષ મંત્રીનો અતીવ પ્રેમ પાત્ર હતો, તેનુ નામ ખડગ સિંહ હતુ તેણે મંત્રીને એકાંતમા પ્રશ્ન કર્યો "પ્રભુ, આપ મહારાજાને ક્યાં મૂકી આવ્યા ?"

મંત્રી "વિધિને હાથ"

ખડ્ગ સિંહ "આ શુ કહો છો ?"

મંત્રીની આખમા આસુ ભરાઇ આવ્યા, તેમણે દીર્ઘનિશ્વાસ નાંખી કહ્યુ "ખડ્ગ સિંહ, કાઇ કહેવાની વાત નથી"

ખડગ "શુ કાઇ અમંગલ છે ?"

મંત્રી "નિશ્ચિત અમંગલ હોય તો હુ હમણા પ્રાણ વિસર્જ કરૂ."

ખડ્ગ "ભાઇ વાત શું છે તે કાઇ સમજાય ? આપની વાતથી અધીરતા ઉત્તરોત્તર વૃદ્ધિ ગત થતી જાય છે"

"વિષયજ એવો છે" એમ કહી મંત્રીએ સર્વ પૂર્વ ઘટના ખડ્ગ સિંહને કહી સંભળાવી તે સાભળી ક્ષણભર મૌન રહી ખડગ સિંહ કહ્યુ "આ કાર્ય અવસ્ય નવાબનુ છે શીઘ્ર એની તપાસ કરવી જોઇએ"

તપાસ કરવાનો નિશ્ચય કરી સૈનિકોએ ધૈર્ય આપી મંત્રી શીઘ્રગતિથી સેના લઇ પાટ નગર તરફ ચાલવા લાગ્યા મધ્યાન્હના સમયે તે સ્થલથી છોડી સૈન્ય ચાલ્યુ જતું હતું, સૂર્યના પ્રખર કિરણોથી સર્વજન વ્યકુલ બની ગયા હતા, તેઓ બે કોશ ગયા હશે એવામા પઠાણોની સનાએ તેમની ગતિ રોકી. શત્રુ સેનાને એકાએક આવા સ્થલે જોઇ સર્વ ગભરાઇ ગયા પરંતુ દૂર દર્શી મંત્રીએ સર્વને ઉત્સાહ આપ્યો અને શત્રુ સેનાનો હેતૂ જાણવાને માટે ખડ્ગ સિંહને મોકલ્યો આવા પ્રસંગે બીજી કોઇ વ્યક્તિ સહસા શત્રુ સેનામા પ્રવેશ કરી શકત નહિ પરંતુ અસીમબલ શાલી ખડ્ગ સિંહે યથાર્થ ખડ્ગનુ રૂપ ધારણ કરી શત્રુ સેનામા પ્રવેશ કર્યો થોડી વારમા તેઓ સાથે એક યવન મંત્રીના સન્મુખ આવ્યો પાઠક, આ તેજ યવન છે કે જે આજે પ્રાતકાલમા પ્રાણ બચાવી મહારાજાની પાસેથી નાશી ગયો

હતો તે મહારાજાને ગિરફતાર કરવાને માટે સેના લઇને આવ્યો હતો. તેને આદરપૂર્વક બેસાડી મંત્રીએ કહ્યું "આપનું નામ શું છે? અને આપ આ પ્રકારે અમને રોકો છો શા માટે?"

યવન "મારૂં નામ અમીર અલી છે. કાલે અમેજ મહારાજાને સૂતા ઉઠાવી ગયા હતા,'

મંત્રીએ આટલા સૂત્રથી સર્વ ઘટના મેળવી કહ્યું "આ તમારૂં મહા કુકર્મ છે. પરંતુ તમે તેમને શા માટે લઇ ગયા હતા અને હમણાં તેઓ કયાં છે?"

પઠાણે આનો કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. પરંતુ થોડીવાર પછી તેણે મહારાજને જે વાત કહી હતી તે સર્વ મંત્રીને કહી, અને એવી પણ ગપ ઠોકી કે "હમણા મહારાજા કેદમાં છે"

તેના આ શબ્દો સાભળી મંત્રી ક્રોધથી આરક્ત બની ગયા તેઓ ગર્જના કરીને બોલ્યા "નર રાક્ષસ! તારી દુષ્ટતાનો કાંઇ પાર રહયો નથી બતાવ મહારાજા કયાં છે?"

આ સાભળી તેના મુખમાંથી જ્યાં 'જહન્નમમાં' એ શબ્દ નીકળયો કે તરતજ મંત્રીએ ક્રોધથી ઉછળી તેનાપર ખડ્ગનો એવો પ્રહાર કર્યો કે તેણે શીઘ્ર દોજખનો રસ્તો લીધો તેનો વધ થતાજ "અહમક, કાફિર, હિંદુ હોશિયાર" એવી ગર્જના કરી યવન સેના હિંદુ સેનાપર તૂટી પડી કિંતુ હિંદુ વીરોએ થોડીવારમાં તેનો સંહાર કરી પ્રયાણ કર્યું રાજ ભુવનમાં પહોચતાજ મંત્રીએ મહારાજાની તપાસ કરવાને માટે દૂતો મોકલ્યા.



# અષ્ટમ પરિચ્છેદ,



સંધ્યા થવાની તૈયારી હતી સૂર્યનારાયણ પોતાનાં પ્રખર કિરણોને આકુંચિત કરી શને શને અસ્તાચલ પ્રતિધાવિત થવા લાગ્યા હતા અસ્ત થવામાં કેટલીક ક્ષણોનો વિલંબ હતો સંધ્યા દેવીનું આગમન થયેલું જોઇને વિહંગ ગણ બહારથી સત્વર આવી પોતે પોતાના માળામાં પ્રવિષ્ટ થયા હતા

પ્રાપ્ત યૌવનના કમલિની પતિના વિરહથી કેવી દુર્ગતિ થશે એવા વિચારથી દિનકરને જવાનો નિષેધ કરતી હતી, પરંતુ નાથ મારી વાતપર લક્ષ્ય ન આપતા શોકયને ઘેર ચલ્યા જાય છે એવા વિચારથી દુઃખિત થઈ, મ્લાન મુખ કરી રોદનોન્મુખ થઇ.

આ તરફ નિશાકરને જોઈ નિશાચર ગણ હર્ષોત્ફુલ્લ થઇ પોતાનું સ્થાન છોડી આહાર વિહારને માટે નીકળી પડયા કુમુદિની નૂતનવેષથી અલંકૃત થઇ પ્રફુલ્લ અને વિકાસીત મુખથી આગત પતિનું સ્વાગત કરવા લાગી તથા તેનો કર ગ્રહણ કરી પોતાના હૃદયને શિતલ કરવા મંડી સમગ્ર જગતને જ્યોત્સ્નાનો જામો પહેરાવી દીધો

રાત્રિના બે વાગી ગયા હશે ભાર્ગવપુર (ભાગલપુર) ગંગાતટ પર આવેલા દુર્ગના એક સુસજ્જીત દિવાન ખાનામાં એક યુવક પયંકપર બેસી કાંઇક ગંભિર વિચારમાં નિમગ્ન થયેલો હતો તેની વય ઓછામાં ઓછી બાવીસ ત્રેવીસ વર્ષની હશે તેના અંગ પ્રત્યંગ સુડોળ અને પુષ્ટ હતા રંગ ગૌર અને તેજસ્વી હતો મુખ સુંદર, મોહક અને રમણીય હતું કુંચિત કૃષ્ણકેશ કપોલપટ અપૂર્વ શોભા આપી રહ્યા હતા સખ્ત તથા ઉર્ધ્વગામિની મૂછો અને શ્મશ્રુ રેખા મુખને અલંકૃત કરી રહી હતી ભ્રૂ યુગલ સંલગ્ન તથા નેત્રો આકર્ણ વલંબી અને તેજસ્વી હતા તેને જોવાથી વિધિની શિલ્પ ચાતુરીનો પૂર્ણ પરિચય મળતો હતો પ્રસ્તુત સમયે તે યુવક બહુ મૂલ્ય વસ્ત્ર ધારણ કરી ચિંતામાં નિમગ્ન થયો હતો. તેના મુખપર આશા અને

વિષાદની મિશ્રિત છાયા દૃષ્ટિગોચર થતી હતી તે સ્થાને તે એકલોજ બેઠો હતો.

એક પછી એક નાના પ્રકારની ચિંતાઓ આવી તેના મનને વ્યાકૂળ કરી રહી હતી. ત્યાં કોઈ બીજી વ્યક્તિ નહિ હોવાથી ચિંતાએ બમણા જોરથી તેની ઉપર આક્રમણ કર્યું ચિંતાને જીતવાનું યુવકમાં સામર્થ્ય રહ્યું નહિ

એવામાં સહસા બીજા એક યુવકે તે સ્થાનમાં પ્રવેશ કર્યો. જે ઉપકરણોથી મનુષ્યની ગણના સુંદર પુરુષમાં થાય છે તેનો તે યુવકમાં અભાવ ન હોતો પ્રથમ યુવક કરતા તેનામાં માત્ર એટલીજ ન્યૂનતા હતી કે જેટલી ન્યૂનતા પૂર્ણિમાના ચંદ્ર કરતા ચતુર્દશીના ચંદ્રમા રહે છે પ્રથમ યુવક ચિંતામાં એટલો બધો નિમગ્ન થઇ ગયો હતો કે તેને આગંતુક યુવાની ઉપસ્થિતિની પણ ખબર પડી નહિ. તેની આ દશા જોઇ આગંતુકે કહ્યું —

"મહારાજ આજે આટલી બધી ચિંતા ધારણ કરવાનું શુ પ્રયોજન છે ? અને મહારાજા થયા છતા જો આમ ચિત્તની શાંતિ ખોઇ દેશો તો આ કઠિન સમયમાં દેશ, રાજ્ય તથા પ્રજાની શી ગતિ થશે ?"

કિંતુ મહારાજા ચિંતા મગ્ન હોવાથી આ શબ્દો પ્રત્યે પણ તેમનું લક્ષ્ય આકર્ષાયું નહિ આ દશા જોઇ આગંતુકે ક્ષણભર મૌન રહી પુન કહ્યું —

"મહારાજા, શાંત થાઓ ચિંતાના વેગને રોકો વિદ્વાનોએ ચિંતાને ચિતા કરતા પણ વિશેષ તાપદાયિની જણાવી છે આવા સંકટના સમયમાં જો આપ કટિબદ્ધ ન થતા ધૈર્ય ચ્યુત થશો તો રાજ્યનો કારભાર કોણ સંભાળશે ? અને આપને ધીરજ આપનાર પણ કોણ છે ?"

પ્રથમ યુવાનું નામ નરેન્દ્રસિંહ હતુ આગંતુકની વાતથી તેનું અંગ રોમાંચિત થયુ, તેનું ધ્યાન ભંગ થયુ અને તે સ્મિત કરી બોલ્યો:—

"અહા, વિનોદ! તમે આવી પહોંચ્યા? હમણા તો મને ચિંતાની સાથે લડાઇ ચાલી રહી હતી તમે આવીને એ રાક્ષસીના પંજામાથી મારૂ સરક્ષણ કર્યું છુ એટલો બે ધ્યાન થઇ ગયો હતો કે તમારા આગમનની પણ મને ખબર પડી નહિ. અસ્તુ બેસો. બોલો શા સમાચાર છે? વૃદ્ધ મંત્રી મહાશયની સાથે મારા આગમન પશ્ચાત્ શી શી સલાહ થઇ?"

આગતુકનુ નામ વિનોદસિંહ હતુ તેઓ વર્તમાન મહારાજા નરેન્દ્રસિંહના બાલ્ય સખા તથા હવે મુખ્ય પ્રધાન પણ હતા તેમના પિતા પૂર્વે મુખ્ય પ્રધાન હતા, તેમના મરણ પશ્ચાત્ વિનોદસિંહના કાકા ધીરેન્દ્ર સિંહ મુખ્ય પ્રધાનની જગ્યાપર આવ્યા, હાલમા ધીરેન્દ્રસિંહ મંત્રીત્વનો ત્યાગ કરી ભગવદ્ ભજન કરતા હતા મહારાજા નરેન્દ્રસિંહે હમણા તેના સબંધમાજ પ્રશ્ન કર્યો હતો

નરેન્દ્રે વિનાદનો હાથ પકડી તેને આદરપૂર્વક પોતાની પાસે બેસાડયો પછી વિનોદ બોલ્યોઃ—

"રાજન્! પઠાણોએ મહા અત્યાચાર કરવા માડયો છે તેમના ઉત્પાતથી સમગ્ર બંગદેશ કંપી ઉઠયો છે પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય પોકારી પ્રાણ વિસર્જન કરે છે અથવા ઇજ્જત આબરૂ બચાવવાને માટે દેશાતર ગમન કરે છે પ્રજાના સર્વ નાશની, લૂટફાટની અને સતી અબલાઓના સતીત્વ ભગના વાતો સાભળતા હૃદય ફાટી જાય છે અને કાન બહેરા મારી જાય છે પરતુ એ દુષ્ટોને અવશ્ય દડ મળશેજ. હમણા પરમેશ્વર જાગૃત અને ધર્મજીવિન છે બે ચાર દિવસમાં દિલ્હીના પાદશાહ આવી પહોંચશે"

નરેન્દ્ર "મને તો ખાત્રી પૂર્વક લાગે છે કે વૃદ્ધ મંત્રી મહાશયનો વધ આ દુષ્ટો એજ ષડ્યંત્ર રચીને કર્યો હશે તે સમયથી તેમની સતી સ્ત્રી અને સરલ હૃદયા બાલિકાનો પણ કાઇ પત્તા નથી વીરસિંહ કે જે પૂર્વે આપણે ત્યા સેના ધ્યક્ષ હતો તે કોણ જાણે કેમ તે સમયથીજ નવાબને ત્યા ચાલ્યો ગયો છે એમ શા માટે બન્યું હશે? શું તેનો કોઇએ તકાવ્યો હશે? ત્યારથીજ તેની સ્ત્રીનો પણ પત્તો નથી. યદિ આજે વૃદ્ધ મંત્રી હોત તો સારી સાહાય્ય મળત"

વિનોદ "અવશ્ય, પરંતુ હવે 'गतं न शोचामि' એજ સૂત્ર અનુસાર આપણે વર્તવાનું છે નવાબનો પત્ર આપે જોયો ને ?"

નરેન્દ્ર "તે નરાધમનો અસભ્યતા યુક્ત પત્ર વાચીને હું પગથી મસ્તક પર્યંત બળી ઉઠયો છું અને તેથી તેના પત્રને મેં બાળી મૂક્યો છે હવે તે ઉષ્ણ રકતનું પાન કર્યા વિના મારૂં હૃદય શિતલ થશે નહિ"

વિનોદ "પત્ર બાળી મૂકયો એ ઠીક કર્યું નહિ. તે પત્ર પાદશાહને બતાવવો જોઇતો હતો. અસ્તુ. કંટકને તો કંટકથીજ દૂર કરવો જોઇએ તેણે શું લખ્યું હતું તે તો સ્મરણમાં છે ને ?"

નરેન્દ્ર "ભાઇ, એ સત્યાનાશીનું તો હવે નામજ ન લો એ નરપિશાચ લખે છે તે કિલ્લો ખાલી કરી દો અને તમારા દિવાનની પુત્રી જ્યાં હોય ત્યાંથી શોધી કાઢીને અમારે સ્વાધીન કરો અમને દશલાખ રૂપિઆ અને તમારી સર્વ સેના આપો અને તમારી તરફથી દિલ્લીના પાદશાહની સામે લઢો. તમારા કાકાએ તેના પત્રનો ઉત્તર લખ્યો કે નહિ ?"

વિનોદ "તેને તેમણે એવો ઉત્તર લખ્યો હવે પાદશાહ આવે એટલે આપણે સર્વ સંદેહ નિવૃત્ત થઇ જશે"

વિનોદસિંહ કાંઇક વિશેષ કહેવા જતા હતા એવામાં મુખપર આવરણ યુક્ત એક વ્યક્તિએ તે સ્થાનમાં પ્રવેશ કરી મહારાજાને પ્રણામ કરી એક પત્ર આપ્યો. તે પત્રપર દિલ્લીના પાદશાહની મહોર હતી તે પત્ર શહેનશાહપર મોકલ્યો હતો. ઉકત પત્ર ફારસી ભાષામાં લખેલો હતો. તેનો અનુવાદ નીચે પ્રમાણે કરવામાં આવે છે—

"શ્રી યુકત મહારાજા શ્રી નરેન્દ્રસિંહજી ભાર્ગવ પુરાધીશ પ્રતિ

મિત્ર વર્ય,

આપના પૂર્વજોએ જે હાર્દિક સ્નેહ સહિત દિલ્લીની સાથે નિરંતર સબંધ જાળવ્યો હતો તેથી પણ વિશેષ પ્રેમથી આપ અમારી સાથે મૈત્રિ રાખશો એવી અમે આશા રાખીએ છીએ. આપના પત્રોદ્વારા પ્રતીત થાય છે કે અત્યાચારી તુગરલે બંગદેશની સંપૂર્ણ પાયમાલી કરી

નાખી છે અને એ કારણથી અમારા ક્રોધનો પાર રહ્યો નથી યદ્યપિ અમારી સેના તે નરપિશાચ દ્વારા એકવાર પરાજિત થઇ ચૂકી છે તો પણ અમે બંગદેશનો ઉદ્ધાર કરવાને માટે પ્રચંડ સેના સહિત આવીએ છીએ આપને મળવાને હવે વિશેષ વિલંબ નથી, અમે ત્રણ દિવસ થયા પટણાથી નીકળી ચૂકયા છીએ અમે શીઘ્ર આવી પહોંચવાના છીએ, માટે આપના રાજ્યના જમીનદારોને ઉત્તેજિત કરી સંગ્રામનું સહિત્ય ઉત્તમ પ્રકારે તથા શીઘ્રતાથી એકત્રિત કરશો મને આપની સલાહની આવશ્યકતા છે, માટે આપ મને ગુપ્ત રીતે એકવાર મળી જશો કયે સ્થાને મળવું તે અમારો દૂત આપને જણાવશે કેટલાક કારણોથી આ પત્રમાં તે સ્થાનનો નિર્દેશ કરવામાં આવ્યો નથી આપની મિત્રતાથી અમને ઘણો લાભ થવાનો સંભવ છે અને તે માટે આપને યથેચ્છ પુરસ્કાર મળશે विज्ञेषु किं बहुनेति

આપનો અભિન્ન હૃદય

**ગ્યાસુદ્દીન બલવન.**

આ પત્રનો આશય જાણી મહારાજા તથા મંત્રીના મુખપર આનંદનો પ્રકાશ ચમકવા લાગ્યો તેમના હૃદયમાં આશાનો સંચાર થઇ બધું છિન્નભિન્ન નથી ગયું નરેન્દ્રસિંહ ઉત્સાહ પૂર્વક બોલ્યા —

"હવે આશા થાય છે કે તે દુષ્ટનો સર્વ નાશ થવામાં કાંઇપણ વિલંબ નથી"

વિનોદ "સત્ય છે, પરંતુ જ્યાં સુધી શત્રુનો નાશ થાય નહિ ત્યાં સુધી કદાપિ તેનાથી નિશ્ચિત રહેવું ન જોઇએ શિકાર ખડ્ગની નીચે હોય તો પણ તક મળતાં તે પ્રહાર કરી બેસે છે માટે તુગરલને આ વાતની ખબર ન પડવા દેવી એજ ખરી રાજનીતિ છે."

નરેન્દ્ર "તમારૂં કથન સત્ય છે અમારી ઇચ્છા પણ એથી ભિન્ન નથી શું કરવું અને શું ન કરવું તેનો ભાર અમે તમને તથા તમારા કાકાને સોંપીએ છીએ તમને જે ઉચિત લાગે તે કરો"

તત્પશ્ચાત્ વિનોદસિંહે ઉક્ત દૂતને કહ્યું —

"આપ કૃપા કરીને બેસો અને મુખપરનું આવરણ દૂર કરી" જણાવો કે પાદશાહ સલામને કયે સ્થાને મળવાનુ નિશ્ચિત કર્યું છે ને

આ સાભળી દૂતે કહ્યુ ' મહારાજ, ઘણી દિલગીરીની વાત છે કે પાદશાહે પોતાના દૂતને મોઢેથી શુ કીધુ હતુ તત્સંબંધે હુ કાઇ પણ જાણતો નથી કારણ કે હુ પાદશાહનો દૂત નથી, પરંતુ એક અપરીચિત વ્યક્તિ છુ અને હમણાં મારો પરિચય આપને આપવાની ઇચ્છા રાખતો નથી વસ્તુત તુગરલ પાદશાહના આ તરફ આવવાના સમાચાર પૂર્વથી જાણે છે વળી પાદશાહે જે દૂતની સાથ આ પત્ર મોકલ્યો હતો તેના આવવાના સમાચાર પણ તે જાણી ગયા ? નવાબે તુગરલે પોતાના ગુપ્ત ચરો દ્વારા આ વૃત્તાન્ત જાણી ઉક્ત દૂતને માર્ગમા મરાવી નાખ્યો, પરતુ દૈવવશાત્ આ પત્ર મારા હાથમા આવી ગયો, અને તે હુ આપની પાસે લઇ આવ્યો હવે આપ આ પત્રમા જે કાઇ લખ્યુ છે તેટલાથીજ સતોષ માનો અને દૂતના પેટની વાત જાણવાને વ્યર્થ ઉત્સુક ના બનો કારણ કે તેના પ્રાણ સાથે ત ચાલી ગઇ છે "

તે માણસની આ વાતે મહારાજા તથા મત્રીને ઉભયને આશ્ચર્યના સમુદ્રમા નિમગ્ન કરી દીધા અને તેઓ એક બીજાના મુખ જોવા લાગ્યા. થોડી વાર પછી નરેન્દ્ર સિંહ તે અપરીચિત વ્યકિતને કર્યું

આ પત્ર નવાબના હાથમા ગયો હતો કે નહી ' ' અપરીચિત ' નહીં શ્રીમાન્ ' નવાબ તો શુ પરતુ દુતનો વધ કરનાર નવાબના માણસોના હાથમા પણ આ પત્ર પડ્યો નથી.

નરેન્દ્ર, ત્યારે તો પ્રતીત થાય છે કે તે સમયે તમે પણ ત્યા ઉપસ્થીત હતા

અપરીચિત—"જી હા, શ્રીમાન્"

નરેન્દ્ર—'ત્યારે તમે પણ નવાબના સેવક છો ?'

અપરીચિત—'હા, એક પ્રકારે તેમજ છે'

નરેન્દ્ર—'ત્યારે અમારે તમને શત્રુ ગણવા કે મિત્ર?',

અપરીચિત—'શ્રીમાનની દ્રષ્ટિમા આવે તે ખરૂ.'

એમ કહી તે શીર ઝુકાવી ચાલવા લાગ્યો, એટલે નરેન્દ્રે તેને રોકીને કહ્યું, 'તમારી વાતો આશ્ચર્યથી ભરેલી છે વારુ, પાદશાહનો તંબુ હમણાં ક્યાં છે તે તમે અમને કહી શકો છો ?'

અપરીચિત—'પાદશાહની છાવણી હમણાં ક્યાં છે તે તો મને વિદિત નથી, કિંતુ એટલું તો હું અવશ્ય જાણું છું કે પાદશાહ સલામત અહીંથી થોડે દૂર આવેલા મોતીમહાલ નામના કિલ્લામાં કેટલાક માણસોની સાથે સ્થિત છે"

નરેન્દ્ર—"અસ્તુ તમારી વાર્તા પર અમે વિશ્વાસ રાખીએ છીએ અને તમને અમારા મિત્ર ગણીએ છીએ અને તમે અમારા ઉપર આજે ઉપકાર કર્યો તેના બદલામાં તમને કાંઇક પારિતોષિક પણ આપવા માગીએ છીએ"

અપરીચિત "તેની કાંઇ આવશ્યકતા નથી" પછી તે તત્ક્ષણ ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી નરેન્દ્રે વિનોદને કહ્યું 'પ્રિય મંત્રીવર, આ શું પ્રપંચ છે તેની કાંઇ સમજ પડતી નથી શું આ પણ નવાબની એક ચાલાકી છે ?'

વિનોદ-"કદાચિત એમ પણ હોય, પરંતુ અપરીચિતની વાત એટલી સ્પષ્ટ હતી કે મારૂં હૃદય તેની ઉપર અવિશ્વાસ રાખી શકતું નથી અને તેનું એક પ્રબળ પ્રમાણ એ પણ છે કે આ પરબીડાની મહોર યથાસ્થિત છે, એને પહેલાં ઉખેડવામાં આવી નથી"

તત્પશ્ચાત્ પ્રધાન સેનાધિપતિ ગોવિંદસિંહે મહારાજાની સન્મુખ આવી પ્રણામ કરીને કહ્યું "શ્રીમાન્, પાદશાહના આગમનની ખબર કાઢવાને માટે જે દુતો અત્રેથી મોકલવામાં આવ્યા હતા તેમાંથી બે હમણાં પાછા ફર્યા છે. તેના મુખથી એવી ખબર મળી છે કે પાદશાહની સેના પટણાથી નીકળી ચુકી છે અને પાદશાહ સલામત કેટલાક અનુચરોની સાથે ગુપ્ત રીતે 'મોતી મહાલમાં' આવી ઉતર્યા છે"

ગોવિંદસિંહની આ વાત સાંભળી નરેન્દ્ર અને વિનોદના મનમાં ઉક્ત અપરીચિત વ્યક્તિના સંબંધમાં જે કાંઇ સંશય હતો તે નિવૃત્ત થઇ ગયો અને મહારાજાએ ગોવિંદસિંહને ઉદ્દેશીને કહ્યું "હવે તમે લડાઇની તૈયારી શીઘ્રતાથી કરો. લડાઇમાં ઉતરવાનું ક્યારે થશે તેનો

કોઇ નિશ્ચય નથી અને સેનાના સંબંધમાં અતિ લક્ષ પૂર્વક કામ કરો, કોઇ કપટી વૈરી ઘુસવા ન પામે તે પ્રત્યે બરાબર લક્ષ્ય રાખજો."

ગોવિંદ—"ઠીક, તૈયારી દ્રઢતા પૂર્વક થઇ રહી છે હવે કાંઇ વિલંબ નથી. ગઢની દ્રઢતા યથાવત થઇ ગઇ છે અને કોઇ વૈરી આપણા સૈન્યમા પ્રવિષ્ટ થવા ન પામે તે પ્રત્યે વિશેષ ધ્યાન આપવામાં આવે છે"

નરેન્દ્ર—"વળી કોઇ સેનાપતિ વિશ્વાસઘાતી ન નિવડે તે પ્રત્યે પણ લક્ષ રાખજો."

ગોવિન્દ—"પ્રાય હિંદુ સેનાપતિઓજ નિયત કરવામાં આવે છે, અને જે અન્ય જાતિના સેનાપતિઓ આવે છે તેમને ખુબ કસોટી કરીને રાખવામા આવે છે

નરેન્દ્ર—"હુશીઆરીથી ગઢની રક્ષા કરજો અમે કાલે પ્રાતઃકાળમા પાદશાહને મળવાને માટે થોડી સેના લઇને મોતી મહલમા જનાર છીએ માટે તેનો પ્રબંધ કરી રાખજો."

ગોવિન્દ—"જેવી આજ્ઞા, શ્રીમાનની સાથે કેટલા સૈનીકો જશે?"

નરેન્દ્ર—"એક સહસ્ત્ર, પરંતુ ખડગસિંહ અવશ્ય અમારી સાથે રહેવા જોઇએ"

ગોવિન્દ—"ઠીક."

એમ કહી ગોવિંદસિંહ ચાલવા માંડતા હતા એવામા મહારાજાએ તેમને અટકાવીને કહ્યુ—

"આ વાત કોઇ જાણવા પામે નહિ માત્ર જેઓ અમારી સાથે આવનાના હોય તેમનેજ આ વાત કહેશો"

"જેવી આજ્ઞા એમ કહીને ગોવિન્દસિંહે પ્રસ્થાન કર્યું.

ત્યાર પછી વિનોદસિંહ બોલ્યા "હવે જઇને વૃદ્ધ મંત્રીની અનુમતિ પણ લેવી જોઇએ"

નરેન્દ્ર—"અવશ્ય ચાલો હુ પણ આવુ છું."

વિનોદ—"આપની જેવી ઇચ્છા. આ જુઓ નવાબને આજ ઉત્તર આપવામાં આવ્યો છે." એમ કહી તેમણે મહારાજાનો એક પત્ર

જણાવ્યો. મહારાજાએ તે પત્ર વિચાર પૂર્વક વાંચી સહર્ષ કહ્યું "અત્યુત્તમ! તે પાજી એનેજ યોગ્ય છે शठे शाठ्यं समाचरेत् "

તત્પશ્ચાત્ મંત્રીની સલાહ લઇ વિનોદને પોતાની સાથે લઇ નરેન્દ્રસિંહે પ્રાતઃકાળમાં મોતી મહાલ તરફ પ્રયાણ કર્યું, આ પ્રયાણમાંજ યવનની પુંઠ પકડવામાં આવી, મહારાજા પઠાણોના હાથમાં ગયા તેમણે યવનોનો વધ કર્યો, સરલા અને મલ્લિકાનો મેળાપ થયો, ઇત્યાદિ ઘટના બની હતી, પાઠક હવે પૂર્વની સર્વ ઘટના સમજ્યા હશે.

અત્રે અમે ઉક્ત પત્રનો આશય નિર્દિષ્ટ કરી પ્રસ્તુત પરિચ્છેદ સમાપ્ત કરીશું. "શ્રીમાનની પ્રત્યેક આજ્ઞાપર હું વિચાર કરી રહ્યો છું આશા છે કે હું એકાદ બે અઠવાડીઆમાં સ્વયં શ્રીમાનની સેવામાં ઉપસ્થિત થઇ શ્રીમાનને સંતોષજનક ઉત્તરથી પ્રસન્ન કરવાને કદાચિત સમર્થ થઇશ."



# નવમ પરિચ્છેદ

## પૂર્વ ઘટના.

ઈ. સ. ૧૨૭૮ માં બંગાળામાં ભયંકર વિપ્લવ ઉત્પન્ન થયો હતો, તે વખતના સમયે અને ઉપન્યાસ કે તે સમયે દિલ્લીના તખ્તપર બલ્બન પાદશાહ ગ્યાસુદ્દીન બલ્બન વિરાજમાન હતો અને બંગાળમાં મહા દુરાચારી નવાબ તુગ્રલખાં રાજ્ય કરતો હતો. આ નવાબનું બીજું નામ મુગીસુદ્દીન હતું.

તે સમયે નાગપુર કે જેને સંસ્કૃત ગ્રંથોમાં ભાગનગર તરીકે જણાવવામાં આવ્યું છે તેમાં એક પ્રબળ રાજવંશ રાજ્ય કરતો હતો. ત્યાંના તે સમયના મહારાજા નરેન્દ્રસિંહનો કાંઇક પરિચય અમે પૂર્વ પરિચ્છેદોમાં કરાવી ગયા છીએ, તો પણ અત્રે અમે તેમના સંબંધમાં વિશેષ લખવાની ઇચ્છા રાખીએ છીએ.

તે સમયે ભાગલપુર નગરની આસપાસ એક દઢ કોટ હતો, ત્યાંના મહારાજાનો સુદૃઢ કિલ્લો ગંગા કિનારે આવેલો હતો ઇ. સ ૧૨૭૯ મા ત્યા મહારાજા મહેન્દ્રસિંહ રાજ કરતા હતા. તેઓ નરેન્દ્રસિંહના પિતા થતા હતા, ઉક્ત વર્ષમાંજ એક દિવસ પ્રાત કાલમા નરેન્દ્રસિંહને પોતાના પલંગપર એક પત્ર પ્રાપ્ત થયો. તે પત્ર તેના પિતાના હાથનો લખેલો પ્રતીત થતો હતો. ને પત્રમા પ્રૌઢ મહારાજાએ પોતાના પુત્રને કેવલ એટલુજ લખ્યુ હતુ "એકાએક મનમા વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તારી માતા સહિત વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરી હું વનમા જાઉ છું. માટે તારે શુભ મુહુર્તે રાજસિંહાનપર અધિષ્ઠિત થઇ ધર્મ અને નીતિ સહિત પ્રજાનુ પાલન કરવુ"

પિતાના એકાએક રાજત્યાગથી નરેન્દ્રસિંહ અત્યત મર્માહત થયા તેમણે પોતાના માત પિતાની ઘણી તપાસ કરી, પરતુ કયાંય પણ તેમની પ્રાપ્તિ થઇ નહિ અને પ્રૌઢ મત્રી વિરેન્દ્રસિંહે તેમને રાજ સિંહાસનપર અધિષ્ઠિત કર્યા, બે મહિના પશ્ચાત વિરેન્દ્રસિંહ પણ પોતાની પત્નિ તથા કન્યા સહિત ગૃહ ત્યાગ કરી ચાલ્યા ગયા, હવે તેમના કનિષ્ઠબંધુ ધીરેન્દ્રસિંહને મત્રીપદ આપવામાં આવ્યુ

તેઓ પોતાના બધુના સપરિવાર ગૃહત્યાગથી એટલા બધા ભગ્ન હૃદય થઈ ગયા હતા કે તેમણે પોતાના ભત્રિજા વિરેન્દ્રસિંહના પુત્ર વિનોદ સિંહને મત્રી પદ સોંપી વાનપ્રસ્થાશ્રમ ગૃહણ કર્યો, જો કે પ્રસગોપાત તેઓ તેને પોતાની ઉત્તમ સલાહથી સહાય કરતા રહ્યા

મહારાજા મહેન્દ્રસિંહ અને મત્રી વિરેન્દ્રસિંહના અદૃસ્ય થયા પશ્ચાત થોડા દિવસમા રાજ્યના પ્રધાન સેનાપતિ વીરસિંહે પણ પોતાના પદનો ત્યાગ કર્યો અને નવાબ તુગરલખાની નોકરી સ્વીકારી

વિન્ધ્ય પર્વત પૂર્વમા ભાગલપુર જીલ્લા સુધી આવેલો છે અને ત્યાથી તે દક્ષિણ તરફ ગયો છે ભાગલપુરથી દક્ષિણે વીસ બાવીસ કોસના અતરપર ઉક્ત પર્વતપર એક નાનો સરખો પરતુ અતિ દૃઢ કિલ્લો બાધેલો હતો તેનુ નામ મોતી મહેલ હતુ તે કિલ્લો દિલ્લીના પાદશાહના અધિકારમા હતો. અહીંઆજ પાદશાહે નરેન્દ્રસિંહને બોલાવ્યો હતો.

ભાગલપુરથી પૂર્વ દિશામા સાઠ માઈલના અંતરપર ગંગાના જમણા કિનારાપર રાજમહેલ નામનુ સ્થાન છે ઉકત સમયે તે સ્થળે કિલ્લો અને નવાબના અત્યુત્તમ વિલાસ ભવનો ઉપસ્થિત હતાં, જો કે હાલમાં તેના ખંડિયેરો પણ પૂરા પાધરાં જણાતાં નથી, ઉકત સમયે નવાબ તુગરલખાં ત્યાંજ રહેતો હતો અને તેની તથા ભાગલપુરની વચ્ચે તેની સેના પાદશાહની સેના સાથે યુદ્ધ કરવાને છાવણી નાખીને પડેલી હતી

પાદશાહને મળવા જતી વખતે નરેન્દ્રસિંહ જે જંગલમા ભૂલા પડયા હતા તે જંગલમા મંદરગિરિના સબંધમા પુરાણોમા એવો ઉલ્લેખ છે કે આજ પર્વતપરથી સમુદ્રનુ મંથન કરવામા આવ્યુ છે જ્યાથી નરેન્દ્રસિંહને નવાબના અનુચરો ઉઠાવી લઈ ગયા હતા તે સ્થાન ઉકત પર્વત અને ભાગલપુરની વચ્ચે આવેલુ હતુ અને ત્યાથી પૂર્વે આઠ કોશના અંતરપર તે મંદિર આવેલુ હતુ કે જેમાં તેમને સરલા તથા અહિકાને મેળાપ થયો હતો અને જે સ્થળે મંત્રી વિનેદસિંહ તથા યવન સેનાની વચ્ચે યુદ્ધ થયુ હતુ તે સ્થાન પણ ઉકત પર્વત તથા ભાગલપુરની વચ્ચેજ આવેલુ હતુ

પાઠક, અહીંઆ સુધી પૂર્વ ઘટનાનો ઉલ્લેખ કરી હવે અમે પુન પ્રસ્તુત વિષયનુ વર્ણન કરવાને પ્રવૃત્ત થઈએ છીએ પરંતુ અત્રે અમે એક વાતનો નિર્દેશ કરવો આવશ્યક માનીએ છીએ તે વાત એ છે કે જ્યારે મહારાજા નરેન્દ્રસિંહ મંત્રી વિનોદસિંહની સાથે ઉઠીને વૃદ્ધ મંત્રીને મળવા ગયા હતા ત્યારપછી થોડી ક્ષણમા તે મહાલયની દિવાલમા એક ચોર દરવાજો પ્રગટ થયો અને તેમાથી એક વ્યક્તિ નીકળી તેણે મહારાજાના પલંગપર એક વસ્તુ મુકી, પુન ઉકત દરવાજામા પ્રવેશ કર્યો અને અદ્રશ્ય થઈ ગયો કિંતુ પાઠક, તે સખ્સ તેજ હતો કે જેણે થોડીવાર પૂર્વે પાદશાહનો પત્ર લાવી નરેન્દ્રને આપ્યો હતો



# દશમ પરિચ્છેદ,

## બંગદેશ પર આક્રમણ.

કામરૂપના ઘોર યુદ્ધમાં તુગનખા પરાસ્ત થઇ બંદી થયો હતો. તે બંગદેશનો દુષ્ટ અને અત્યાચારી નવાબ હતો અને તેને તેના પાપનું ફળ શીઘ્ર મળી ગયું તે બંદીખાનામાંજ ઇ સ ૧૨૫૮ માં માર્યો ગયો. ત્યારપછી અમીનખા બંગદેશનો નવાબ થયો તેના નામબનું નામ તુગરલખા હતુ. યદ્યપિ અમીનખાની તેના પર વિશેષ કૃપાદષ્ટિ રહેતી હતી તોપણ તે મહા લોભી હતો લોભને વશ થઇ વિશ્વાસઘાતી તુગરલે અમીનખાનો વધ કરવાનો સંકલ્પ કર્યો અને એક દિવસ રાત્રિના સમયે પોતાના હાથે તેનો નિદ્રાવસ્થામાં વધ કર્યો કેટલાક લોકો કહે છે કે તેણે અમીનખાનો વધ કર્યો નહોતો, પરંતુ તેને બંદીખાનામાં નાખી પોતાનું નામ મગદ્દીન રખી ઇ સ. ૧૨૭૯ માં તે બંગદેશનો સ્વતંત્ર સૂબો બન્યો હતો પરંતુ તેણે અમીનના પ્રાણ બચાવ્યા હોય એ વાત અમને સંભવિત લાગતી નથી.

તેણે બંગાલામાં એટલો અત્યાચાર કરવા માડ્યો કે સર્વ પ્રજા ત્રાહ ત્રાહ પોકારવા લાગી અને ઘણા [illegible] બંગાલાના રાજાઓએ સ્વયં તેનું દમન કરવાને બદલે તેની વિરુદ્ધ દિલ્લીશ્વરને ઉત્તેજિત કર્યો હતો

દિલ્લીના પાદશાહે તેને જીતવાને માટે બે વાર સેના મોકલી હતી, પરંતુ વિશ્વાસઘાતના પ્રતાપે બન્ને વાર તુગરલ જીત્યો હતો તે શૃગાલ હોવા છતા સિંહને જીતવાથી મહા અભિમાની બની ગયો. દિવસાનુ દિવસ નવા નવા અત્યાચાર કરવા લાગ્યો. સતીઓનું સતીત્વ ધનિકોનું ધન અને માનીઓનું માન એ તો જાણે તેના બાપની મિલ્કત હતી. તે યથેચ્છ લોકોનું સર્વસ્વ હરવા લાગ્યો. તેના આશ્રયથી

બંગાલામાં લૂટારા, બદમાસ અને વેશ્યાઓનો દોર વધવા લાગ્યો. આ બાળ વૃદ્ધવનિતાઓના હૃદય વિદારક આર્તનાદથી બંગદેશ ગુંજાયમાન થઇ રહ્યા બંગાલાના સ્વતંત્ર રાજાઓ તેના અત્યાચારથી વ્યાકૂળ થઇ વારંવાર દિલ્હીપતિને પ્રાર્થના કરવા લાગ્યા અંતે દિલ્હીના પાદશાહ ગ્યાસુદ્દીન બલવને સ્વયં પ્રચંડ સેના સહિત તુગરલનુ દમન કરવાને માટે બંગદેશ પર આક્રમણ કર્યું

તુગરલ બે વાર જીત્યો હતો, તેથી તે મહા અભિમાની બની ગયો હતો, દિલ્હીશ્વરના આગમનની ખબર સાંભળીને વિશેષ ઉત્સાહથી પોતાની સેના વૃદ્ધિગત કરવા લાગ્યો અને અતીશય પ્રજા પીડન કરવા લાગ્યો તેણે પોતાનો પક્ષ બળવાન કરવાને માટે બંગાલાના પ્રધાન રાજાઓને ભય, લોભ, સામ, દામ, ભેદ, તથા ઉત્પીડન દ્વારા વશ કરવાનો પ્રયત્ન કર્યો હતો પરંતુ કોઇપણ રાજા તેના પક્ષમાં નહિ આવવાથી તે ક્ષુધિત વ્યાઘ્ર નાખેડ વિશેષ અત્યાચાર કરવાને પ્રવૃત્ત થયો હતો તેની સેનામા વિશેષ ભાગ લૂટારાનો હતો તે લૂટારાઓ પ્રજાનો સર્વ નાશ કરીને પોતાની પશુ વૃત્તિ તૃપ્ત કરવામાં ત્રુટિ કરતા ન હોતા તુગરલખાં પણ પોતાનુ કાર્ય સિદ્ધ કરવાને માટે તે લૂટારાઓને આશ્રય આપતો હતો

પાઠકોને વિદિત હશે કે પોતનુ કર્મ સિદ્ધ કરવાને માટેજ તેણે ભાગલપુરના મહારાજાની ઉપર પત્ર મોકલ્યો હતો પરંતુ તેને પોતાની ઇચ્છા અનુસાર પ્રત્યુત્તર નહિ મળવાથી તથા પોતાના દૂતની મારફતે પાદશાહના દૂતના આગમનના સમાચાર સાંભળીને મહા ક્રૂર થયો અને તેને તેણે માર્ગમાજ મરાવી નખાવ્યો પછી તે મહારાજા નરેન્દ્રસિંહના વધના ઉપાય શોધવા લાગ્યો. મહારાજા જ્યારે મૃગયાને માટે ગયા ત્યારે તેણે તેમને પોતાના માણુસો દ્વારા રાતના પકડાવ્યા પરંતુ તેથી કાંઇ ફલનિષ્પત્તિ થઇ નહિ ઉલટા તેના માણુસો માર્યા ગયા આથી તુગરલ દ્વિગુણ બળથી મહારાજાને વશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

સરલાની પાસેથી વિદાય થઇ મહારાજા પ્રાતઃકાળમા પાદશાહને મળવા ગયા, જેનું વૃત્તાન્ત પાઠકોના વાંચવામાં આવી ચૂક્યું છે.

# એકાદશ પરિચ્છેદ

## આશા.

છસો વર્ષથી કાંઇક અધિક કાળ પૂર્વે ભાગલપુરથી કેટલાક કોસ અંતરે એક ગ્રામ હતું આ ગામ નાનું હોવા છતાં પણ રમણીય હતું ગામની બે બાજુએ હરીયાળાં ક્ષેત્રો, એક તરફ ભાગિરથી અને બીજી તરફ મનોહર વન હતું પ્રસ્તુત ગ્રામમાં અધિકાંશ બ્રાહ્મણ ક્ષત્રિય અને કાયસ્થોની વસ્તી હતી તેમાં થોડાક ગોવાળ તથા માળી લોકો પણ રહેતા હતા યદ્યપિ મુસલમાનોના ઉત્પીડનથી દેશમાં મહા હાહાકાર થઇ રહ્યો હતો, અનેક ગ્રામ મરૂ ભૂમિમાં પરિણત થઇ ગયા હતા, કિંતુ આ ગામની દશા અવનત નહોતી. પ્રસ્તુત ગ્રામમાં વીસ પચ્ચીસ મકાનો પાકી બાંધણીના અને બે ત્રણ મજલાના હતા કાચી બાંધણીના મકાનો પૈકી કેટલાક મકાનો પણ બે મજલાના હતા

પ્રાતઃકાળમાં અને સંધ્યા સમયે ભાગીરથીના તીરપર પુષ્કળ યુવતિ યુવકો સ્નાન કરવાને માટે એકત્ર થતાં હતાં જલ ભરવાને માટે આવતી સ્ત્રીઓ નદી તટપર બેસીને વાતચીત કરતી હતી એક દિવસ કેટલીક સ્ત્રીઓ વાત કરી રહી હતી એવામાં એક સ્ત્રી બોલી —

"લલિતા ! બ્રિંદા પેલી ડોશીની દીકરી છે કે ? અહા એ કેવી સુશીલ અને સુન્દર છોકરી છે ? એવી સુન્દરી તો રાજાની રાણી બનવી જોઇએ, તે આપા દરિદ્રી ?"

લલિતા "જેવી ઇશ્વરેચ્છા શ્યામા, અમને મલ્લિ... બહુ ચાહે છે અને ઘેર જઇએ છીએ તો જલદી આવવા દેતી નથી. કેટલાક દિવસથી સુશીલા આવી છે, તેને તે પોતાની ભગિની જાણે છે એ લૂટારાઓના હાથમાંથી છૂટી એ બહુ સારૂં થયું"

શ્યામા "સત્ય છે તેણે એને લૂટારાઓના હાથમાંથી છોડાવી તેનાજ વિરહથી કદાચ એ વ્યાકુલ બની હશે, પરંતુ જવા દે એ વાત સંધ્યા થઇ હવે ઘેર ચાલો."

પછી સર્વ સ્ત્રીઓ પોત પોતાના ઘડા લઇ ગૃહ તરફ ચાલી કારણ ગમે તે હો, પરંતુ ગ્રામવાસીઓમા પરસ્પર પરમ ઐકય અને પ્રેમ હતો લુટારાઓના ભયથી સર્વ સાવધ અને સશસ્ત્ર રહેતા હતા અને તેથી એકાએક લુટારાઓ પણ ગામમા પ્રવેશ કરવાનુ સાહસ કરતા નહોતા આજ કારણથી ગ્રામની રક્ષા થતી અને ગ્રામ્ય જનો સુખી રહેતા હતા

મધ્યાન્હનો સમય હતો એક ઓરડામા ચાલીસ વર્ષની વયની એક પ્રૌઢા કુશાસનપર પદ્માસન વાળીને બેઠી હતી તેનું અગ ગૌર સુંદર અને કિંચિત્ સ્થૂલ હતુ કેશ સર્વથા કાળા અને મુખ અલૌકિક તેજ પુંજથી દેદીપ્યમાન હતુ ચો તરફ પૂજાની સામગ્રી અને સન્મુખ શિવલિંગ રાખ્યુ હતુ ધૂપ અને દીપ બળતા હતા દક્ષિણ બાજુએ કાષ્ટાસનપર વિષ્ણુ સહસ્ત્ર નામ આદિ કેટલાક પુસ્તકો મૂકયા હતા પ્રૌઢાથી કેટલાક અતરપર એક પરમ રૂપવતી યુવતિ પોતાનુ મસ્તક અવનત કરીને નમ્રતા પૂર્વક બેઠી હતી પ્રૌઢા પોતાનુ મસ્તક અવનત કરી પોતાનાં ઉજ્જવલ નેત્રોમાથી અશ્રુ લૂછતી હતી અને દીર્ઘ નિશ્વાસ નાખતી હતી યુવતિની દશા પણ તેથી સારી ન હોતી ઉભય સ્ત્રીઓ મૌન અને વિચાર નિમગ્ન હતી પાસેના ઓરડામાં બે નાયિકાઓ બેઠી હતી અને તે પરસ્પર ધીમે ધીમે વાત કરતી હતી ને ઉભય બાલિકાઓ સમવયસ્ક હતી, પરતુ તેમાની એક અતિશય પ્રભાવ શાલિની અને દેખાવમા કાઇક મોટી હતી તે બીજી બાલાથી પોતાની દ્રષ્ટિ બચાવી બીજા ઓરડામાની યુવતી પ્રતિ જોતી અને થોડી થોડી વારે અતરે દીર્ઘ નિશ્વાસ નાખતી તેના આખમા પણ કેટલાક અશ્રુ આવ્યા, પરતુ તેણે બીજી બાલા ન જુએ તેમ તે લૂછી નાખ્યા

થોડી વાર પછી યુવતિએ પ્રૌઢાને સવિનય નિવેદન કર્યું " મા શુ દાસીની પ્રાર્થના સ્વીકૃત ન થશે ? શુ મારૂ એવુ મદ ભાગ્ય છે ? "

પ્રૌઢા " ન મદ ભાગિની ! કન્યા પણ અધિક પ્રિય છે, પરતુ—"

યુવતિનુ નામ સરલા હતુ, તે વચમાજ બોલી " જેણે આટલો બધો ઉપકાર કર્યો, તે શુ કિંચિત્ દયાને પાત્ર પણ નહિ બને ! "

"પ્રૌઢા "સરલા, સ્વામીનું વેર લીધા વિના શું હું શાંત બની શકીશ ?"

સરલા "ત્યારે મલ્લિકાની શી દશા થશે ?"

પ્રૌઢા "તેનું મન ન બદલાય તો તેનો મને પણ બહુ શોક છે"

સરલા "એ કોઈપણ પ્રકારે પોતાની આશાથી વિમુખ થતી નથી એ અહર્નિશ તે યુવકના ધ્યાનમાં નિમગ્ન રહે છે."

પ્રૌઢા "સરલા, હમણાં મારી વ્યાકુલતાનો કોઈપણ પાર નથી. હું મારી જીવિત દશામાં મલ્લિકાને કોઈપણ પ્રકારે દુખ દઈશ નહિ માટે જો તેની તેનેજ વરવાની પ્રબળ ઇચ્છા હશે તો હું આત્મઘાત કરીને તેનો માર્ગ નિષ્કંટક બનાવી આપીશ કારણ કે જીવિત દશામાં તો હું તે વ્યક્તિને મલ્લિકા ત્યારેજ અર્પણ કરીશ કે જ્યારે તે પેલા યવનનો વધ કરશે"

સરલા "મા મલ્લિકાની પણ એવીજ ઇચ્છા છે તે કાંઈ આપની ઇચ્છાથી વિરુદ્ધ નથી"

પ્રૌઢા ત્યારે તું શું માગે છે ?"

સરલા "મહારાજા આપના મનની વાત જાણતા નથી, માટે તેમને તે વાત જણાવવી જોઈએ, કે જેથી તેઓ તત્કાલ આપને સાહાય્ય કરશે આથી પુત્રીની ઇચ્છા અને આપનો મનોરથ પૂર્ણ થશે"

પ્રૌઢા "સરલા, હું શું તેને પ્રાર્થના કરૂં ?"

સરલા "દેવી, જેણે પોતાને માથે સંકટ ઉઠાવી અમને છૂટકારો કર્યો, જેના મંત્રીએ આપની ભગિનીની કન્યાને લુંટારાઓના હાથમાંથી છોડાવી તેમને પ્રાર્થના કરતાં શી હરકત છે ? અને તે આ કાર્ય કરવાને સંપૂર્ણ શક્તિમાન છે"

પ્રૌઢા, મેં આજ પર્યંત કોઈને પણ દીન સ્વરે પ્રાર્થના કરી નથી તો હવે તે હું શી રીતે કરૂં ? એમ કદિ પણ બનશે નહિ સરલા, શું તું મને મારી પ્રતિજ્ઞાથી ચ્યુત થવા કહે છે ?"

સરલા યદિ તેમ આપને કરવું ન પડે અને તેઓ સ્વયં આવીને કાર્ય સિદ્ધ કરવાને માટે આપની આજ્ઞા માગે તો આપને શી હરકત છે ? એમ તો કાંઈ આપની પ્રતિજ્ઞાનો ભંગ થાય એમ નથી ને !"

આ સાંભળી પ્રૌઢા મૌન રહી ક્ષણવાર વિચાર નિમગ્ન થઇ અને સરલા આશા પૂર્વક તેના પ્રતિને જોવા લાગી નિકટના ઓરડામાં બેઠેલી બાલિકા આશા પૂર્વક વારંવાર સરલાની તરફ જોતી અને રખેને સરલા મારો મનોભાવ જાણી જશે એવા ભયથી મુખ ફેરવી સાડીના છેડાવતી અશ્રુ માર્જન કરતી. એ બાલિકા અન્ય કોઇ નહિ, પરંતુ મલ્લિકાજ હતી સરલા તેનો મનોરથ પૂર્ણ કરવાને અંતરથી પ્રભુને પ્રાર્થના કરતી પ્રૌઢાએ સાડીના છેડાવતી અશ્રુ માર્જન કરી દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યુ —

" સરલા, આજે હું તારી વાક્ય ચાતુરીથી પરાસ્ત થઇ અરણુ કન્યાનુ સૌભાગ્ય અને તારો બોલ રાખવાને માટે મે તારી પ્રાર્થનાનો સ્વિકાર કર્યો "

આ વચનો સાંભળી સરલાના આનંદની સીમા રહી નહિ જાણે આકાશનો ચંદ્રમા તેના હાથમા આવ્યો હોય તેમ તેને લાગ્યુ. તેણે મલ્લિકા પ્રતિ દ્રષ્ટિપાત કર્યો તો તેના મુખપર પણ આશા અને આનંદના ચિન્હો દ્રષ્ટિગોચર થયા આ સ્થિતિ જોઇ સરલાના રોમે રોમમાં હર્ષનો સંચાર થઇ ગયો તેણે પ્રૌઢાને પ્રાર્થના કરી—

" મા, આજ્ઞા હોય તો હુ મારા કામને માટે જાઉ "

" ભલે, જા " એમ કહી પ્રૌઢા પૂજામાં નિમગ્ન થઇ અને સરલા ત્યાંથી મલ્લિકાની પાસે ગઇ પાઠક વ્યક્તિઓને ઓળખી ?

સાંભળો, ઉક્ત પ્રૌઢા મલ્લિકાની માતા હતી, જેના સંબંધી વિશેષ વૃત્તાંત અમે આગળ લખીશુ ?



# દ્વાદશ પરિચ્છેદ,

## સખી સંગ.

સરલાનુ હૃદય આનદથી નૃત્ય કરવા લાગ્યુ તેના હૃદયમાં પ્રાણાધિક મલ્લિકાનુ પરમ સુખ અંકિત થયુ તે આનદના સમાચાર કહેવાને અધીરી બની પ્રૌઢાની પાસેથી ઉઠી મલ્લિકાના ઓરડામાં દોડી ગઇ મલ્લિકા પરમાનદિત થઇ ઓરડામાં આમ તેમ ફરતી હતી સરલા પ્રવિષ્ટ થતાજ તે લજ્જાથી સકુચિત થઇ ઉભી રહી ગઇ સરલાએ તેની દ્રષ્ટિ સાથે દ્રષ્ટિ મળતાંજ સ્નિધ કટાક્ષ કરી કહ્યુ “ મલ્લિકા ”

મલ્લિકા સ્મિત કરી બોલી “ માલતી ! ”

સરલા “ જુઇ, ચમેલી, ગુલાબ, કેતકી, આદિ ફૂલોની માલા બનાવી ગળામા નાખ, એટલે કોઇ ચીજ બાકી ન રહે ”

મલ્લિકા “ નામ તો તારૂ સરલા છે, પરંતુ વાસ્તવમા તુ અતિ કઠોર છે ”

સરલા “ પરતુ મલ્લિકા કરતા જગત્મા કયી વસ્તુ કોમળ છે ?”

મલ્લિકા “ આજે તને કેવો રગ ચઢયે છે ? ”

સરલા ‘ આછો ગુલાબી, ઠીક, હવે હુ જાઉ છુ ”

મલ્લિકા “ કયા ? ”

સરલા “ તારા ગુણ નિધિને બોલાવવાને આજે કાઇ પારિતોષક આપશે ને ? ”

આ સાભળી મલ્લિકા લજ્જીત થઇ મદસ્મિત કરતી કરતી સરલાને મૃદુતાથી ધક્કો મારી બોલી “ ચાલ, દૂર થા અહીંથી ”

સરલા “ અરે કેમ બાઇ સાહેબ, આમ કરો છો ? ”

મલ્લિકા “ સરલા, આજે તને કેવી કેવી વાત સૂઝે છે ? ”

સરલા “ જેવી તારા મનમાં છે તેવી. ”

મલ્લિકા "મારા મનમા શુ છે ? જૂઠું આળ શીદ ચઢાવે છે ?"

સરલા "મરવાને."

મલ્લિકા "તું મર તો હુ બચુ"

સરલા "મારા મરવાથી તુ પ્રસન્ન થશે ?"

મલ્લિકા "નહિ"

સરલા "હું મરીશ તો તુ શુ કરશે ?"

મલ્લિકા "ખૂણામાં ભરાઇને "હાય સખી" એમ કહીને રોદન કરીશ"

સરલા "તો પછી મને હડસેલો શા માટે મારે છે ?"

મલ્લિકા "જખમારી" એમ કહી તે સરલાને ગળે વળગી હસવા લાગી સરલાનો આનદનો ઉભરો હાસ્ય રૂપે મુખ બહાર પડયો તેણે મલ્લિકાના મુખને ચુબન કરી ધીમેથી કહ્યુ "જો મહારાજાને મળવુ હોય તો જાગૃત રહેજે હુ અર્ધી રાતના સમયે તેમને સગે લઇને આવીશ"

મલ્લિકા મુખ મચકોડી બોલી 'ભલા, મને કોઇની સાથે શુ કામ છે?'

સરલા જન્મથી મલ્લિકાની સાથે રહેતી હતી, તેથી તે તેને પરમ પ્રેમથી ચાહતી હતી અને તેના મનોભાવથી સપૂર્ણ અજ્ઞાત હતી તેણે નેન કટાક્ષથી કહ્યુ "મલ્લિકા, તારા સુખને માટે હુ આટલો પરિશ્રમ ઉઠાવી રહી છુ, પરતુ તુ જ્યારે કોઇની સ્પૃહા રાખતી નથી તો મને શી પડી છે ? ત્યારે હવે હુ તો કાંઈ જતી નથી"

સરલ મલ્લિકાનુ કોમલ હૃદય જાણતી હતી, અને તેથીજ તેણે તેનો મનોભાવ જાણવાને માટે આ કટાક્ષના વચનો કહ્યા હતાં મલ્લિકાને નિશ્ચય પૂર્વક લાગ્યુ કે હવે એ કદિપણ મહરાજાને બોલાવવાને જશે નહિ "આથી તે મહા ક્ષુભિત થઈ પોતાની જાતને સહસ્રશ ધિક્કાર દેવા લાગી તો પણ તે પોતાની લજ્જા સહસા ત્યાગ કરી શકી નહિ તે પોતાનો મનોભાવ સરલાથી છુપાવવા માગતી હતી પરતુ ભસ્મથી કાઇ અગ્નિ ગુપ્ત રહે છે ? સરલાએ હસતા હસતા મલ્લિકાનો હાથ પકડી કહ્યુ "સખી, હુ હવે જનાર નથી, સદેહ ન કર, પ્રસન્ન થા."

આ વચનો સરલ હૃદયા મલ્લિકાને બાણ સમાન લાગ્યાં. તેણે અવનત મુખ કરી અર્ધ સ્ફૂટ સ્વરે કહ્યું "કેમ, જતી કેમ નથી? ના કોણ પાડે છે?"

સરલા "તુ"

મલ્લિકા "ઠીક, જા, હવે ના નહિ પાડીશ"

સરલાએ 'જા' એ શબ્દ સાંભળતાંજ મલ્લિકાને ગળે લગાડી કહ્યું "વહાલી, સુશીલાને આ વાત હમણા કહીશ નહિ"

જે સમયે સરલા પ્રૌઢાની પાસેથી ઉઠીને મલ્લિકાની પાસે આવી હતી તે સમયે મલ્લિકાની પાસે બેઠેલી બાલિકા સુશીલા ચેતી જઇને આપોઆપ ત્યાંથી ચાલી ગઇ હતી

મલ્લિકા "ઠીક."

સરલા "સાવધાન રહેજે, જાગૃત રહેજે"

'હવે તુ જા, જા," એમ કહી મલ્લિકાએ અલ્પ હાસ્ય કર્યું. સરલા પણ શાન્ત રહી શકી નહિ. તેની હાસ્ય લહરિ પણ મલ્લિકાની હાસ્ય લહરિ સાથે મળી ગઇ મલ્લિકાએ તક જોઇ ટુચકો માર્યો "સરલા સુશીલાને માટે વિનોદને પણ સાથે તેડી લાવજે"

મલ્લિકાના આ શબ્દો પૂર્ણ થયા નહોતા એવામા સુશીલાએ તે ઓરડામા પુન પ્રવેશ કરતા કરતાં હસીને કહ્યુ "અમને મલ્લિકાને માટે નરેન્દ્રને લાવજો" પછી મલ્લિકાને સબોધીને કહ્યુ "કેમ ઠીકને?"

સરલા મહા ચતુર હતી હાસ્ય રસમાં પણ તે પારગત હતી. તેણે સુશીલાને જોઇ રસ વધારવાને માટે કહ્યું "અને મારે માટે પણ એક નવીન સ્વામિ લાવીશ"

મલ્લિકા "છટ્ ! મર અહીંથી"

સુશીલા "વાહરે સરલા, ધન્ય છે તને !"

સરલા "કેમ, કેમ, શુ થયુ ?"

સુશીલા "બસ, બસ, તારી સાથે તકરાર કરતા કોણ જીતે એમ છે ?"

પછી થોડી વાર સુધી સર્વ હસતી અને એક બીજાના અગમાં વળગતી રહી. આ મનોહર દશ્ય જેણેજ જોયું હોય તેને લેખિની

દ્વારા સમજાવવાનો પ્રયત્ન કરવો એ વિડંબના માત્ર છે. અસ્તુ પછી સરલાએ ધીમેથી મલ્લિકાના કાનમાં કાંઇક કહ્યુ અને ત્યાંથી પ્રયાણ કર્યું યદ્યપિ સુશીલાએ તેને પાછી બોલાવી,પરંતુ તે "આવું છું" એમ કહીને ચાલી ગઇ. તેનો આવો 'વ્યવહાર જોઇ સુશીલા મનમાં કાંઇક ક્ષુભિત થઇ તે જોઇ મલ્લિકા બોલી'સુશીલા, ચાલ ઉદ્યાનમાં જઇએ"

સુશીલા ચાલ, પરંતુ માલા ગુસ્સે થશેને!"

મલ્લિકા "એટલો જીવ ગભરાતો હતો તો તું સરલાની સાથેજ ચાલી ન ગઇ?"

સુશીલા લજ્જીત થઇ કાંઈ બોલી નહિ અને મલ્લિકા તેનો હાથ પકડી ઉદ્યાન તરફ ચાલી નિકટમાજ એક નાનુ સરખુ ઉદ્યાન હતું. તેની ચોતરફ વાડ કરેલી હતી પાઠક, મલ્લિકા તો મંદિરમાં હતી, તો તે અહીંઆ શી રીતે આવી? અને સુશીલા કોણ છે? તથા ઉક્ત પ્રૌઢાનુ શુ વૃત્તાન્ત છે? ઠીક, હવે ધૈર્ય રાખ ઉચિત સમયે સર્વ હકિકત આપોઆપ પ્રકટ થશે

કિંતુ અત્રે અમો એટલુ લખવુ ઉચિત માનીએ છીએ કે જ્યારે ઉક્ત મંદિરમાં સરલા અને મલ્લિકા અત્યાચારી યવનોના પંજામા સપડાઇ હતી ત્યારે તેમને કોઇ વિચિત્ર શક્તિવાન કોઇ વ્યક્તિએ બંધન મુક્ત કરી હતી સુશીલા માલકાની માસિની પુત્રી થતી હતી, તે દુર્ભાગ્ય વશાત્ યવનોના હાથમાં સપડાઇ હતી, પરંતુ તેને પણ તેજ સમયે એક વ્યક્તિએ છોડાવી હતી આ વ્યક્તિ વાસ્તવમાં નરેન્દ્ર અને વિનોદ હતા, પરંતુ તેમણે કોની સાહાય્યથી ક્યારે અને કેવી રીતે તેમનો ઉદ્ધાર કર્યો હતો, તે અમે આગળ પ્રકટ કરીશુ



# ત્રયોદશ પરિચ્છેદ



દ્ધ મત્રીની સાથે મત્રણા કરી મહારાજા જ્યારે પોતાના શયન મદિરમા ગયા ત્યારે અર્ધરિત્ર વ્યતીત થઇ ચૂકી હતી અને સપૂર્ણ નિસ્તબ્ધતા ચો તરફ પોતાનુ સ્વતત્ર સામ્રાજ્ય વિસ્તારી રહી. તે શયન મદિરમાં ઉજ્વલ દીપક પ્રકાશી રહ્યો હતો તેમા સુગધી તેલ બળતુ હોવાથી સમગ્ર શયન મદિરમા સુગધ ફેલાઇ રહી હતી તેમા પ્રવેશ કરી મહારાજા નરેન્દ્રસિહે કોઇ પણ સેવકની સાહાય્ય વિના પોતાના વસ્ત્રો બદલ્યા તેમણે શયનોચિત વસ્ત્રો પારધાન કરી નિકટની સગે મરમરની ખુરશીપર મૂકેલા જલપાત્રમાથી થોડુ પાણી પીધુ અને પાન ખાઇ પલગ તરફ પ્રયાણ કર્યું પલગ પર દ્રષ્ટિ પડતાજ તેમના મુખમાથી એક નાની ચીસ નીકળી પડી અને તેમણે આશ્ચર્ય નિમગ્ન થઇ આતુરતા પૂર્વક તે પર પડેલી વસ્તુ ઉચકી લીધી આ વસ્તુ તેજ હતી કે જે વિનોદની સાથે તેમના ગયા પછી આ પરીચિત વ્યક્તિએ દિવાલમાના ચોર દરવાજામાથી નીકળી પલગપર નખી હતી

પાઠકની ઉત્કઠા પૂર્ણ કરવાને માટે અમે સ્પષ્ટતા પૂર્વક જણાવી દઇએ છીએ કે તે વસ્તુ બીજી કાઇ નહિ, પરતુ એક બધ પરબીડુ હતુ. તે પરબીડુ મહારાજા નરેન્દ્રસિહે પરમ આશ્ચર્ય અને આતુરતા પૂર્વક ઉઠાવી લીધુ અને દીપકના પ્રકાશમા તે પરનુ નામ વાચ્યુ, તો તે તેમનું પોતાનુ નામ પ્રતીત થયુ

તત્પશ્ચાત્ તેમણે તે પરબીડુ ફાડી નાખ્યુ અને તેમાથી એક લાબો પત્ર કઢી તે ઉત્સુકતા પૂર્વક વાચવા માડયો તે પરબીડા પર તેમને કોઇ વ્યક્તિ વિશેષની મુદ્રા જણાઇ નહોતી

ઉક્ત પત્રમાં આ પ્રમાણે ઉલ્લેખ હતો —

" શ્રીમાન્.

આપ આપના શયન મંદિરમાં પોતાના પલંગપર આ પત્રને જોઇ અવશ્ય અત્યંત આશ્ચર્ય ચકિત થશો અને વિચારમાં પડશો કે આટલા સખ્ત પહેરા ચોકીમાંથી કોણે આ પત્ર અહીંઆં આણીને નાંખ્યો ? કિંતુ શ્રીમાન્, આપ તે વિષે તપાસ કરવાનો શ્રમ લેશો નહિ, કારણ કે જ્યાં સુધી હું સ્વયં તે વાત શ્રીમાનની આગળ પ્રકટ ન કરીશ ત્યાં સુધી આપ કદાપિ તે જાણવાને સમર્થ થશો નહિ માત્ર આટલી વાત જાણીનેજ સંતોષ માનશો કે જ્યારે આપ આપના મંત્રીની સાથે અહીંઆંથી ચાલ્યા ગયા ત્યારે મેં આ પત્ર આપના આસનપર મૂક્યો હતો

અસ્તુ હવે જે કાર્યને માટે આપ નામદારને આ પત્ર વાંચવાનું કષ્ટ આપવું પડ્યું તેનો ઉલ્લેખ કરૂં છું

પાદશાહનો દૂત માર્યો ગયો ત્યાર પછી તેનો પત્ર કોઇ કારણથી મારા હાથમાં આવ્યો અને તે જ્યારે મેં આપ નામદારને પહોંચાડ્યો ત્યારે મેં આપને જણાવ્યું હતું કે હું પણ નવાબ તુગરલનો એક માણસ છું

હવે નવાબને પાદશાહનો પત્ર અન્ય વ્યક્તિ દ્વારા આપને પહોંચવાના સમાચાર જાણશે તો તેનો શક મારાપર ઉતરશે અને તેનું પરિણામ એ આવશે કે તો હું માર્યો જઇશ કે કોઇ એવા સ્થાનમાં કેદ પડીશ કે જ્યાંથી આ જન્મે કદિપણ મારો છૂટકારો થશે નહિ અને આપ આપનો એવો ઉપકારક સહાયક ગુમાવી બેસશો કે હજી આપની ઘણી સેવા કરવાની ઇચ્છા ધરાવે છે અને જેની ઉત્તમોત્તમ સેવાઓની સાંપ્રત આપને અત્યંત આવશ્યકતા છે.

તો મને આપના તરફથી શી વસ્તુની અપેક્ષા છે ? હું આપની પાસે એટલુંજ માગી લઉં છું કે આપ કોઇને પણ પાદશાહનો પત્ર મળ્યાના સમાચાર કહેશો નહિ અને યદિ આપ અથવા આપના મંત્રી વિનોદસિંહ કે જેઓ ઉક્ત હકિકત જાણે છે તેઓ કોઇને તે વાત કહેશે તો મારી તો જે દશા થવાની હશે તે થશે, પરંતુ તેની સાથે આપના અને દિલ્હીના પાદશાહના પ્રાણ પણ જોખમમાં આવી

પડશે આપના વાત કરવાથી હું મારો બચાવ પણ કરી શકીશ નહિ અને આપને સહાય્ય પણ કરી શકીશ નહિ

યદિ આપને સંપૂર્ણ ભરોસો હોય કે કોઇ ત્રીજી વ્યક્તિને એ વાત કહેવાથી તે ઉક્ત ભેદ કોઇની આગળ પ્રકટ કરશો નહિ તો પાદશાહને અથવા આપના કોઇ બીજા મિત્રને તે વાત ભલે કહેજો, પરંતુ સાવધાન, જો વાત બહાર ફેલાશે તો મારા, આપના અને પાદશાહના પ્રાણ જોખમમા આવી પડશે

જે સમયે મે પાદશાહનો પત્ર આપ નામદારને આપ્યો તે સમયે આ ચેતવણી આપવાનુ ધ્યાન મને રહ્યુ નહોતુ તેમજ તેમ કરવાનું પ્રયોજન પણ લગ્યું નહોતુ પરતુ આપની પાસેથી વિદાય લીધા પછી મને એવા ભયકર સમાચાર મળયા કે જેથી મને આ ચેતવણી આપવનું ઉચિત લાગ્યુ આ ચેતવણી અનુસાર વર્તવાથીજ આપના અને આપના મિત્રોના પ્રાણ બચી શકશે

ત્યારે તે સમાચાર શુ છે? આપને સુવિદિત છે કે આપના કિલ્લાની નીચે સુરંગ છે. તે સુરંગમા શીઘ્રતા પૂર્વક દારૂ ભરવામાં આવે છે. આ કાર્ય પ્રાતઃકાળ પૂર્વે સમાપ્ત થઇ જવાનો સંભવ છે ત્યાર પછી જેને અગ્નિ લગાડી કિલ્લાનો જડમૂળથી નાશ કરવામા આવશે

શ્રીમાન્, આ ભયંકર સમાચાર જાણી આપના મન પર ભયાનક અસર થઇ હશે. કિંતુ આપ ગભરાશો નહિ, મારા બતાવ્યા પ્રમાણે કરશો આપ શીઘ્રતાથી સુરગનુ ફાટક ખોલાવી તેમા ગગા જલને પ્રવેશ કરાવો જો આપ આ પ્રમાણે શીઘ્ર કરશો તો આપનો કિલ્લાને તથા તેમાના માણસેનો નાશ થતો અટકશે, અને નવાબ તુગરલની આજ્ઞાથી જે હત્યારાઓ સુરગમા દારૂ ભરે છે તેમના પ્રાણ તત્ત જશે આ માણસેની સખ્યા ઓછી નથી

શ્રીમાન્ ફાટક ખોલાવવાથી આ દુર્ભાગી માણસોનો કાળ પ્રસ્તુત સુરગમા થશે અને આપ નામદાર સુરક્ષિત થશો, કારણ કે તે સુરગમાથી નીકળવને માર્ગ પણ હુ હમણા કોઇ યુક્તિથી બંધ કરી દઉ છુ

યદ્યપિ આ માણસોના પ્રાણ જાય તેટલા માટે મને શોક થાય છે, પરંતુ શુ કરું? હવે આપનો કિલ્લો અને નવાબના માણસો એ

ઉભયને બચાવવાનો કોઇ પણ ઉપાય રહ્યો નથી આનુ કારણ એ છે કે જો તેઓ બહાર નીકળશે તો તરતજ દારૂ સળગાવી દેશે અને તે દુર્ભાગી બહાર નીકળવા પામશે નહિ તો તેઓ કદિ આગ લગાડી શકશે નહિ, કારણ કે હાલમા સુરગમા દારૂ ભરતી વખત તેમણે કોઇ પણ અગ્નિ ઉત્પન્ન કરનાર પદાર્થ પોતાની સાથે રાખ્યો નથી.

બસ શ્રીમાન્ હવે હુ વિદાય થાઉં છુ અને પુન આપને નિવેદન કરૂ છું કે સુરગને જલ પૂર્ણ કરવાનો શીઘ્ર દોબસ્ત કરો

આપનો સચ્ચો સ્નેહી
" એક અપરીચિત "

આ પત્ર વચાઇ રહ્યા પશ્ચાત્ મહારાજા અતિ ભયપરત થઇ વિનોદ સિહના શયન ગૃહ પતિ ચાલવા લાગ્યા વિનોદ સિહ અત્યાર સુધી જાગૃત હતા મહારાજા તેમની પાસે આવ્યા ત્યારે તેમણે તેમને અતિ ભયપરત સ્થિતિમાં જોઇ સહસા આવવાનુ કારણ પૂછ્યુ યથા શક્ય સક્ષેપમા તેમને હકિકત સમજાવી તેઓ તેમને સાથે લઇ કેટલાક ઓરડા, બુર્જ, દિવાનખાના, કોટડી અને ચોક પસાર કરી એક એવા મકાનમાં આવી પહોંચ્યા કે જેમા ઘણા સચા ચક્રો આદિ હતા ત્યાં જઇ તેમણે સુરગ સાથે સબધ ધરાવનાર ચક્રને શોધી કાઢ્યુ અને તેને ફેરવવા માડ્યુ જ્યારે તે ફરતુ બધ પડ્યુ ત્યારે તે ઉભય તે મકાનમાથી નીકળી એક બીજા સુસજ્જીત મકાનમા આવી બેઠા અને ત્યા મહારાજે વિનોદસિહને ઉક્ત અપરીચિતનો પત્ર બતાવ્યો

તેઓ આખી રાત ગભરાટના માર્યા તેજ મકાનમા બેસી રહ્યા અને પ્રાતકાળમા જ્યારે સુરગમાથી પાણી કાઢી નાખવામા આવ્યુ ત્યારે તેમાની પચાસ મુડદા નીકળ્યા

ઉક્ત અપરીચિતે ખરેખર સુરગનુ દ્વાર બધ કરી દીધુ હતુ. તેથી ત દુર્ભાગી નાશી શક્યા નહોતા પાણી અને મુડદા કાઢી નાખ્યા પશ્ચાત્ સુરગ અદરથી બધ કરી દેવામા આવી

પાઠક ઉક્ત અપરીચિતે મહારાજાની ઉપર કેટલો બધો ઉપકાર કર્યો હતો. તેના ઉપકારના બદલામા મહારાજાએ પોતાનુ સર્વસ્વ તેને આપી દીધુ હોત તો તે થોડુ હતું.

# ચતુર્દશ પરિચ્છેદ

બગદેશના સિંહાસન પર બેસી તુમરસખા ઘોર અત્યાચાર કરે છે; લોકો અત્યંત ઉદ્વિગ્ન થઇ પોતાના ઉદ્ધારને માટે દિલ્લીશ્વર ગ્યાસુદીન બલવનને પ્રાર્થના કરે છે, ભાગલપુરના મહારાજા નરેન્દ્રસિંહ એક પરિચિત વ્યક્તિદ્વારા પાદશાહનો પત્ર પ્રાપ્ત કરી પોતાના મંત્રી વિનોદસિંહની સાથે મસલત ચલાવેછે અને સેનાપતિ ગોવિંદ સિંહને કેટલીક સમયો ચિત વૃદ્ધ મંત્રી ધીરેન્દ્રસિંહની સાથે મસલત ચલાવવાને માટે વિનોદની સાથે તેની પાસે જાય છે, મહારાજાના ગયા પછી તેમના શયન મંદિરમા એક અપરીચિત વ્યક્તિ એક ગુપ્ત પથદ્વારા પ્રવેશ કરે છે અને મહારાજાના પર્યંક પર એક પત્ર મૂકીને સાથો ચાલી જાય છે પછી મહારાજા ત્યાં આવી તે પત્ર પ્રાપ્ત કરે છે અને તેમાંની હકીકત જાણી ભયાકુલ થઇ મંત્રીની સલાહ લઇ સુરંગને જલ પુર્ણ કરી દે છે, બીજે દિવસે સુરંગમાનું પાણી કાઢી નાખવામા આવતા તેમાથી યવનોના પચાસ મુડદાં નીકળે છે, પછી મહારાજા સુરંગને અંદરથી બંધ કરાવી દે છે અને દુર્ગરક્ષાને માટે યથોચિત પ્રયત્ન કરે છે ત્રીજે દિવસે મહારાજા પોતાના સમયસ્ક મંત્રી વિનોદસિંહ સહિત અશ્વરોહીઓ સહિત પાદશાહને મળવા માટે મોગનમહલ તરફ પ્રયાણ કરે છે, માર્ગમા મૃગની પાછળ પડી અરણ્યમાં ભટકી રાત્રિ ગીરિગુહામા વ્યતીત કરે છે, પ્રાતઃકાળમા મંત્રી વિનોદસિંહ જાગૃત થાય છે તો મહારાજા જણાતા નથી; તેઓ તેમની ઘણી તપાસ કરે છે, પોતાના દુપટ્ટાના છેડામાં તેમને એક પત્ર પ્રાપ્ત થાય છે અને નિરૂપાય બની પટનગર તરફ પ્રયાણ કરે છે, માર્ગમા તુગરલની સેના સાથે ભેટો થાય છે અને તેને પરાજય કરી પાટનગરમા જઇ મહારાજાની તપાસને માટે દુતો મોકલે છે.

આ તરફ મહારાજા રાતના સમયે પાષાણોના હાથમા સપડાય છે, જાગૃત થતા પોતાને બંદી અવસ્થા જુએ છે, એક અપરી

ચિતની તરફથી શસ્ત્રો પ્રાપ્ત કરે છે, પછી મહમ્મદ કાસિમની સાથે સાથે વાતચીત કર્તા મહારાજા યવનોનો વધ કરે છે, તત્પશ્ચાત્ તેઓ ત્યાંથી નીકળી ઉક્ત અપરાજિતદ્વારા અશ્વ તથા ઉશ્રગ પ્રાપ્ત કરે છે તથા એક તરફ ચાલ્યા જાય છે, પછી તેઓ મલ્લિકાના અતિથિ બને છે અને ત્યાંથી વિદાય થઇ પાદશાહને મળવાને મોગમહાલ તરફ પ્રયાણ કરે છે, એક યવન અશ્વારોહી ઝાડીમાંથી નીકળી તેમની પુઠ પકડે છે અને એક હિંદુ તેજ ઝાડીમાંથી નીકળી બીજી તરફ પ્રસ્થાન કરે છે

આ પ્રકારે આપણી કથાનકને ક્રમસર ગોઠવી હવે અમે આગળ વર્ણન કરીશુ. તોપણ એક બીજી વાતનો અત્રે ઉલ્લેખ કરવો અમે ઉચિત માનીએ છીએ

મહારાજાને પઠાણોએ જે કોટડીમા કેદ કર્યા હતા તેમાથી એક અમીરઅલ્લી નામનો યવન પોતાના પ્રાણ બચાવી નાસી જવા પામ્યો હતો તે હવે મહારાજાની સેના પાછી ફરશે એમ ધારી તેને રોકવાને માટે નવાબના કેટલાક સૈનિકો લઇ આવ્યો હતો તેણે ધાર્યું હતુ કે નરેંદ્રસિંહ અવશ્ય પોતાના સૈન્યમા આવ્યો ગયો હશે નિદાન મહારાજા નરેન્દ્રસિંહતો પોતાની સેનામા જઇ પહોંચવા સમર્થ થયા નહોતા, પરંતુ મંત્રી વિનેદસિંહની સાથે યવનોનો ભેટો થયો હતો. અને હિંદુ વીરોએ રણ શૌર્યથી યવનોનો સંહાર કર્યો હતો ત્યાંથી રાજભવનમા આવી મંત્રીએ મહારાજાના તપાસને માટે દૂતો મોકલ્યા હતા

અમીરઅલ્લી નવાબની જે સેનાનો નાયક હતો તેજ સેનામા ઉસ્માન નાયકનો એક પદાધિકારી હતો તે નશીબનો પાસો ઉલટાયેલો જોઇ ત્યાંથી નાઠો અને દૈવસંયોગે તે મેદાનમાં આવી પહોંચ્યો કે જ્યાં નરેંદ્રસિંહનો અશ્વ ચરતો હતો તે અશ્વને જોઇને એવા અનુમાનપર આવ્યો કે નરેંદ્રસિંહના ઘોડો જ્યારે અહીંઆ છે ત્યારે તે પણ આ આડિયેરમાજ હાવો જોઇએ અને તેથી તે નિકટની ઝાડીમા છુપાઇ બેઠો બીજે દિવસે મહારાજા જ્યારે મલ્લિકા અને સરલાની પાસેથી વિદાય થયા ત્યારે તેઓ ઉસ્માનના જોવામા આવ્યા અને તે ઉક્ત બાલિકાએનુ ગુપ્ત નિવાસ સ્થાન પણ જાણી ગયો. પછી ઉસ્માન

નરેંદ્રસિંહની પૂઠ પકડો અને જ્યારે તે તેમને પકડી શકયા નહી ત્યારે તે નવાબને મળ્યો અને તેના હુકમથી પચાસ અશ્વારોહીઓ સહિત આવી મલ્લિકા અને સરલાને બંદીવાન બનાવી

મહારાજા નરેંદ્રસિંહ ખંડિયેરમાથી નીકલ્યો અશ્વપર આરૂઢ થઇ મોતી મહલ તરફ ચાલ્યા મધ્યાનની સીમાયે તેઓ એ દીર્ઘ માર્ગ સમક્ષ કરી એક ધીચ જંગલમા આવી પહોચ્યા અને તેઓ થોડી વાર જલપાન કરવાને માટે થોભ્યા

જ્યારે તેઓ બ્યાર્ધવન નામક જંગલમા આવી પહોચ્યા ત્યારે કેટલાક ઘોડાની ટાપ તેમના સાંભળવામાં આવી. તેમણે તરત સાવધાન થઇ પોતની તલવાર મ્યાનમાથી કાઢી એવામા એકશ્વાર તમારા સન્મુખ આવીને ઉભો રહયો અને તેમને પ્રણામ કર્યા

મહારાજા તેમને જોઇ ચકિત થયા અને બોલ્યા " અદ્ભુત મનુષ્ય ? તમે અહીંઆ પણ આવી પહોચ્યા ? '

આગંતુક પોતાનુ હાસ્ય ઓરઠોમા દબાવી બોલ્યો "શ્રીમાન ના દર્શન વિના મને ચહેન કયાથી ? '

મહારાજા શુ હજી પણ મારા પ્રાણ રક્ષકનો પરિચય મેળવવાને હુ ભાગ્યશાળી ન થઇશ ?

આગંતુક ' શ્રીમાન, આ આપશું બોલ્યા છો ? જગદીશ્વર ના વિના કોણ કોની રક્ષા કરે છે ?

મહારાજા એ વાત સત્ય છે. કિંતુ યદી તમે ઉકત કાળકોટડી માં મને શસ્ત્ર પ્રદાન ન કરતતો હું યવનેનો શિકાર બની ગયો હતો ?

આગંતુક શ્રીમાન તો શુ આપ મુજ અધમનો પરિચય મેળ વવાથીજ સંતુસ્ટ થશો ?

મહારાજા " કેવલ પરિચયથીજ નહી પરંતુ તમને એક ઉપ યુકત પુરસ્કાર પ્રદાન કરવાથી "

આગંતુક " ઠીક, એ તો પાછળથી થઈ રહેશ, પંતુ પ્રથમ આપ મને કયા કામને માટે પુરસ્કાર આપો છો તે જણાવો."

મહારાજા "તમે મને યવનોની હક્તાકાલ કોટડીમાં રક્ષણ પ્રદાન કર્યાં હતાં તથા મારો પોતાનો ઘોડો તથા શસ્ત્રાસ્ત્ર મેળવી આપ્યાં હતાં તે માટે"

આગંતુક શ્રીમાન્ આપે મને એ પૂર્વ પણ કદિ જોયો છે ?"

મહારાજા (કેટલીક વાર સુધી વિચાર કરી) 'મેં તમને ક્યાં અને કેવી અવસ્થામાં જોયા હશે તેનુ મને કાંઇ સ્મરણ નથી"

આગતુક "ઠીક હુ શ્રીમાનને સ્મરણ કરાવી દઉ છુ પાદશાહના દૂતની પાસે જે આપના નામનો પત્ર હતો તે તેના માર્યા ગયા પછી મેજ આપને પહોંચાડયો હતો પરતુ તે સમયે હુ અન્ય વેષમા હતો"

મહારાજા અત્યત આશ્ચર્યચકિત થઇ "હે, શુ તમે તેજ વ્યક્તિ છો? તે આશ્ચર્યકારક વ્યક્તિ તમેજ છો ? અને તમેજ કોઇ ગુપ્ત માર્ગથી મારા શયનગૃહમા પ્રવેશ કરી પેલો બીજો પત્ર મારા પલંગ પર નાખ્યો હતો ?"

આગતુક (પોતાનુ હાસ્ય રોકી) "હા, શ્રીમન"

આ સાભળતાજ મહારાજાએ પોતાનો ઘોડો તે વ્યક્તિના ઘોડા તરફ ફેર્યો અને તેને અશ્વારોહીની સ્થિતિમાજ આલિંગન કરવાનો પ્રયત્ન કર્યો, પરતુ તે વ્યક્તિએ પોતાના ઘોડને એડ મારી કેટલાક પગલા છેટો કરી દીધો અને મહારાજાને નમન કરીને કહ્યું "શ્રીમાન, આ સેવક એટલા બહુ માનને યોગ્ય નથી"

મહારાજા "યુવક, તમે મને તમારો પરિચય આપ્યો નથી, તોપણ તમે મને વિના મૂલ્યે ખરીદી લીધો છે હવે હું જગતમાં એવુ કોઇપણ પારિતોષિક જોતો નથી કે જે આપના ઉપકારનો સહસ્રાંશ બદલો પણ વાળી શકે હુ તમને મારૂ રાજ્ય આપી દઉં વા મારા પ્રાણ સમર્પણ કરૂ તોપણ તમારા ઉપકારનો બદલો વાળી શકું એમ નથી"

આગતુક "શ્રીમાન્, આપ આપનો જીવ ક્ષુદ્ર શા માટે બનાવો છો ? હું તો કેવલ આપની થોડી દયાનો ભિખારી છું અને આપની ચરણ સેવા વ્યતિરિક્ત બીજી કોઇ વસ્તુની મને અભિલાષા નથી."

મહારાજા "વીર યુવક, તમારાં કાર્ય જોઈ હું આશ્ચર્યસાગરમાં નિમગ્ન થયો છુ અને હુ જાણુવા માગુ છું કે તમે કોણ છો અને આવા અસાધ્ય કાર્ય તમે કઈ અલૌકિક શક્તિથી કરો છો. અસ્તુ હવે મને કહો કે તમે મારા પાસે કયી વસ્તુની અપેક્ષા રાખો છો સ્પષ્ટ કહો હુ ક્ષત્રિય છુ અને તલવારને સ્પર્શ કરીને શપથ લઉ છુ કે તમે જે માગશો તે હુ આપીશ"

આગતુક 'નામદાર મહારાજા, આપે વિચાર કર્યા વિના આવા શપથ શા માટે લીધા? યદિ હુ આપની પાસે કોઇ એવી વસ્તુ માગુ કે જે આપ આપી ન શકો તો શુ થાય?'

મહારાજા "પ્રિયમિત્ર, હુ ક્ષત્રિય છુ અને મે શપથ પૂર્વક જે પ્રતિજ્ઞા કરી છે તો હુ કદી પણ ભગ કરીશ નહિ તમે ગમેતો મારૂ સર્વસ્વ કાં ન માગો, પરતુ નિશ્ચય પૂર્વક માનજો કે કે જ્યા સુધી તમારી માગેલી વસ્તુ મારા અધિકારમા હશે ત્યા સુધી તે હું તમને અવસ્ય આપીશ હવે બોલો તમે શુ માગો છો?"

આગતુક (મનમા અત્યત પ્રસન્ન થઈ) "શ્રીમાન, આપ દીર્ઘાયુ થાઓ આપનુ રાજ્ય આપને મુબારક રહો હુ તો આપની પાસે એક અદના વસ્તુનો ઉમેદવાર છુ."

મહારાજા (આતુર બની) "પ્રિય મિત્ર, શીઘ્ર કહો, આપને શુ જોઇએ છે'

આગતુક "યદિ હું આપની પાસે મલ્લિકાની માગણી કરૂં તો શુ તે આપ મને સ્વાધીન કરશો?"

આ શબ્દો સાભળતાજ નરેન્દ્રસિહને જાણે વજ્રાઘાત થયો હોય એવો આઘાત લાગ્યો પરતુ તેમણે મહા મહેનતે હૃદય વેદનાને રોકી કહ્યું, 'યુવક, તમારે માટે હુ મારા હૃદયનું બલિદાન આપુ છું અને મલ્લિકા તમને સમર્પણ કરૂ છુ, યદિ મલ્લિકા તમારો સ્વીકાર ન કરે અને મારી પ્રાપ્તિ ન થવાથી આત્મઘાત કરે તો તેમા મારુ કાંઈ ચાલણુ નથી. કારણ કે મારો અધિકાર જેવો મારા હૃદયપર છે તેવો મલ્લિકાના હૃદયપર નથી. તથાપિ મારાથી બનશે ત્યા સુધી હુ તેને તમારો સ્વિકાર કરવાને સમજાવીશ."

આ વચનો સાંભળી આગંતુકની આંખોમાંથી અશ્રુ પ્રવાહ ચાલવા લાગ્યો અને તેણે અતિ કઠિનતાથી પોતાના હૃદયના વેગને રોકી કહ્યું "શ્રીમાન્, આપને ધન્ય છે ! ક્ષત્રિય કુલમાં આપે જન્મ લીધેલો સાર્થક છે કિંતુ, શ્રીમાન, આપ ધૈર્ય રાખો મે તો કેવલ આપના હૃદયની પરીક્ષા લીધી હતી હું મલ્લિકાને આપનાથી પ્રથક કરવા માગતો નથી, કારણ કે હું તેને મારી ભગિની સમાન ગણું છું"

મહારાજા "હે અદ્ભુત યુવક, તો તમને શી વસ્તુની અપેક્ષા છે?"

આગંતુક "શ્રીમાન્, ઉતાવળ શી છે ? જ્યારે જરૂર હશે ત્યારે હું માંગી લઇશ અસ્તુ એ વાત જવા દો, અને મારી એક વાતનો ઉત્તર આપો શું આપ પાદશાહને મળવા માટે મોતી મહેલ તરફ જાઓ છો ?'

મહારાજા 'હા, આપનુ અનુમાન સત્ય છે"

આગંતુક 'ત્યારે હવે આપને ત્યાં જવાની આવસ્યકતા નથી. કારણ કે પાદશાહ સલામત તે દુર્ગમા નથી, પરંતુ આપના દુર્ગથી દશ કોશના અંતરે ઉત્તર દિશામાં એક રમણીય જંગલમાં તંબુ નાખીને રહેલ છે પાદશાહ હવે મોતી મહલમા રહ્યા નથી તેનુ કારણ એ છે કે આપ મને યોગ્ય સમયે મળી શક્યા નહિ અને જે પ્રકારે આપના દુર્ગનો નાશ કરવાને શત્રુઓએ સુરંગમા દારૂ ભર્યો હતો તે પ્રકારે મોતી મહલમા પણ તેમણે તેમ કર્યું હતુ પરંતુ જેમ મે આપને તે હકિકતથી વિદિત કર્યા હતા તેમ મે પાદશાહને પણ કોઇક પ્રકારે મળી સાવધાન કર્યા હતા તેનુ પરિણામ એ આવ્યુ કે દારૂ ભરનારા દુરાચારી માણસો પકડાઇને માર્યા ગયા અને પાદશાહ સલામત બચીને ઉક્ત સ્થળે ચાલ્યા ગયા વળી તેમને પોતાના ચરોદ્વારા પોતાના દૂતના માર્યા ગયાના સમાચાર મલ્યા એટલે તેમને આપ મળશો એવી આશા રહી નહિ"

આ હકિકત સાંભળી મહારાજા પરમ પ્રસન્ન અને વિસ્મિત થયા અને બોલ્યા —

"પ્રિય મિત્ર તમારામા અવશ્ય અતિ મોટી શકિત છે આ કારણુથીજ તમે સર્વ સ્થળે યોગ્ય સમયે પહોંચી જાઓ છે. ત્યારે તમે તમારા દ્વારા મને પાદશાહનો પત્ર મળ્યાની વાત તેમને ન કહી?"

આગતુક " ન તે વાત કહેવાની મને કાંઇ જરૂર જણાઇ નહિ."

મહારાજા " પ્રિય મિત્ર, તમે તો એક મહાન મત્રીની યોગ્યતા ધરાવો છે. અસ્તુ બોલો હવે મારે શુ કરવુ ? "

આગતુક "શ્રીમાન એ તો આપ આ સેવકને મહત્તા આપો છો મારી તો સલાહ એ છે કે આપ પાદશાહના શિબિરમા જાઓ અહીંઆથ સીધા ઉત્તર તરફ જશો તો બે કલાકમા શિબિરમા જઇ પહોચાશે"

મહારાજા "ઠીક, આપની સલાહ પ્રમાણેજ કરીશ"

આગતુક "યદિ આપને વાંધો ન હોય તો આપ અશ્વપરથી નીચે ઉતરો મારી પાસે કેટલાક ફળો છે તે આરોગીને જલપાન કરો અને ત્યાં સુધી હું આપના અશ્વને માલીસ કરીશ, કે જેથી તેનો શ્રમ પરિહાર થઇને આપને અભિલષિત સ્થાને શીઘ્ર પહોચાડી દે."

મહારાજા (અશ્વપરથી ઉતરતા) "એ અતિ અનુચિત થશે પ્રિય મિત્ર મારાથી આપની પાસે એવુ કામ શી રીતે લઇ શકાય"

કિંતુ એટલામા આગતુકે પોતાના અશ્વપરથી ઉતરી મહારાજાના ઘોડાની લગામ પકડી લીધી અને તેને આમ તેમ ફેરવતા કહ્યુ "શું હુ આપનો એક અદના સેવક નથી ?"

પછી મહારાજાએ આગતુકનાં આપેલાં ફળો આરોગી ઝરણાનુ પાણી પી વિશ્રામ કર્યો અને તેટલા વખતમા આગતુકે મહારાજાના ઘોડાને માલીસ કરી, ચરાવી તાજો બનાવી દીધો

દરમ્યાન તે ઉભયની વચ્ચે ઘણી વાતચીત થઇ, તેમા આગતુકે મત્રીએ નવાબના સેનાને પરાસ્ત કરી તથા મહારાજાની તપાસને માટે ચોતરફ દુતો મોકલ્યા તે વાત મહારાજાને કહી સભળાવી વળી તે બોલ્યો "આપ નામદારે મલ્લિકાદેવીને ત્યા જઇ પોતાનો અશ્વ છુટો

મૂકયો એ સુકૃત કર્યું નહિ. કારણ કે તેથી એક યવનને આપનો તથા મલ્લિકા અને સરલાનો પતો મળી ગયો.

મહારાજા નરેન્દ્રસિંહે પોતાની ભૂલ સ્વિકારી અને ચકિત થઇ પૂછયુ "શુ તમે મલ્લિકાને ઓળખો છો?"

આગતુક 'હાજી શ્રીમાન્, હુ તેને સારી રીતે ઓળખુ છુ"

મહારાજા "તે કોની કન્યા છે?"

આગતુક 'ક્ષમ કરજો શ્રીમાન્, મલ્લિકનો પરિચય હુ આપને આપી શકતો નથી સભવ છે કે સ્વય અથવા તેની સખી સરલા ઉચિત સમયે આપને તેનો પરિચય આપશે"

મહારજા 'તમે આશ્ચર્યકારક વ્યકિત છો."

આગતુક (સ્મિત કરી) હા, શ્રીમાન્"

તત્પશ્ચાત્ બે કલાક વિશ્રામ કરી મહારાજા પાદશાહના શિબિર તરફ ચાલ્યા અને ઉકત વિચિત્ર યુવક પોતાના ઇષ્ટ સ્થાન તરફ ચાલ્યો. પાઠક, આ તેજ યુવક છે કે જે ઉકત ઝડીમાથી ઉસ્માનની પાછળ નીકળ્યો હતો અને મહારાજાની પાછળ પાછળ ગયો હતો કિંતુ અતિ આશ્ચર્યની વાત છે કે તે યવનને તો મહારાજા મળ્યા નહિ, પરતુ આ યુવકે તો તેમને શોધી કહ્યા

---

# પંચદશ પરિચ્છેદ.

---

આજે પ્રાતઃકાળમા સુવિસ્તૃત બગભૂમિના એક પ્રાતમાં અપુર્વ દૃશ્ય દ્દષ્ટિગોચર થાય છે નવગામથી આશરે કોશના અતરે પશ્ચિમ તરફ એક પ્રચડ સેનાની છાવણી પડી છે કયાક હાથી, કયાંક ઘોડા, કયાંક ઉંટ, કયાંક ખચ્ચર અને કયાંક ભારવાહી વૃષભોના ઝુડના ઝુડ બાધી દેવામા આવ્યાં છે સૈનિક ગણ

પોતપોતાનાં કર્મોમાં નિમગ્ન થયેલા છે. ક્યાંક રસિક ગણ પરસ્પર હાસ્યવિલાસ કરી રહ્યા છે કેટલાક સૈનિકો અશ્વ ફેરવે છે અને કેટલાક પરસ્પર કૃત્રિમપુર્વક હાસ્ય કરે છે છાવણીમાં શતાવધિ શિબિરો સ્થાપિત થયેલા છે અને તેમની વચ્ચે એક અત્યુચ્ચ, પ્રચંડ રેશમી તથા જરીકામ યુક્ત શિબિર મગરૂરી પૂર્વક ઉભેલો છે કે કાનના પ્હેર ફાટી જાય છે

પ્રહર દિવસ ચઢયો હશે, એવામાં તે સ્થળે એક અશ્વારોહી વેગ પૂર્વક અશ્વ ફેંકતો ચાલ્યો આવતો દૃષ્ટિગોચર થયો તેણે જરાક પણ સંકોચ વિના એકદમ છાવણીમાં પ્રવેશ કર્યો તેનું દિવ્ય તેજ તથા વીર વેષ જોઈ સર્વ આશ્ચર્ય ચકિત થઇ ચિત્રવત્ સ્તબ્ધ બની ગયા તેની સન્મુખ જઇ તેના આગમનનું કારણ પૂછવાની કોઇને પણ હિમ્મત થઇ નહિ. તેમજ કોઇ તેને જતો પણ અટકાવી શકયો નહિ

તે યુવક નિશંકતા પૂર્વક સર્વોત્તમ શિબિરની પાસે જઇને ઉભો રહયો ત્યાં સહસ્રાવધિ યમ જેહવા પ્રહરીઓ શસ્ત્ર ધારણ કરી દ્વારરક્ષા કરવાને ઉભા હતા- યુવકે એક પ્રહરીને પ્રશ્ન કર્યો-

" પાદશાહ સલામત પ્રાતર્વિધિથી પરવાર્યા છે ? "

પ્રહરી "નિશ્ચય પૂર્વક કહી શકતો નથી, પરંતુ દરબારનો વખત થવા આવ્યો છે "

અશ્વારોહી "દિલ્લીશ્વરની સેવમાં કાંઇક નિવેદન કરશો ?"

પ્રહરી " આપ કયાંથી આવ્યા છો ? આપનું નામ શું ? અને આપને શું કામ છે ? "

અશ્વારોહી " તમે માત્ર એટલીજ ખબર પહોંચાડો કે ભાગલગના મહારાજા આવ્યા છે "

દ્વારપાલ ગણ મહારાજાનો પરિચય મળતાં તેમને પ્રણામ કરવા લાગ્યા અને એક દ્વારપાલ પાદશાહને ખબર આપવાને શિબિરમાં ગયો પછી મહારાજાની સન્મુખ ઉભેલા પ્રહરી ગણ પરસ્પર ધીમે ધીમે વાર્તાલાપ કરવા લાગ્યા. એક બોલ્યો—

" એ તુગરલખાનિ દૂત બનીને તો નથી આવ્યો ? "

બીજો "નહિજી, એ કોઇ શિપાઇ બચ્ચો છે જુઓને પોશાક તેવોજ જણાય છે "

ત્રીજો ' નહિ, નહિ, એઓ બંગાલાના કોઇ રાજા હશે "

ચોથો "વાહ રાજા પણ કોઇ એ પ્રમાણે એકલા આવતા હશે ? એ કોઇ જમીનદાર હશે "

પછી વાર્તાલાપનો પ્રારંભ કરનાર બોલ્યો " જરા થોભોને હમણાં સર્વ વૃત્તાંત વિદિત થઇ જશે "

પ્રહરી ગણ મહારાજા કોણ છે તેનો નિશ્ચય કરી શકયો ન હોતો, એવામાં વીસ પચ્ચીસ માણસો ઉત્તમોત્તમ વસ્ત્રો પરિધાન કરી દરવાજાની સાથે આવ્યા તેમની વચ્ચે એક બહુ મૂલ્ય વસ્ત્રાભરણોથી અલંકૃત એવો ઉચ્ચ કુલનો યુવક ચાલતો હતો તેમને આવતા જોઇ મહારાજ પોતાના અશ્વપરથી નીચે ઉતર્યા કેટલાક પ્રહરીઓએ તેમના ઘોડાને પકડી લીધો આગંતુક વ્યક્તિઓ પૈકીએ મહારાજાને પ્રણામ કરીને કહ્યુ.—

' મહારાજ એઓ દિલ્લીના શહેનશાહના શાહજાદા છે એમનુ નામ શાહજાદા મુહમ્મદ છે

આ સાંભળી મહારાજાએ શાહજાદા મુહમ્મદને આલિંગન કર્યું પછી મહારાજાએ કહ્યુ—

' આપના દર્શન કરવાની મને અભિલાષા હતી તે સૌભાગ્ય વશાત્ આજે પૂર્ણ થઇ "

શાહજાદો ' હુ એટલા બહુ માનને પાત્ર નથી. કિંતુ આપની મુલાકાતથી હુ અતિ પ્રસન્ન થયો, એમ મારે કહેવુ જોઇએ "

મહારાજા ' દિલ્લીશ્વર સુપ્રસન્ન છે ? "

શાહજાદો "ખુદાના ફઝલ છે હાલતો, તેઓ આપની મુલાકાતને માટે આતુર થઇ બેઠા છે "

પછી શાહજાદાએ રાજાનો હાથ પકડી અનુચર વર્ગ સહિત શિબિરમાં પ્રવેશ કર્યો અને રાજાના અમની રક્ષાનો ભાર દ્વારપાલની ઉપર પડયો

મહારાજાને જોઇને પાદશાહ અતીવ હર્ષ સહિત સિંહાસન પરથી ઉઠયા અને સાદર મહારાજાને પાણિગ્રહણ કરી કંઠાશ્લેષ કર્યો ઉભયે પરસ્પર પ્રણામ કર્યા પાદશાહ મહારાજાને પોતાના સિંહાસન પર જમણી બાજુએ બેસાડવા માંગતા હતા, પરંતુ મહારાજાએ તેનો અસ્વિકાર કરી ડાબી બાજુએ રત્નમય ખુરશીપર આસન ગ્રહણ કર્યું પછી પાદશાહની આજ્ઞાથી તેમના સર્વ દરબારીઓ યથોચિત સ્થાનપર બેઠા, અને શાહજાદાએ પાદશાહની જમણી બાજુએ એક ખુરશીપર આસન ગ્રહણ કર્યું પછી તેઓ પરસ્પર પ્રેમપૂર્વક વાર્તાલાપ કરવા લાગ્યા. પાદશાહ સસ્મિત બોલ્યો

' આપની તબિયત તો ઠીક છેને ? આપની સલ્તનતમાં આબાદી અને રૈયત સુખી છે ને ? ',

મહારાજા " જ્યારે આપના શ્રીચરણે બંગભૂમિને અલંકૃત કરી છે ત્યારે મંગલ થવામાં ત્રુટિશી છે ? અન્યથા તુગરલ જેવા નવાબથી આનંદ અને શાંતિ શી રીતે સ્થાપિત કરી શકાય ? આપ નામદાર તો ખુશીમાં છોને ? "

પાદશાહ " ખુદાની મહેરબાનીથી ખુશીમાં છું યદુનાથસિંહ ખુશીમાં છે ? તેઓ આપના સાથે નહિ આવ્યા ? "

યદુનાથ સિંહનું નામ સાંભળી મહારાજાનું મન વિષાદ પૂર્ણ થયું અને તેમણે દીર્ઘ નિશ્વાસ નાખી ભગ્ન સ્વરે કહ્યું.

"શ્રીમાન, કહેતાં હૃદય વિદીર્ણ થાય છે કે બે વર્ષ થયાં પઠાણોએ તેમનો સર્વ નાશ કર્યો છે તુગરલખાંના ષડયંત્રથી તેમનો નાશ થયો છે પઠાણો અને સજ્જનનો વિનાશ કરી તેમની સતી સ્ત્રી અને નવોઢા કન્યાને કોણ જાણે ક્યાં કેવી દશામા રાખી છે કે ઘણી તપાસ કર્યા છતા તેમનો કાંઇ પણ પતો લાગતો નથી. "

પાદશાહ હાલમાં તેમના પદ પર કોણ સ્થિત છે ? "

મહારાજા " ઉપમંત્રી રઘુનાથસિંહ તેમની જગ્યાપર છે "

પાદશાહ "યદુનાથસિંહની હકિકત સાંભળી હું અતિ રંજીદા થયો છું અસ્તુ, જેવી અલ્લા તલ્લાની મરજી. પરંતુ હવે આ

કાફર ફિસાદ ખોરોને જલદીસર કરવા જોઇએ નહિં તો એ લોકે' કુલ સલીનત બરબાદ અને નાબુદ કરશે."

મહારાજા, 'અવશ્ય પરંતુ તુગરલખાંની પાસે સેના મોટી છે માટે જ્યાં સુધી આપ નામદારની શેષ સેના પટનાથી આવે નહિ ત્યાં સુધી સન્મુખ નહિ લડતાં યુક્તિપુરઃસર લડવું જોઇએ ?"

પાદશાહ "મારો પણ એવોજ વિચાર હતો હાલ કેટલા સૈનિકોની જરૂર છે ?"

મહારાજા "કેવલ પાંચ સહસ્ર અને એટલા માણસો તો ખુદ મારી પાસે છે કિંતુ આપની પાસેથી પ્રસંગોપાત સહાયત લઇશ ?"

પાદશાહ "નહિ, નહિ, આપને જેટલા જોઇએ તેટલા માણસે આપવાને હું તઇયાર છું'

મહારાજા "આપ નામદારને માણસોની શી ખોટ છે ! પરંતુ મારા માણસો પણ આપનાજ ગણી લોને"

પાદશાહ 'હમણાં આપની સાથે કેટલા માણસો આવ્યા ?"

મહારાજા 'હાલ તો હું એકલોજ છું"

આ સાંભળી પાદશાહ આશ્ચર્ય ચકિત થયો અને ઇતર માણસો પણ વિસ્મિત થઇ અનિમિષ નેત્રે મહારાજાની તરફ જોવા લાગ્યા ત્યારે મહારાજા હસીને બોલ્યા "એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?"

પાદશાહ 'ખરેખ તાજુબ થવા જેવુંજ છે આવા સંકટમય સમયમાં તો આપના જેવા વીરપુરૂષજ આ પ્રકારે ભ્રમણ કરી શકે."

મહારાજા "હું પ્રાયઃ મૃત્યુના મુખમાં પડી ચુક્યો હતો, કિંતુ ઇશ્વરેજ મારી રક્ષા કરી મને આપની સન્મુખ મોકલ્યો છે"

પાદશાહ 'હે ! આપને શું થયું હતું?"

પછી મહારાજાએ પુર્વે બનેલી સર્વ ઘટના કહી સંભળાવી, પરંતુ પોતે મલ્લિકાના અતિથિ બન્યા હતા એ વાત ગુપ્ત રાખી આ હકિકત સાંભળી પાદશાહના લોચનો ક્રોધથી આરક્ત બની ગયાં, અને તેમનું સમગ્ર અંગ કંપિત થવા લાગ્યું. તેમણે સિંહગજના કરી સભાસદોને ઉદ્દેશીને કહ્યું. "હવે જેમ બને તેમ જલદી એ

કાફરનો નાશ કરો, કારણ કે હવે એ બદકારો આઝા દિવસ દુનિયામાં રહે એ હિતકર નથી તેમનાં કુટુંબના કોઇપણ માણસને બચવા દેશો નહિ કે નાશી જવા દેશો નહિ."

આ શબ્દો સાંભળી સર્વ સભાસદો સ્તબ્ધ બની ગયા. પછી મહારાજા બોલ્યા —

"દિલ્લી પતિ, તુગરલખાનો વધ કરવાનું કાર્ય હું મારા શીરપર લઉં છુ ઇશ્વરની દયા અને આપની સહાયતા થશે તો શીઘ્ર પોતાના પાપનું ફળ તે ભોગવશે"

મહારાજાની વાણી સાભળી સર્વજણ મહા આનંદિત થઇ તેમને તેમના સાહસ માટે આંતરિક ધન્યવાદ આપવા લાગ્યા. પછી પાદશાહે કહ્યું -

"આપ ક્ષત્રિયવીર અને હિંદુઓના શિરતાજ છો નાહ તો આવી હિંમત કોણ બતાવી શકે ? હવે આપ જેમ બને તેમ સત્વર તે દોજખી કુતરાને કતલકરો."

મહારાજા "નામદાર, આપની આજ્ઞા શિરો ધાર્ય કરવાને હું અંતઃકરણ પુર્વક તૈયાર છુ"

પાદશાહ " આપની બીજી જે જે ઇચ્છા હોય તે લેશ પણ સંકોચ વિના કહો "

મહારાજા " તે દુષ્ટનો વધ થયા પછી બંગાલાના જે જે જમીનદારોના સ્થાવરના જંગમ મિલ્કત હરઇ ગઇ હોય તેમને તે પાછી આપવામા આવે એવી મારી ઇચ્છા છે

ત્યાર પછી મહારાજાએ તુગરલનો મોકલેલો પત્ર પાદશાહને વાંચી સંભળાવ્યો તે સાંભળી પાદશાહ અસત કપિત થયા અને બોલ્યા -

"એ દુષ્ટના બેવાત સિધ્ધ થાય છે. એક તો તેણે મંત્રીનો વધ કરાવ્યો છે. અને બીજી વત એ છે કે હજી તેની આ તથા પુત્રી તુગરલના હાથમા સપડાઇ નથી અસ્તુ. હવે તેનુ મૃત્યુ નિકટ આવ્યુ છે '

પછી પાદશાહે મોતી મહેલ સુરંગથી ઉડાવી દેવાના તુગરલના માણસોએ કરેલા પ્રયત્ન વિશેવાત કરી અને કહ્યું " જ્યારે મે મારા દૂતનો વધ થયાની વાત સાંભળી ત્યારે મેં હવે આપ ન પધારશો એમ ધારી અત્રે પ્રયાણ કર્યું પરંતુ રાજા સાહેબ આપના અને મારા દુર્ગને બચાવનાર અદ્‌ભુત માણસ કોણ છે. ખુદા જાણે છે કે હું તેના એહસાનના બોજને શીઘ્ર ઉઠાવી શકતો નથી '

મહારાજા " શ્રીમાન તે વિચિત્ર યુવકનો પરિચય મેળવવાને માટે મે ઘણો પ્રયત્ન કર્યો છે.' પરંતુ તે હમણાં પોતાના સબંધમા કાઇ પણ કહેવા માંગતો નથી.'

પાદશાહ જો તે મારી પાસે આવશે તો હુ તેને મો માગ્યુ ઇનામ આપીશ "

મહારાજા " અને મે પણ તેમ કરવાની તેની આગળ પ્રતિજ્ઞા કરી છે "

પાદશાહ " તે માણસ તેને યોગ્ય છે."

મહારાજા "તો હવે આજ્ઞા હોય તો હુ પ્રસ્થાન કરૂ "

પાદશાહે મહારાજાને વિશ્રામ લેવાને ઘણો આગ્રહ કર્યો પરંતુ પોતાના હાથમા લીધેલુ કાર્ય સંપૂર્ણ કરવાનો નિશ્ચય કરી તેઓ ત્યાંથી કેટલાક સૈનિકો લઇને વિદાય થયા. તેમણે પાદશાહની ફોજને એક તરફ મોકલી પોતેપોતાના દુર્ગ તરફ પ્રયાણ કર્યું

બાદશાહના શિબિરમાંથી નીકળી મહારાજા નરેન્દ્રસિંહ બે કોસ દૂર ગયા હશે એટલામાં ઘોડાની ટાપનો ધ્વનિ તેમને સંભળાવામા આવ્યો. તે સાંભળીને તેઓ તે સ્થળે થોભી ગયા થોડાવારમા તેમના સન્મુખ ઉક્ત અદ્‌ભુત અપરીચિત યુવક ઘોડો કુદાવતો આવી પહોચ્યો તે જોઇ મહારાજા આશ્ચર્યચકિત અને સુપ્રસન્ન થઇ બોલ્યા "વાહ, વાહ, મિત્ર, અપરિચિત મિત્ર, તમે તો જાણે મારી સાથે છાયાના પેઠે ફરી રહ્યા છો '

અપરિચિત (પોતાનુ હાથ એષ્ઠે મા દબાવી) "કારણ કે આપ મારી કાયા છો ! આપ પાદશાહને મળવા ગયા એ વાત નવાબના ચરોને વિદિત થઇ ગઇ અને આપ સેના સાથે નહિ આવતા આ

માગેથી એકલા આવશો એમ પણ તેઓ ચેતી ગયા. છે માટે આપ પાછા ફરો અને પાદશાહને મળી તેને સાથે લઇ આપ આપના દુર્ગ પ્રતિ જાઓ. કારણ આગળ વરૂઓની ટોળી આપની પ્રતીક્ષા કરે છે."

એમ કહીને અપરીચિત ત્યાંથી ચાલ્યો ગયો અને મહારાજા પણ ત્યાંથી પાછા ફર્યા



# ષોડષ પરિચ્છેદ.

રજની અતિ કૃષ્ણ વર્ણના વસ્ત્રો પરિધાન કરી જગતમાં કૃષ્ણા ભિસારીકાની પેઠે નૃત્ય કરતી હતી અરણ્યમા રાત્રિના સમાગમથી ક્રમશ નિસ્તબ્ધતાનું વિરાટ સ્વરૂપ વૃદ્ધિગત થતુ જતુ હતું. કોઇ કોઇ વાર નિશાચાર પશુ પક્ષીઓના કર્કશ શબ્દથી શાંતિનો ભંગ થતો હતો તે સમયે ધીચ અરણ્યમાં એક અર્ધમૃત બાલિકાને ઘેરીને ચાર પાચ પુરૂષો બેઠા હતા અને તેને અશ્લીલ શબ્દોથી પીડત કરી રહ્યા હતા તેમાંથી એક જણ બોલ્યો.

દિલરૂબા, શુ હવે પણ તમે અમારા હાથમાથી છટકી જશો ઘણા દિવસથી તમે અમને તમારા પાશમા ફસાવ્યા છે દિલરૂબા, હવે દિલ ખોલીને જરા, બેસો અને આનંદ કરો"

આ શબ્દો સાભળીને બાલિકાએ રોદન કરતા ઉર્ધ્વ મુખ કરી કરૂણા પૂર્વક કહ્યુ:-

"હે દયામય પ્રભો! હે પરમ પિતા! પિતૃમાતૃ વિહીના અનાથ બાલીકાની લુટારાઓના હાથથી આવી દુર્દશા થઇ રહી છે, તે શુ આપને વિદિત નથી? હે દેવ! તમે શું શયન કરો છો? આપના શિવાય આ વિપત્તિમાથી કોણ મારો ઉદ્ધાર કરશે? નાથ, મને આપઘાત કરી મારા સતીત્વની રક્ષા કરવાનો પણ અવસર મળતો નથી"

એવામા એક દુષ્ટે તેના ચરણને સ્પર્શ કરીને કહ્યું

"નાજની ! નખરા શા માટે કરો છો ? તમને પાદશાહની બેગમ બનાવવામાં આવશે."

બાલિકા "તમે અમારા પિતા તુલ્ય છો માટે મને અભાગિનીને છોડી દો હુ તમારી કન્યા છુ "

લુટારો " તમે મારી બીબી છો ગભરાઓ છો શા માટે ? નવાબ સાહેબ કે જેઓ બગાલના પાદશાહ છે તે તમારા વિના દિવાના બની રહ્યા છે તેઓ તમને પોતાની બેગમ બનાવશે"

બાલિકા, રે દુષ્ટ, તારી રસના તને દશ કેમ કરતી નથી ? હુ તમારી ઉપર થુકવાની પણ નથી દુર જા સામેથી દુરાચારી, પાપીષ્ટ !"

એમ કહીને રોષાન્વિત બાલિકાએ તેનો હાથ ઝટકી નાખી પોતાનો પગ છાતી દીધો અને દુખી થઇ રોવા લગી

પાઠકો આ વૃત્તાતનુ રહસ્ય સમજ્યા હશે. ઉક્ત દુષ્ટ પઠાણો [illegible] અનાથ બાલિકાને કયકથી પકડી લવ્યા હતા અને પોતાની પશુ [illegible] તૃપ્ત કરવાને માટે તેને નિર્જન વનમા પીડા આપી રહ્યા હતા બાલિકાની રક્ષાને કાઇપણ ઉપાય નહોતો અને ઇશ્વર શિવાય તે સ્થળે તેમા કોઇ સહાયક પણ નહોતો

પછી તે રરક્ષમ યવને તે બાલિકને બળ પૂર્વક આલિગન કરીને મોટે-ભૂ [illegible] પટકા દીધી અને તે પોતાની પશુ વૃત્તિ તૃપ્ત કરવાને પ્રવૃત્ત થનો હતો એટલામા દુરથી એ ગોળી આવી તેને લાગી તેથી તે ધરાશાયી થયો આ સ્થિતિ જોઇ છત પઠાણો આશ્ચર્ય ચકિત તથા ભયભીત થઇ આમ તેમ જોવા લાગ્યા એટલામા બીજી બે ગોળીઓ આવી તેથી બે પઠાણો મરણ પામ્યા અથી શેષ બે પઠાણો [illegible] ભયભીત થઇ નાશની તૈયારી કરતા હતા એટલામા [illegible] અશ્વારોહી પણ આવી પહોચી ક્ષણભરમા તેમના પણ સહાર [illegible] દીધો બાલિકા આ સમયે પ્રાય મૂચ્છિત સ્થિતિમા હતી, પરંતુ [illegible] પામેલા જોઇ તે કાઇક સ્વસ્થ થઇ અશ્વારોહી યુવાન હતો [illegible] ઉતરી બાલિકાની સમીપ જઇ કહ્યુ —

"બહેન, હવે કાઇ પણ ભય નથી. તમે શાન્ત થાઓ."

યુવાનને જોતાંજ બાલાના હૃદયમાં એક અનિર્વચનીય ભાવનો ...ાર થયો તે લજ્જાથી સંકુચિત થઇ સહસા કાંઇપણ બોલી શકી ...ં. તે જોઇ યુવાએ પુનઃ કહ્યું —

"આપ કયાં જવાના છો ? જયાં જવુ હોય ત્યા હુ આપને ...ચોડી દઇશ."

બાલિકા " આપ મારા રક્ષક છો અને આપ શિવાય આ જગત્‌માં મારૂ કોઇ પણ નથી. તો હુ અનાથ બાલા કયા જવાનુ કહુ ?"

આ સાભળી યુવકનું હૃદય ભરાઇ આવ્યુ અને તેણે કરૂણા ...ક કહ્યું —

'શુ આપના કુટુબમાં કોઇ નથી ?"

બાલિકા "એક પ્રકારે કોઇ નથી એમજ કહેવુ જોઇએ. દુષ્ટ ...ના ભયથી હુ એક વૃદ્ધાની સાથે રહેતી હતી અને તે વૃદ્ધા પોતાની કન્યવત્ ચાહતી હતી પરંતુ નરરાક્ષસ યવનોએ આજે ...રે તેનો વધ કર્યો અને મને નિરાધાર સ્થિતિમા આ અરણ્યમાં ...ી લાવ્યા તેઓ મારા સતીત્વનો નાશ કરવા પ્રવૃત્ત થતા હતા ...ંમા આપે એકાએક આવી એ આપત્તિમાથી મારો ઉદ્ધાર કર્યો."

યુવક ' આપ ક્ષત્રિય કન્યા હો એમ પ્રતીત થાય છે"

બાલિકા 'હા, આપનુ અનુમાન સત્ય છે" અને એમ કહી તે ...લકાએ લજ્જાથી શિર ઝુકાવ્યુ.

યુવા ' તો હવે ચાલો અત્રે થોભવુ ઉચિત નથી સમીપમાં સેનાની છાવણી છે, ત્યા આપ નિડર રહી શકશે "

બાલિકા એક સરતે હુ આપની સાથે ચાલીશ"

યુવા "બોલો આપની શરત શું છે ?"

બાલિકા "મને ભૂલી નહિ જશો ને ?"

યુવા "ગમે આપ ભૂલી જશો, પરંતુ હું તો આ જીવનમાં ...પણ ભુલીશ નહિ. અસ્તુ. આપનુ નામ શું ?"

બાલિકા "આપ કૃપા કરી થોડા દિવસને માટે ક્ષમા કરો. મારો જીવ સ્વસ્થ થાય તો હું મારી સર્વ હકિકત આપને ... વળી હું આપને પ્રાર્થના કરૂ છુ કે "આપ" કહીને મને હવે

સંબોધન કરશો નહિ અને જો વાંધો ન હોય તો કૃપા કરી મને આપનો પરિચય આપો."

યુવક "શું મારો પરિચય મળવાથી તમે સંતુષ્ટ થશો ?"

બાલિકા "શા માટે નહિ ? મારા ઉદ્ધાર કર્તા, મારા ધર્મ રક્ષકનો પરિચય મળવાથી શું મને સંતોષ નહિ થશે ?"

યુવક "તમે તો કુંવારા છોને ?"

બાલિકા (સલજ્જ ભાવથી) "જી હા"

યુવક "તમે હમણાંજ કહેતા હતા કે 'મારૂં કોઇ નથી,' માટે તમે ગમે તેની સાથે પરણવાને સ્વતંત્ર છો"

આ સાંભળી બાલિકા લજ્જાની મારી કેટલીકવાર સુધી મૌન રહી પરંતુ પછી યુવાનના વારંવાર પ્રશ્ન કરવાથી બોલી:—

"એ વાત સત્ય છે કે મારૂં કોઇ નથી, પરંતુ તેથી આપનો શો હેતુ છે ?"

યુવક "મારી એવી ઇચ્છા છે કે યદિ તમે દયા કરી મારા હૃદયની અધિષ્ઠાત્રી દેવી બનો તો હું મારી જાતને કૃતાર્થ થયેલી માનું"

બાલિકા (સલજ્જ ભાવે) "શું આ આપ સત્ય વાતકહો છો ?"

યુવક (તલવારની મૂંઠ પર હાથ નાખી) "હું ક્ષત્રિય છું અને સમશેરને સ્પર્શ કરી પ્રતિજ્ઞા લઉં છું કે મેં અત્યાર સુધી વિવાહ કર્યા નથી માટે તમારા જેવી સુશીલા ભાર્યા સાથે લગ્ન થવાથી હું મારી જાતને ભાગ્યવાન અને કૃતાર્થ માનીશ"

આ સાંભળી તે બાલિકા ઉક્ત વીર યુવકના ચરણે પડી અને ગદગદ કંઠે બોલી.—

"આજથી હું આપના ચરણની દાસી બની છું"

આ સાંભળી તે યુવકે તેને ઉઠાવી લઇ પોતાના હૃદય સરસી દાબી અને તેના કપોલપર અનેકવાર ચુંબન કરીને કહ્યું—

"પ્રિયે, તમે આજથી મારા હૃદયના અધિષ્ઠાત્રી દેવી બન્યાં છો."

ત્યારપછી તે યુવકે તે બાલિકાને પોતાનો યથાર્થ પરિચય આપ્યો, તે જાણી એ અત્યંત પ્રસન્ન થઇ અને પછી તેણે પણ પોતાનો પરિચય સંક્ષેપમાં તેને આપ્યો. તે જાણી યુવાનના આનંદનો પાર રહ્યો

નહિ અને તેમને લાગ્યુ કે આ પરસ્પર સયોગ વિધાતાની અનંત દયાથીજ થયો છે પછી યુવક બોલ્યો, "ઠીક, હવે વ્હાલી, તમે અહીં આથી અમારી સાથે શીઘ્ર ચાલો, કારણ કે આ સ્થાન ભયંકર છે અને કદાચ વેરીઓનું કોઇ દળ આવી આપણા પર આક્રમણ કરે એ સર્વથા સંભવિત છે."

બાલિકા "ચાલો વ્હાલા, હુ તમારી સાથે ચાલવાને પ્રસ્તુત છુ"

"યુવક "તમે ચાલો, આ અશ્વપર આરૂઢ થાઓ."

બાલિકા ( સલજ્જ ભાવથી) "હે અશ્વપર ?"

યુવક (સ્મિત કરી) 'હાનિ શી છે? હુ પણ તમારી સાથે રહીશ."

બાલિકા "શુ તમે પગે ચાલશો ?"

યુવક"યદિ આજ્ઞા કરશો તો તમારી પાછળ હુ પણ ચઢી બેશીશ "

આ સાભળી બાલિકાએ લજ્જીત થઇ પોતાનુ શીર ઝુકાવી દીધું એટલામા એક અશ્વારોહી વેગપૂર્ણ ઘોડો દોડાવતો ત્યા આવી પહોચ્યો અને એમ કહી એક તરફ ચાલ્યો ગયો કે "અહીંની સામી બાજુએ જલદી નાશો, કારણ કે વેરીઓ પાસે આવી રહ્યા છે"

આ સાભળી તે યુવકે સત્વર ઉક્ત બાલિકાને ઘોડાપર ચઢાવી અને તેની પાછળ પોતે પણ ચઢી બેઠો તે સમયે બાલિકાએ તેને પ્રશ્ન કર્યો "જેણે આવા સમયમા આવીને આટલો ઉપકાર કર્યો તે કોણ હતો ?"

યુવક "એ વિચિત્ર યુવક કોણુ છે તે હુ જાણતો નથી, પરંતુ એટલુ કહી શકુ છું કે એ અદ્ભુત વ્યક્તિએ વખતોવખત આવી અમારા મહારાજાને ઘણો ઉપકાર કર્યો છે અને આજે પણ એજ મહાત્માએ આવીને તમારાપર અત્યાચાર થયાની હકિકત મને કહીને તમારા ઉદ્ધારને માટે મને આ તરફ મોકલ્યો હતો અને પોતે પણ દુરથી અત્યાચારીઓ પર ગોળી છોડી હતી"

આ પ્રકારે તે યુવક પોતાની પ્રિયતમાને લઇને નિર્વિઘ્ને મહારાજા નરેન્દ્રસિંહના જણાવેલા નિયતસ્થાન પર પહોચી ગયો.

પાઠક, આ યુવક વિનોદસિંહ સિવાય અન્ય કોઇ નથી પરંતુ આ બાલિકા કોણ છે ! એનો પરિચય અમે કોઇ અન્ય પ્રસંગે આપીશુ.

# સપ્તદશ પરિચ્છેદ

અર્ધી રાતનો સમય હશે તે વખતે શતાવધિ સૈનિકોની વચ્ચે એક પાલખી વિશાળ રાજમાર્ગ પર ચાલી જતી હતી સૈનિકો સર્વ પદાભિહત અને નાગી તલવાર તથા અનેક શાસ્ત્રોથી સુસજ્જીત હતા આ પ્રકારે કેટલાક કોસ ગયા પછી તેઓ એક નિબિડ અરણ્ય માં આવી પહોચ્યા. આ વન થોડુ હતુ તોપણ તમા ભયકર પ્રાણીઓનો વાસ નહોતો તેમા આ વૃક્ષોની અધિકતા હોવાથી લોકો તેને આમ્રકનન કહેતા હતા રજની યદ્યપિ જ્યોત્સ્નામયી હતી, તોપણ વૃક્ષો પુષ્કળ હોવાથી વનમા જ્યોત્સ્નાનો પ્રવેશ થતો નહોતો તેઓ અરણ્યમા થોડે દૂર ગયા હશે એટલામા તેમને અબલાનો કંઠમાથી નીકળતો આર્તધ્વનિ કર્ણગોચર થયો ને સાભળતાજ પાલખીમા બેઠેલા એક યુવકે તેમાથી પોતાનુ મુખ બહાર કાઢી તેને ઉભી રખાવી તેની સાથે સર્વ સૈનિકોને એકત્ર કરીને કહ્યુ —

" ભાઈ, ટાઇ સાભળો છો ? આ કોના રોદન ધ્વનિ સભળાય છે ?"

આ સાભળી એક સૈનિક બોલ્યો મહારાજ, સ્ત્રી કંઠનો આર્તનાદ કર્ણગોચર થાય છે જુઓ, પણ એક નાનો પ્રકાશ પણ જણાય છે

યુવક ખડગસિહ, એ અબલા કોઇ દુષ્ટ લૂટારાના હાથમા પડી અતિશય યાતના ભોગવી રહી હશે એટલા માટે એનો ઉદ્ધાર કર્યાવિના આગળ જવુ એ મનુષ્યતા અને ક્ષત્રિયત્વથી વિરૂદ્ધ છે

ખડગસિહ બોલ્યો —

યુક્ત છે, મહારાજ આજ્ઞા દો તો હુ તે દુષ્ટને હમણાં દડ દઉ અને અબલાનો ઉદ્ધાર કરીને પાછો ફરૂ.

મહારાજે કહ્યુ કિંતુ થોભો કદાચિત આ સ્થાન તેજ છે કે જ્યાં મળવાને માટે મારા એક અપરીચિત સહાયકે મારી સાથે ઠરાવ કર્યો હતો.

એમ કહી મહારાજા નરેન્દ્રસિંહ પાલખીમાંથી ઉતરી પડયા. નીચે ઉતર્યા કે તરતજ એક અત્યુચ્ચ વૃક્ષ પરથી એક માણસ પડયો, જેને જોઇ મહારાજાની વિસ્મયતા દૂર કરી "શ્રીમાન આપ સ્થળે બરાબર વખતે આવી પહોંચ્યા છો."

પાઠક, આ માણસ કોણ હતો? એ તેજ અદ્ભુત માણસ હતો જે અત્યાર સુધી અનેક વાર મહારાજા નરેન્દ્રસિંહને સહાય કરી થોડીવારમાં ઉક્ત રોદનધ્વનિ પુન કર્ણ ગોચર થયો. આ વખતે ...પરીચિતે તે પ્રત્યે મહારાજાનું લક્ષ ખેચી કહયું શ્રીમાન આ ... સાભળ્યો? અહીંઆંથી ઉત્તર દિશમાં થોડે દૂર નવાબના ... સોએ આપની મલ્લિકાને ગિરફતાર કરી છે માટે ચલો, તેનો ... કરો કિંતુ સાવધાન, આ સમય વીરતા દર્શાવવાનો છે અને કરજો, આ સમયે હું આપની સાથે રહી શકીશ નહિ.

એમ કહી અપરીચિત માણસ ચાલ્યો ગયો અને મહારાજા ...રફથી ઉક્ત રોદનધ્વનિ આવતો હતો તે તરફ ચાલ્યો પરંતુ આ ... ખડગસિંહે મહારાજાના કૃત્ય સામે વાંધો લીધો અને કહયું ...જ, સેવકો હોવા છતા આપ વ્યર્થ જોખમ ખેડો છો. ...અત્રેજ રહે, અમે હમણા તે દુષ્ટોને મહાત કરીને પાછા ફરીશું

પરંતુ ખડગસિંહના કથન પ્રત્યે મહારાજાએ લક્ષ આપ્યું નહિ અગ્રેસર થઇને ચાલ્યા એટલે સર્વ સૈનિકોએ તેમનું અનુકરણ ..., મહારાજા એક નાની શમશેર મ્યાનમાંથી બહાર કઢી તેમ ... આગળ ચાલ્યા ખડગસિંહ તેમની સાથે ચાલ્યા અને સર્વ સૈનિકો ચક્રકાર વ્યુહ રચી તેમની પાછળ પાછળ ચાલ્યા જે દિશામાંથી ધ્વનિ આવતો હતો અને પ્રકાશ જણાતો હતો તે તરફ મહારાજા ...ા હતા જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ આર્તનાદ ... સ્પષ્ટતા પૂર્વક સંભળાવા લાગ્યો વળી હવે વૃક્ષો પણ ઝાઝા ...તા નહોતા તેથી ચંદ્રના પ્રકાશમાં આસપાસની વસ્તુઓ સ્પષ્ટ જણાતી હતી. આગળ જતા યવન દલની વચ્ચે બે સ્ત્રીઓ, બેઠી રોદન કરતી દ્રષ્ટીગોચર થઇ. વળી આઠ દશ મુખ્ય યવનો ... પર અત્યાચાર કરવાનો પ્રયત્ન કરતા જણાયા. તેઓ પરસ્પર

કંઈ વાત કરતા હતા, પરંતુ અંતર હોવાથી તેમનો વાર્તાલાપ સ્પષ્ટ સંભળાતો નહોતો. આ દૃશ્ય જોઈ ખડગસિંહ બોલ્યો —

હવે આપણને સ્પષ્ટ રીતે સમજાયું કે આ લોકો પઠાણ છે અને ગુરખલના અનુયાયી છે આપ આજ્ઞા કરો તો આ માણસોનો શીઘ્ર સંહાર કરી સ્ત્રીઓને સુરક્ષિત દશામાં અત્રે લઈ આવું.

મહારાજા, તમે મારી સાથે રહેજો, હું સ્વયં આ કાર્યમાં અગ્રેસર થવાની ઇચ્છા રાખું છું. સ્ત્રીની રક્ષા કરવી એ વીરપુરુષનો ધર્મ છે અને એ ધર્મથી હું પરાઙમુખ થઈ શકું નહિ તો પછી આ સ્ત્રીઓની રક્ષા કર્યા વિના રહું જ કેમ?

એમ કહી મહારાજાએ અતિ વેગથી તે અત્યાચારીઓપર એવું આક્રમણ કર્યું કે તે યવનો એકદમ પોતાની ઉપર મૃત્યુ સંકટ આવી પડેલું ધારી ગભરાઈ ગયા તે યવનોને મહારાજાના વીર સૈનિકોએ ચોતરફથી ઘેરી લીધા અને થોડીવારમા અર્ધાભિમ ઉગાતને કાપી નાખ્યા મહારાજા પરમ વીરતાપૂર્વક યવનનો સંહાર કરતા કરતા જે સ્થળે તે યુવતીઓ બેઠી બેઠી પોતાના દુર્ભાગ્ય પર અશ્રુ સારી રહી હતી તે સ્થાને જઈ પહોંચ્યા અને તે સ્ત્રીઓ પ્રતિ દૃષ્ટિપાત કરી મહારાજા ગંભીર સ્વરે બોલ્યા હવે ભય નથી, અમે આવી પહોંચ્યા છીએ

જોત જોતામા યવનોનો પોણો ભાગ નાશ પામ્યા અને ઉસ્માન કે જે આ ટોળીનો સરદાર હતો એ તે મહારાજાની પછાડી આવી તેમનાપર પ્રહાર કરવાની તૈયારીમા હતો તેનો પ્રહાર ખડગસિંહે પોતાની તલવારથી રોકી સિંહ ગર્જના કરી કહ્યું - મૂઢ, હવે મરવાને માટે પ્રસ્તુત થા

તે જોઈ ઉસ્માન બોલ્યો —

ઉભો રહે, કાફર, બદજાત હિંદુ, થોભ, હમણા તને જહન્નમમા મોકલું છું ઉભો રહે.

ચૂપ રહે નર રાક્ષસ, એમ કહી ખડગસિંહે એકજ પ્રહારથી તેને કાપી નાખ્યો અને જોત જોતામા સમગ્ર મેદાન યવનોના શબોથી પરિપૂર્ણ થઈ ગયું. આ ભીષણ યુદ્ધમાં મહારાજાના પણ પચાસ માણસો માર્યા ગયા, પરંતુ તે અત્યાચારી યવનો પૈકી તો એક પણ માણસ બચીને નાસવા પામ્યો નહિ.

ઉક્ત ઉભય સ્ત્રીઓ યદ્યપિ ભયથી અર્ધમૃત જેવી થઇ ગઇહતી. તોપણ તેઓ શત્રુનો સંહાર થયેલો જોઇને કાંઇક સ્વસ્થ થઇ અને પોતાના ઉદ્ધાર કર્તાને મનમાને મનમાં સહસ્ત્ર ધન્યવાદ આપવા લાગી યવન દળનો સંહાર થયા પછી સૈનિક ગણો મહારાજાની સગ્નાથી ત્યાંથી ખસી ગયા અને મહારાજા તે સ્ત્રીઓની સમીપ જઇને કહેવા લાગ્યા.

"પ્રિય મલ્લિકા અને સરલા, હવે કાંઇ ભય નથી, માટે સ્વસ્થ બનો !"

સરલા–મહારાજા નરેન્દ્રસિંહને પોતાની સન્મુખ ઉભેલા જોઇ તેમના ચરણે પડી રોદન કરવા લાગી મહારાજાએ તેને ઉઠાડીને કહ્યું–

શાન્ત થાઓ, સરલા, હવે ભય નથી

મલ્લિકા ઉત્સુક નયનોથી નરેન્દ્ર પ્રતિ જોઇ અશ્રુ સારતી હતી સરલાએ શાંત થઇ કરૂણાજનક સ્વરે કહ્યુ —

મહારાજ, આ ઉપકારના ઋણમા દાસી સદા હાજર રહેશે, આ ઉપકારનો બદલે કદિ આ દાસી વળી શકશે નહિ મહારાજ, આપનો મહિમા અને ઈશ્વરી દયાની સીમા નથી જો આજે આપ અહીં પહોંચ્યા નહીં હોત તો જરૂર અમારૂ સર્વસ્વ નષ્ટ થયુ હોત

મહારાજા–સરલા, મે તમારાપર એવો તે શો ઉપકાર કર્યો છે ? મે તો માત્ર મારૂ કર્તવ્યજ બજાવ્યું છે ? એમા તે મારી વિશેષ પ્રશંસા શી કરવી ? આ કાર્યમા માત્ર ઇશ્વરનોજ ઉપકાર માનવાનો છે. તેમજ જે વ્યક્તિની સુચનાથી અમે તમારો ઉદ્ધાર કરવાને શક્તિમાન થયા તેને પણ ભૂલી જવાની નથી

સરલા બોલી —

મહારાજ, આપ વસ્તુત દેવી પુરૂષ છો આજે આપે મંદિરમાં આવવાનો ઠરાવ કર્યો હતો તો અહીંઆ શી રીતે આવ્યા ?

મહારાજા–સરલા, હુ મારા ઠરાવ પ્રમાણે એકલોજ મંદિરમાં ગયો હતો, પરંતુ તેને ભગ્ન અને માનવ શૂન્ય જોઇને મેં ધાર્યું કે. તમે કાર્યવિશાત કોઇ અન્ય સ્થળે ગયા હશો. ( મલ્લિકા પ્રતિજોઇ ) પ્રિય મલ્લિકા, તુ હવે વ્યર્થ શા માટે અશ્રુ સારી રહી છે ? તથા

સરલા—મહારાજ, આજે મધ્યાહ્નના સમયે યવનોએ અમને ગિરફતાર કર્યાં અને અહીંઆ ખેંચી લાવ્યા તેમની વાત ચીતપરથી પ્રતીત થયું કે તેઓ તુગરલના માણસો હતા તેમણે અમને ઘણું પ્રલોભન બતાવ્યું, પરંતુ અમે તાબે થયા નહિ, તેથી અંતે તેઓ બળ પ્રયોગ કરવાની તૈયારીમાં હતા એવામાં પ્રભૂએ આપને મોકલી અમારો ઉદ્ધાર કરાવ્યો

મહારાજા પોતાની પ્રતિજ્ઞાનુસાર નિયત તિથિ ઉક્ત મંદિરમાં ગયા હતા, પરંતુ તે સ્થાને તેમને સર્વથા માનવશૂન્ય જણાયું. તે સમયે ત્યાં તેમને ઉક્ત અપરીચિત મનુષ્ય મળ્યો અને તેણે તેમને સરલા તથા મલ્લિકા યવનોના હાથમાં પડયાની હકિકત કહી પછી તેણે તે સ્થાન પર મહારાજાને મળવાનો જે ઠરાવ કર્યો કે જ્યાં તે વૃક્ષપરથી કૂદ્યો હતો અને જ્યાથી તેણે મહારાજાને યવનો પર આક્રમણ કરવાને મોકલી આપ્યા હતા

નિદાન મહારાજાએ ઉક્ત અપરીચિત વ્યક્તિએ અત્યારસુધી કરેલી સહાયનું વર્ણન સરલા અને મલ્લિકાને કહી સંભળાવ્યું પછી તેઓ બોલ્યા યદિ આજે પણ ન અપરિચિતે તે ભગ્ન મંદિરમાં આવીને તમારી હકિકત મને ન કહી હોત તો હું આટલો શીઘ્ર તમારો ઉદ્ધાર કરવાને શક્તિમાન થયો નહોત પરંતુ તમોએ આટલું કષ્ટ મારે લીધેજ સહન કરવું પડ્યું છે, કારણકે જો હું તે દિવસે મારા ઘોડાને બેદરકારીથી છૂટો ન મૂકત તો ઉન્માનને કદિપણ તમારા ગુપ્ત નિવાસનો પત્તો લાગત નહિ

અત્યાર સુધી નરેન્દ્ર અને મલ્લિકા નયનોનું સુખ લુંટી રહ્યા હતા તે હકિકત સરલાના જાણવામાં આવી અને તેથી તે આનંદિત પણ થઇ પછી તે ત્યાંથી કાંઇક નિમિત્ત કહી છટકી ગઇ, અને મહારાજાએ સાદર મલ્લિકાનો હાથ પકડી પોતાના પટકાવતી તેના નેત્ર લુછી કહ્યું—

પ્યારી મલ્લિકા હવે વ્યર્થ આંસુ શા માટે વહેવડાવે છે? તું આમ કરે છે તેથી શું મ્હને કષ્ટ ન થતું હોય? મલ્લિકાએ મ્હારાજની સ્કંધ ઉપર પોતાનું મસ્તક મુકી કહ્યું

પ્રાણનાથ, આતો આનંદાશ્રુ છે અને તો લાગતુ હતુ કે હવે આ જન્મમાં આપનાં દર્શનથી વંચિત રહીશ પરંતુ હું મહાભાગ્યવતી છું.

મહારાજા-નિસંદેહ, તુ અતિ ભાગ્યવતી છે, પરંતુ તારા કરતાં હુ અધિક ભાગ્યવાન છુ.

એમ કહી મહારાજાએ તેને ગળે લગાડી તેના ગાલ પર ચુંબન લીધુ, તેથી મલ્લિકા અતિ લજ્જીત થઇને બોલી—

આશુ વ્હાલા? કોઇ જોશે તો શુ કહેશે?

મહારાજા-તો તુ મને ખરા મનથી નથી ચહતી?

મલ્લિકા-આ વચન કઠોર છે એનો ઉત્તર હુ શુ આપુ?

પછી મહારાજાએ પોતાના ગળામાંથી એક મોતીની માળા ઉતારી મલ્લિકાના ગળામા આરોપણ કરી કહ્યુ—

આને જોઇ તને હમ્મેશા મારૂ સ્મરણ થશે

મલ્લિકા-અને એનને એમ શું હુ આપનુ સ્મરણ કરતી નથી? આ વચન શુ કેમળ છે? વાઉ, આ ના[illegible]ના [illegible]દનામાં હું આપને શુ આપુ?

મહારાજા બદલની શી આવશ્યકતા છે? પરંતુ જો બદલો આપવોજ હોય તો જે ઇચ્છામા આવે તે આપો હુ તેને અંતઃકરણ પૂર્વક સ્વિકારીશ

મલ્લિકાની માતાએ તેને એક મોતીની માળા આપી હતી, તે તેણે મહારાજાના ગળામા નાખી હસતા હસતા કહ્યુ—

શુ આ તમારા મન લાયક છે?

મહારાજા-એનુ મૂલ્ય જગત્‌ની સમસ્ત પાત્તથી વિશેષ છે

એમ કહી નરેન્દ્રે મલ્લિકાને પુનઃ આલિંગન કરી તેના કપાળ પર ચુંબન કર્યું મલ્લિકા લજ્જાથી સંકુચિત થઇ આ પ્રસંગે સરલા સન્મુખ આવી નરેન્દ્ર પ્રતિ બોલી—

તો શું હુ ખાલી હાથે ઘેર જઇશ

નરેન્દ્રે સ્મિત કરી પોતાના હાથમાથી એક રત્નજડિત પહોંચી કાઢી સરલાને આપી દીધી આ સમયે સેનામાં મહા કોલાહલ થયો

સંભળાયો સરલા અને મલ્લિકા ભયથી કંપવા લાગી અને નરેન્દ્ર ચકિત થઈ આમ તેમ જોવા લાગ્યો થોડી વારમાં વિનોદસિંહ એક બાલિકાનો હાથ પકડી ત્યાં આવી પહોંચ્યો તે જોઇ મહારાજા બોલ્યા ?

વિનોદ, આ બાલિકા કોણ છે ? અને એને તમે ક્યાંથી તેડી લાવ્યા —

વિનોદ એ અનાથ બાલિકા યવનોના હાથમાં યાતના ભોગવતી હતી દૈવસયોગે હું આપનો પત્ર મળવાથી આપનાં દર્શનાર્થે તે માર્ગેથી આવતો હતો અને એ મારા જોવામાં આવ્યાથી મેં એની રક્ષા કરી

નરેન્દ્ર તમે ઘણું સારૂં કાર્ય કર્યું ક્ષત્રિયોનો એજ ધર્મ છે એ યવનો કોણ હતા ?

વિનોદ-તુગરલના માણસો, બીજા કોણ ?

નરેન્દ્ર-આ બાલિકાનો પરિચય તમને મળ્યો ?

વિનોદ-એનો વિશેષ પરિચય મને મળ્યો નથી કિંતુ પ્રતીત થાય છે કે એ કોઇ ક્ષત્રિય જમીનદારની કન્યા છે

કિંતુ પાઠક! વિનોદસિંહે આ વાત સર્વથા જૂઠી કહી હતી, કારણકે તે બાલિકા પોતાનો સર્વ પરિચય તેને આપી ચૂકી હતી વિનોદે જાણી બુઝીને આ વાત જુઠી કહી હતી અસ્તુ

નરેન્દ્ર-મેં પણ આ અરણ્યમાં આ ઉભય સ્ત્રીઓના યવનોના હાથમાંથી ઉદ્ધાર કર્યો છે

આ વાર્તાલાપ ચાલતો હતો એટલામાં મલ્લિકા હાય, બેન સુશીલા તું અહીંઆં ક્યાં ? એમ કહી વિનોદની સાથે આવેલી બાલાને ગળે લગાડી રોદન કરવા લાગી આ દૃશ્ય જોઇ સર્વ આશ્ચર્ય ચકિત થયા અને નરેન્દ્રસિંહ બોલ્યા —

આ શું કૌતુક છે ? સરલા આ બાલિકા કોણ છે ?

સરલા-મહારાજ, આ બાત આશ્ચર્યમય દૃશ્ય છે પરંતુ આપને મારી એક પ્રાર્થના છે.

નરેન્દ્ર-બોલો,

સરલા-જ્યાં સુધી આપને અમારો સંપૂર્ણ પરિચય મળે નહિ

ત્યાં સુધી આ બાલાને અમારી સાથે રાખો એને અમે અમારી સાથે લઇ જઇશું

નરેન્દ્ર-એ તમે શું કહો છો ? શું એમા પણ કાંઇ ભેદ છે ?

સરલા નિસદેહ, કિંતુ આપને જણાવુ છુ કે એ મલ્લિકાની નાની બેન છે આ વાત સાભળી વીનોદ અને નરેદ્રના મુખ ઉપર આનંદની છાયા જણાઇ અને નરેદ્રને કહયુ કે સરલા આ શુસીલા શુ મલ્લીકાની બ્હેન. છે ? પહેલા એ અમારા જોવામા તો કાંઇ આવી ન હોતી

સરલા મહારાજ, શાંત થાઓ એ સબધે વિશેષ ખુલાસો કરવાની જરૂર છે, પરંતુ તે ખુલાસો આપને પુન મળીશ ત્યારે કરીશ.

નરેન્દ્રે વિનોદ પ્રતિ દ્રષ્ટિપાત કર્યો, તેમનો મનોભાવ સમજી વિનોદે કહ્યુ જ્યારે સુશીલા એમની સાથે સબંધ ધરાવે છે ત્યારે એને એમની સાથે રાખતાં કાંઇ હરકત નથી જો સુશીલાની એમની સાથે રહેવાની ખુશી હોય તો ભલે એ જાય

પછી નરેન્દ્રે સરલાને પ્રશ્ન કર્યો હવે કયા જશો ? પુનઃ પેલા ભયંકર મદિરમા ?

સરલા-નહિ, મહારાજ ત્યા હવે અમે નિરાય રહી શકું નહિ કારણકે શત્રુઓ અમારૂ સ્થન જાણી ગયા છે.

નરેન્દ્ર-ત્યારે કયા જશો ?

સરલા-એક બીજા સ્થળે જઇશું.

નરેન્દ્ર-કયાં ?

સરલા-દાસીનો અપરાધ ક્ષમા કરો તો નિવેદન કરૂં.

નરેન્દ્ર-શું એમ કહેવું તમને શોભે છે ? હજી તમે આટલી ચાપલુસી શા માટે કરો છો ?

સરલા-જ્યા સુધી પુન આપનો ભેટો ન થાય ત્યા સુધી કૃપા કરી દાસીનો કાંઇ પણ પરિચય મેળવવાની આપ જીજ્ઞાસા કરશો નહિં કિંતુ હું પણ કહુ છુ કે બીજીવાર હુ આપને અવશ્ય સર્વ ભેદથી વિદિત કરીશ.

નરેન્દ્ર-સરલા, મારો જીવ વ્યાકુળ થઇ રહયો છે. શું હજી પણ તમને મારો વિશ્વાસ નથી.

સરલા 'મહારાજ, એ વાતનો ઉત્તર સાક્ષી છે પરંતુ કેટલાક કારણોથી હમણાં કાંઇપણ પરિચય આપી શકતી નથી.'

નરેન્દ્ર તમારી વાત સાંભળી હું ભારે વિમાસણમાં પડયો છું.

સરલા–થોડું વિશેષ ધૈર્ય રાખો

નરેન્દ્ર–'ઠીક પાલખી તૈયાર છે, તેપર તમે સ્વાર થઇ જાઓ તમારી સાથે તમારા સ્થાન સુધી સૈનીકો મોકલું છું તેઓ તમને સુરક્ષિત પહોચડી આવશે'

સરલા–'પરંતુ એક સરતે'

નરેન્દ્ર–'શું ?'

સરલા–'તે લોકોને આપે અમારો પત્તો પુછવો નહીં

નરેન્દ્ર-અટ્ટહાસ્ય કરીને બોલ્યો, 'સરલા ધન્ય છે તમને! તમારા જેવી આશ્ચર્યકારક રમણી મે આજ પર્યંત જોઇ નહોતી'

સરલા, હું નિસંદેહ અતિ લજ્જા પામું છું, પરંતુ શું કરૂં, નિરૂપાય છું'

નરેન્દ્ર, 'હવે કયાં અને કયારે મળશો ?'

સરલા, 'તેજ મંદીરમાં આગામી રવીવારે મળીશું અને તે દીવસે હું અમારો સર્વ પરીચય આપીશ'

નરેન્દ્ર, 'જેવી તમારી ઇચ્છા હું તે દીવસે અવસ્ય ત્યાં આવીશ'

ત્યાર પછી સરલા, મલ્લિકા, અને સુશીલા પાલખીપર આરૂઢ થઇ અને ખડગસીંહને મહારાજાએ કેટલાક સૈનીકો સહિત તેમની સાથે મોકલી આપ્યો પછી મહારાજા વિનોદસીંહ પ્રત્યે બોલ્યા –

'ભાઇ, આ વિચિત્ર લીલા છે!

વિનોદ, એ અતિ આશ્ચર્યની વાત છે? એ સ્ત્રી કોણ હતી ?'

નરેન્દ્ર, ભાઇ મને પણ એનું સત્ય વૃતાંત વીદીત નથી

વિનોદ, 'એ સ્ત્રીઓ ઠગો તો નહિ હોય કારણ કે—

નરેન્દ્ર, નહીં, નહી એવી ખોટી વાત મુખમાંથી કાઢશો નહીં.'

વિનોદે નરેન્દ્રને મલ્લિકાપર પૂર્ણ આશક્ત થયેલો જાણી તત્સંબંધે વિશેષ વાતચીત કરવાનું મોકુફ રાખ્યું. પછી તેમણે રાત્રિ અતીત થઇ ચુકેલી હોવાથી પ્રાત:કૃત્ય સમાપ્ત કરીને જવાનો સંકલ્પ કર્યો.

પાઠક, તમે એક ઓરડામાં સુશીલા અને મલ્લિકાને જોઇ હતી. સુશીલા આજ પ્રસંગે બંધનમુક્ત થઇને મલ્લિકાની સાથે ગઇ હતી અને સરલા આ ઘટના પછી પ્રૌઢાની સમ્મતિ માગતી હતી તે પણ તમારા સ્મરણમાં હશેજ. જે દીવસે સરલાએ નરેન્દ્રને મળવાની પ્રતિજ્ઞા કરી હતી તે દીવસે તે પ્રૌઢાની સમ્મતિ લઇને નરેન્દ્રને મળવાને ગઇ હતી પરંતુ તે મિલનનું વૃતાંત અમે આગળ જણાવીશું, માટે હમણાં ધૈર્ય ધારણ કરો.

પ્રાતઃકાલમાં સર્વ નીત્યકર્મથી નીવૃત થઇ કુચ કરવાની તૈયારી કરી રહ્યા હતા એવામાં ખડગસીંહે આવીને કહ્યું—

'મહારાજ, તેમને અમે સુરક્ષિત દશામાં એક ગામમાં પહોંચાડી આવ્યા છીએ.

પાઠક, મંત્રી મહાગયની કન્યા મલ્લિકા જ્યારે પોતાના પીતાના ઘરમાં હતી ત્યારે તેને જોવાનો પ્રસંગ નરેન્દ્રને ઘણા થોડા મળતા હતા આજ કારણથી તે તેને જોઇને ઓળખી શકયો નહાતો. કીંતુ મંત્રી રિનો સીંહ એક તો સુશીલાનું કાંઇક વૃતાંત સાંભળ્યું હતું અને બીજું તે મલ્લિકાને ઓળખતા હતા આથી તેમણે જોતાંવેંતજ મલ્લિકા તથા સરલાને પીછાની લીધી પરંતુ સરલાએ તેમના પ્રતિ કાંઇક ઇશારો કરવાથી તેઓ સંપૂર્ણત અજાણ્યા બની ગયા હતા.

# અષ્ટાદશ પરિચ્છેદ.



જે સમયે (ઇ. સ. ૧૨૭૯ માં) અમારા ઉપન્યાસનો પ્રારંભ થાય છે તેથી પચ્ચીસ વર્ષ પૂર્વની કેટલીક ઘટનાઓનો આ પરિચ્છેદમાં અમે ઉલ્લેખ કરીશું.

તે સમયે બીહારમાં એક મોટા જમીનદાર વસતા હતા. તેમનું નામ રાઘવેન્દ્રસીંહ હતું. તેઓ અતિ પ્રતીષ્ઠીત, ધનાઢ્ય, પ્રતાપશાળી અને વીરપુરૂષ હતા, બીહારમાં તેમનું ઘણું માન હતું અને બીહારી

લોકો મોટી મોટી તકરારમાં તેમને મધ્યસ્થ નીમતા હતા અને તેમના ન્યાયથી વાદી પ્રતીવાદી ઉભય સંતુષ્ટ થતા હતા

તેમની પત્ની ભોજપુરના એક મોટા જમીનદારની પુત્રી હતી તેનુ નામ નીર્મલાદેવી હતુ. રાઘવેન્દ્રસીંહને તેના ઉદરથી બે કન્યા થઇ તેમાંની મોટીનુ નામ કમલા અને નાનીનું નામ વીમેળા હતુ

જ્યારે તે ઉભય કન્યાઓ ઉપવર થઇ ત્યારે રાઘવેન્દ્રસીંહે કમળાના વીવાહ ભાગલપૂરના મહારાજા મહેન્દ્રસીંહના મુખ્ય પ્રધાન વીરેન્દ્રસીહની સાથે કર્યા અને વીમળાના વીવાહ મુંગેળના દેવેન્દ્રસિહ નામના એક પ્રનિષ્ઠીત જમીનદારની સાથે કર્યા હતા. વીવાહીત થયા પછી ઉભય કન્યાઓ પોતાના પતીના ઘરમા રહેવા લાગી

કન્યાઓના વીવાહ પછી થોડા દીવસમા રાઘવેન્દ્રસીંહ પરલોકવાસી થયા અને તેમની ભાર્યા નીર્મળા પતીની પાછળ સતી થઇ રાઘવેન્દ્રસીંહને પોતાની બે કન્યાઓ ઉપરાત કાંઇ સંતતી નહોતી તેથી તેમના મરણ પછા તેમની સમસ્ત સંપતી તેમને મળી

વીરેન્દ્રસીહના કનીષ્ઠ બંધુ ધીરેન્દ્રસીંહ હતા તેમની પત્ની માત્ર એક પુત્રનો જન્મ આપી પરલોકવાસીની થઇ હતી તત્પશ્ચાત ધીરેન્દ્ર સીહે લગ્ન કર્યું નહિ, તેમણે પોતાના પુત્ર વીનોદના લાલનપાલનનો ભાર કમળાને સોપ્યો.

ઘણો કાળ વ્યતીત થયા છતાં પણ કમળાને પુત્ર પ્રાપ્તી થઇ નહિ તેને એક પુત્રી થઇ તેજ આપણા ઉપન્યાસની પ્રધાન નાયીકા મલ્લિકા છે

મુંગેરના જમીનદાર દેવેન્દ્રસીંહની પત્ની પોતાની એકની એક પુત્રી સુશીલાને મુકી પરલોકવાસીની થઇ સુશીલા મલ્લિકાથી બે વર્ષ નાની હતી પત્નીના મરણ પછી થોડા સમયમાં દેવેન્દ્રસિહ પણ પરલોક પધાર્યા અને તેમની જમીનદારી દુરાચારી તુગરલે પોતાના એક મુસલમાન મુસાહિબને આપી દીધી, વળી તુગરલે સુશીલાને ગીરફતાર કરવાને માટે માણસો મોકલ્યા ત્યારે ગીરીજા નામની ધાત્રી તેને મુંગેરથી લઇને ભાગલપુર નાસી ગઇ.

ગીરીજા સુશીલા અને તેની માસી કમળાની પાસે લઇ જવા માગતી હતી, પરંતુ ભાગલપુર આવ્યા પછી તેને પ્રતીત થયું કે કમળા તેનો પતી અને મલ્લિકા નગરમાંથી ચાલ્યા ગયા છે. તેણે સુશીલને ધીરેન્દ્ર વા વીનોદને સોંપી નહિ પરંતુ તે તેને લઇને ભાગલપુરની પાસેના એક ગામમાં રહેવા લાગી. સુશીલાને લઇને નાશતી વખત તેણે પોતાની સાથે કેટલાક રત્નો લઇ લીધા હતા તે દ્વારા તેમનો નીર્વાહ ચાલતો હતો

ગીરીજા ક્ષત્રિય કન્યા હતી. તે વીધવા અને વૃદ્ધ હતી અને તેણે સુશીલાને જન્મથી પાળી હતી તે જ્યારથી ઉક્ત ગામમાં રહેવા લાગી ત્યારથી તેની સાથે એક સુંદર કન્યા જોઇને લોકો તેની નિંદા કરવા લાગ્યા હતા.

ગીરજાના પડોશમાં લાલન નામની એક કુલટા રહેતી હતી તેણે પોતાના કુલ ગૌરવ અને સતીત્વનો નાશ કરીને દુરાચારી નગરજનોની કૃપા સંપાદન કરી હતી લાલનની ચાલચલણ વીદીત નહિ હોવાથી ગીરીજા તેની સાથે આવ-જા અને પરીચય થતાં તેની ઉપર પ્રેમ કરવા લાગી અને લાલન સુશીલાનું સર્વ વૃતાંત જાણીને નવાબની આગળ પ્રકટ કરી તેને તેની અંકશાયીની બનાવવાનો પ્રયત્ન કરવા લાગી

એક દીવસ મધ્યાન્હના સમયે ગીરીજા ભોજનાદીથી નીવૃત્ત થઇ તુલસીકૃત રામાયણ વાચતી હતી અને સુશીલાને તેનું રહસ્ય સમજાવતી હતી એવામાં લાલન ત્યાં આવી અને અહિં તહિંની અનેક વાતો કરી સુશીલા પ્રતિ સ્મિત કરી જોઇ ગીરજા પ્રતિ બોલી:-

'ડોશીમાં, સુશીલા મોટી અને સમજુ થઇ છે, તો પછી તેનો વીવાહ કેમ નથી કરતાં ?'

## સપ્તદશ પરિચ્છેદ.

ગિરિજા " લાલન, સુશીલાની સ્થિતિ મારા લક્ષમાં છે, પરંતુ શું કરું ? જ્યાં સુધી યથા યોગ્ય વરવર નહિ મળે ત્યાં સુધી

એના વિવાહ હું શી રીતે કરી શકું ? જાણી જોઈને કોઈ કુવામાં નાંખી દેવાય ? "

લાલન "દેવેન્દ્રસિંહની કન્યાને યોગ્ય વર મળવા જોઈએ. પરંતુ તમે મારી એક વાત સાંભળશો ? "

ગિરિજા "બોલો, શી વાત છે ! "

લાલન "જો તમો સુશીલા મને સોપો તો હું તમને દશ હજાર રૂપિઆ આપું: "

લાલનની આ વાત સાંભળી ગિરિજા અને સુશીલા એ ઉભયને પગની ઝાળ માથે ગઇ ગિરિજા અતિ વ્યગ્ર થઇ બોલી—

"લાલન, આ વાત આજે કોઇ કુલટા અથવા વેસ્યા બોલત તો મને આટલું બધું આશ્ચર્ય થાત નહિ પરંતુ તમારા મુખમાંથી આવી વાત સાંભળી મને અત્યંત આશ્ચર્ય થાય છે

લલનની વસ્તુ સ્થિતિ ગિરિજાને પણ વિદિત નહોતી અને સુશીલાને પણ જ્ઞાન નહોતી ગિરિજાના ઉપરોક્ત શબ્દો સાંભળી તે બોલી—

"શું સુશીલાની ઇજ્જત દશ હજાર રૂપિઆ કરતા વિશેષ છે ?"

ગિરિજા "બસ, લાલન, તારૂં ડહાપણ આજે મારા જાણવામાં આવ્યું તુ મારી પાસેથી દૂર થા અને આજથી તું કદિપણ તારૂ કાળુ મુખ મને બતાવીશ નહિ "

આ સાંભળી લાલન ઉઠીને ઉભી થઇ અને ક્રોધ પૂર્વક બોલી આ શેખીનો સ્વાદ તને આજેજ એવો મળશે કે તુ જન્મ ભર યાદ કરશે અને એમ કહીને તે ત્યાંથી ચાલી ગઇ

લાલનના ગયા પછી બે કલાકમાં કેટલાક યવનો ગિરિજાના ઘરમાં પ્રવિષ્ટ થયા અને ગિરિજાને માર મારી સુશીલાને બાંધી પાલખીમા નાખીને લઇ ગયા આ સમયે તે યવનોની સાથે લાલન નહોતી પરંતુ આ કાર્ય તેની સૂચનાથીજ ગુરરેલખાને કરાવ્યુ હતું લાલન સ્વયં નવાબની સાથે ભ્રષ્ટ થઇ હતી એટલુંજ નહિ, પરંતુ તે નવાબની કૃપા સંપાદન કરવાને માટે સદા કુટુંબની છોકરીઓને પણ ફસાવીને તેની પાસે મોકલતી આ ધંધાથી તેને ઘણી આમદાની થતી હતી

પાઠક, યવનો સુશીલાને ગિરફતાર કરી અરણ્યમાં લઇ ગયા. પરંતુ વિનોદસિંહે તેનો ઉદ્ધાર કર્યો, પછી તેઓ તેને લઇને નરેન્દ્રસિંહની પાસે ગયા અને ત્યાંથી સુશીલા સરલા તથા મલ્લિકાની સાથે ગઇ

અત્રે અમે એક વાત લખી પ્રસ્તુત પરિચ્છેદ સમાપ્ત કરીશું. જે સમયે ગિરિજા ભાગલપુર ગઇ તે સમયે એક ભયંકર અફવા તેના સાંભળવામાં આવી હતી. તે અફવા આ પ્રમાણે હતી "મહારાજા નરેન્દ્રસિંહે પોતાના મંત્રીનો વધ કરી તેની સ્ત્રી તથા કન્યાને પોતાના અંતઃપુરમાં રાખી છે"

આ અફવા અવશ્ય કોઇ દુષ્ટ માણસે ફેલાવી હતી અને તે એટલા ચાતુર્યથી ફેલાવી હતી કે મહારાજા નરેન્દ્રસિંહના સાચા મિત્રને કાને તેનો જરાપણ ભેદ ગયો નહોતો

---

# એકોનવિંશ પરિચ્છેદ.

દિવસના ત્રણેક વાગ્યાને સુમારે એક ઓરડામાં એક ષોડશી બાલા બેઠી હતી અને તેના મુખપર ચિંતાનું વાદળ જણાતું હતું. તે પોતાની સન્મુખ એક મોતીની માળા રાખી તથા દક્ષિણ હસ્તમાં એક નામવાળી હીરાની વિંટી ધારણ કરી સ્થિરતા પૂર્વક આંખ બંધ કરી કાંઇક વિચાર કરી રહી હતી. તે માળા અને વિંટીને ઉત્સુક નયનોથી જોતી અને વારંવાર દીર્ઘ નિશ્વાસ નાખતી અને અશ્રુ સારતી હતી તે વારંવાર વસ્ત્રથી આંસુ લુછી કદિ લખી ભુંસતી અને કદિ તરણા તોડતી તે પ્રેમમાં આત્મવિસ્મૃત બની ગઇ હતી.

તે ઓરડામાં તે બાળાની પીઠ તરફથી એક પ્રૌઢા ધીમે ધીમે પ્રવેશ કરી તેની પાછળ મૌન પૂર્વક ઉભી રહી બાલિકા એટલી બધી ચિંતાગ્રસ્ત હતી કે તેને બીજી વ્યક્તિના આગમનની ખબર પડી નહિ. પ્રૌઢા બાલિકાની પાછળ ઉભી ઉભી તેના કૌતુક જોઇ

ઘડીમાં આનંદિત અને ઘડીમાં ચિંતિત થવા લાગી તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, પરંતુ તેણે સત્વર પાલવ વતી આંસુ લુછી બાલિકાની સન્મુખ આવી કહ્યું—

"દિકરી મલ્લિકા, આ હાર અને અંગુઠી તું ક્યાંથી લાવી?"

આ શબ્દો સાંભળી તે બાલિકાને સહઆવધિ વૃશ્ચિક દંશ કરતા પણ અધિક પીડા થઇ તે ષોડષી બાલિકા મલ્લિકા હતી અને પ્રૌઢા તેની માતા હતી. તે સાવધાન થઇ પોતાની માતા પ્રતિ દ્રષ્ટિ કરી રોદન કરવા લાગી પ્રૌઢાએ તેનાં આંસુ લુછી કહ્યું

"દિકરી મલ્લિકા, તું અતિ ભાગ્યવાન છે ભાગલપુરના મહારાજાએ આપેલી આ વસ્તુઓને યત્ન પૂર્વક સંભાળજે"

કમલાના આ શબ્દો સાંભળી મલ્લિકાની હિંમત આવી, તો પણ તે લજ્જા પૂર્વક બોલી.—

"મા, હું એ નહિ લેતી હતી, પરંતુ હઠથી આપી છે. એને હમણાં ફેંકી દઇશ. મા, એમાં મારો શો દોષ છે?" એમ કહી મલ્લિકા રોદન કરવા લાગી કમલાદેવીએ તેના મુખને ચુંબન કરી તથા આંસુ લુછી કહ્યું "દિકરી, તું ડરે છે શા માટે? એ વસ્તુઓ લેવામાં શી હરકત છે? સાવધાનતા પૂર્વક એને તારી પાસે રાખજે સુશીલા ક્યાં ગઇ?"

મલ્લિકા "મને કાંઇ ખબર નથી, મા, તે ઘણી વારથી અહીંથી ગઇ છે."

કમલા "ઠીક, હું તેને અહીંઆ મોકલું છું."

એમ કહી મલ્લિકાને ત્યાંજ મૂકી કમલાદેવી ત્યાંથી ચિંતાર નિમગ્ન થઇ ચાલી ગઇ. થોડી વારમાં સુશીલાએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. સુશીલાને આવતી જોઇ મલ્લિકાએ માલા તથા અંગુઠી છુપાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો. સુશીલાએ ઝડપથી આવી તેના હાથમાંથી માલા અને વિંટી ઝુંટવી લીધી અને કહ્યું:—

"વાહ! મલ્લિકા બ્હેન, આ શું? શું મારાથી પણ ચોરી!"

મલ્લિકા "ચોરી શાની? શું તારો મને ડર પડ્યો છે, સુશીલા?"

સુશીલા "ડર ન હોય તો પછી છુપાવે શા માટે ?"

મલ્લિકાએ સુશીલાનો હસ્ત ગ્રહણ કરી તેને ચુંબન કર્યું અને તેના હાથમાં એક વિંટી જોઇ હસતા હસતા કહ્યુ—

"કેમરે' તુ તો મોટી ભાકતાણી બની ગઇ હતી ને ! બતાવ આ શું છે ?"

સુશીલા "શુ છે ?"

મલ્લિકા "તારૂં કપાળ, બીજું શું ? બિચારી બહુ ભોળી છે દુધ પીએ છે, કાંઇ સમજતીજ નથી ! બોલ આ શુ છે ?"

સુશીલા "શું છે ! કાંઇ તો નથી."

મલ્લિકા "કાંઇ નથી ? તો પછી વિનોદ ભાઇના હાથની અંગુઠી તારી આંગળીમા કયાંથી આવી ?"

આ શબ્દો સાંભળતાંજ સુશીલાનુ મુખ લજ્જાથી શરમીંદુ પડી ગયુ સત્ય હકિકત છુપાવવાની હીંમત નહિ રહેવાથી તે હતાશ થઇ અને ક્ષણ પશ્ચાત્ લજ્જા પૂર્વક બોલી—

મલ્લિકા બ્હેન, આ રાંડ અંગુઠીએ મારી સર્વ વાત પર પાણી ફેરવી દીધુ, તેથી એને હુ ઉતારીને ફેંકી દઇશ.

મલ્લિકા ફેંકતી હતી તો અન્યની પાસેથી લીધી શા માટે ?

સુશીલા હું તમને પગે પડુ છુ, મલ્લિકા બ્હેન, મને ક્ષમા કરો

મલ્લિકા એ અપરાધ ક્ષમા કરી શકાય નહિ

સુશીલા તે આ લો. એમ કહી સુશીલા અંગુઠી ઉતારવા જતી હતી એવામાં મલ્લિકા તેનો હાથ ગ્રહી તેને ગળે વળગી પડી અને તેના મુખ પર ચુંબન કરી કહેવા લાગી—

આટલો વાર સુધી ત્યાં એકલી બેસીને શુ કરતી હતી ?

સુશીલા પાછી એની એ વાત ! તમે વારે વારે શુ કહો છો.

મલ્લિકા એમાં પણ કાંઇ અનુચિત થયું ? ઠીક, હવે જવાદો એ વાત હે, ચાલ, ઉદ્યાન તરફ જઇએ.

પછી તે ઉભય-બાળાઓ ઉદ્યાન તરફ ગઇ, યદ્યપિ મલ્લિકા અને સુશીલા પરસ્પર નિકટની સગાઇ ધરાવતી હતી, પરંતુ બાલ્યાવસ્થાથી તેમને નિ.સંકોચ પૂર્વક પરસ્પર હાસ્ય ઠઠ્ઠા કરવાની ટેવ પડી હતી.

# ત્રિંશ પરિચ્છેદ

પાદશાહની પાસે તુગ લખાંની સેના કરતાં ઘણી નાની સેના હતી, કારણકે હજી તેની સેના પટણાથી આવી ન હોતી અને મહસ્તતા સંગ્રામ ચાલતા હોવાથી હમણા તેની આવવાની આશા ઓછી હતી એટલા માટે મહારાજા નરેન્દ્ર સિંહે અતિ બુદ્ધિમત્તાથી છૂટક છૂટક છાપ મારી તુગરલનો નાશ કરવાનો સંકલ્પ કર્યો. તેમણે શાહજાદા મુહમ્મદને સહસ્ર સૈનિકો સહિત ઉત્તર તરફ મોકલ્યો, સેનાપતિ જાફર ને સહસ્ર સૈનિકો સહિત દક્ષિણ તરફ મોકલ્યો, ખડ્ગસિંહને સહસ્ર સૈનિકો સહિત પશ્ચિમ તરફ મોકલ્યો અને તેઓ સ્વયં વિનોદ સિંહની સાથે પૂર્વ તરફ રહ્યા જ્યા પઠાણોનો ઉપદ્રવ થતો ત્યાં તેઓ તેમની ઉપર તૂટી પડી તેમનો સંહાર કરતા અને તેમનો સર્વ સામાન લૂટી લેતા. શત્રુઓ જ્યારે તેમની ઉપર આક્રમણ કરતા ત્યારે તેઓ ઘોર જંગલમા અને ગિરિગુહામા છુપાઇ જતા આથી તેઓ શત્રુના હાથ માં આવતા નહિ આથી પઠાણો કૌરવ કુલની પેઠે શીઘ્રતાથી ઓછા થવા લાગ્યા. તોપણ તુગરલખા પોતાનુ સૈન્ય વધારી ઉત્તરોત્તર અધિકાધિક અત્યાચાર કરવા લાગ્યો બંગાલા, બહાર અને ઓડિયાના પ્રાય સમસ્ત લુચ્ચા, બદમાશ અને લુચ્ચા લોકો તેના સૈન્યમા હતા, પરંતુ આ વખતે પાદશાહના સૈન્યને જીતી શક્યો નહિ ભાગલપુરનો કિલ્લો હસ્તગત કરવો વા તેને ભૂમીશાયી કરવો એવી તુગરલની પ્રબલ ઇચ્છા હતી, પરંતુ મહારાજાની સાવધનતાથી તેને કદિ પણ પોતાનો મનોરથ સફળ કરવાની સંધિ મળી નહિ ઉલટ પક્ષે તુગરલના ત્રણ ચાર દુર્ગો નરેન્દ્રસિંહના હાથમા આવ્યા હવે તુગરલનુ અધઃપતન થવા લાગ્યું હતુ, માત્ર તેનો અંત થવાનોજ વિલંબ હતો.

એક દિવસ સંધ્યા કાળે મહારાજા નરેન્દ્રસિંહ એક જલાશયના તટપર એકલા ભ્રમણ કરતા હતા, એવામાં એક વ્યક્તિએ આવીને તેમને પ્રણામ કર્યા તેને જોઇને નરેન્દ્રસિંહ પરમ આશ્ચર્ય ચકિત થયા અને બોલ્યાઃ—

શુ વીરસિંહ, હજી તમે જીવંત છો ! આટલા દિવસપર્યંત ક્યાં ગયા હતા ?

વીરસિંહ મહારાજ, દાસનો અપરાધ ક્ષમા કરો આ અધમ આપની સેવાને યોગ્ય નથી

નરેન્દ્ર આ કાંઇ મારા પ્રશ્નનો ઉત્તર નથી. આજ સુધી તમે ક્યા હતા અને કહ્યા વિના કેમ ચાલ્યા ગયા હતા ?

વીરસિંહ મહારાજ, મે ઘોર પાપ કર્યું છે. યદિ આપ ક્ષમા નહિ કરશો તો મને ક્યાંથી પણ શરણુ મળશે નહિ

નરેન્દ્ર વાત તો કહો, શું સમાચાર છે ? મે તમારી ઘણી ઘણી તપાસ કરાવી, પરતુ કાંઇ પતો મળ્યો નહિ

વીરસિંહ પ્રભો, હું નવાબની નોકરીમાં છુ યદિ દાસનો અપરાધ ક્ષમા કરવામા આવેતો મારી હકિકત કહુ

નરેન્દ્ર અસ્તુ, જાઓ તમારો અપરાધ હું ક્ષમા કરૂ છુ હવે કહો મારે ત્યાથી કામ છોડી તમે શત્રુને ત્યાં શા માટે ગયા હતા ?

વીરસિંહ નાથ, મંત્રીજીએ જે કન્યાની સાથે મારા વિવાહ કર્યો હતા તે તેનામાજ રહેતી જે દિવસે મંત્રીજીનો સર્વનાશ થયો તે દિવસે તેમની સ્ત્રી અને કન્યાની સાથે મારી સ્ત્રી નો પણ પત્તો લાગ્યો નહિ મે તેમની ઘણી તપાસ કરી, નવાબને ત્યા પણ તેમની સારી રીતે શોધ કરી, પરતુ ક્યાય પણ તેમનો પત્તો લાગ્યો નહિ. આથી હું ઉઠયો તો મને મારા પલગપર એક પત્ર મળ્યો તે પત્ર વાચતાજ મારી સર્વ આશા નષ્ટ થઇ ગઇ, મારૂ હૃદય ભગ્ન થઇ ગયુ અને હું કિંકર્તવ્ય વિમૂઢ બની આપની નોકરી છોડી નવાબની પાસે ચાલ્યો ગયો કિંતુ અફસોસ ! હવે વિદિત થયું છે કે તે પત્ર દુરાચારી નવાબે પોતે મને ફસાવવાને માટે મોકલ્યો હતો

નરેન્દ્ર તે પત્રમાં શુ લખ્યુ હતું ?

વીરસિંહ તેનો અર્થ એ હતો કે આપે લોભવશ મંત્રી તથા તેની સ્ત્રીનો વધ કર્યો હતો અને તેની કન્યા તથા મારી પત્નીનું હરણ કર્યું હતું. આ પત્રમાની હકિકત સત્યમાની હુ આપની પાસેથી ચાલ્યો હતો. અફસોસ ! આપના ચારિત્ર પર લેશ પણ શંકા લાવ્યા

પૂર્વે હું મરણ શા માટે ન પામ્યો ? સ્વામી તેહને માટે મને નરકાગારમાં અનંત કાળ પર્યંત કષ્ટ ભોગવવુ પડશે હું બુદ્ધિહીન બની આપની આજ્ઞા લીધા વિના નવાબને ત્યાં ગયો અને આપના પર વેર લેવાની પ્રબલ આકાંક્ષા ધારણ કરતો રહયો પરંતુ અફસોસ ! મે કેવુ ગૃણિત કર્મ કર્યું હતુ ? નાથ, જો આપ મારો અપરાધે ક્ષમા ન કર્યો હોત તો હુ હમણાં આત્મઘાત કરીને પ્રાણ વિસર્જન કરત

નરેન્દ્ર અસ્તુ તમે ઘણી મોટી ભૂલ કરી તમે જરાપણ વિચાર કર્યા વિના કાર્ય કર્યુ વારૂ પછી તમારો સંશય શી રીતે દૂર થયો ?

વીરસિંહ પ્રભો, મારી સ્ત્રી મને મળી અને તેના મુખથી સર્વ હકિકત મને વિદિત થઇ અને તેની સલાહથીજ હુ આપની ક્ષમા માગવાને આવ્યો છુ

નરેન્દ્ર તમારો સંશય દૂર થયેલો જાણી મને પરમ આનંદ થયો છે અને તમે આટલો પ્રશ્ચાતાપ કર્યો તેથી તમારા પાપનુ પ્રાયશ્ચિત પણ થઇ ગયુ હવે આપની સ્ત્રી કયા છે તે જણાવો અને મંત્રીની પત્ની તથા પુત્રીનો પત્તો પણ આપો

વીરસિંહ તે સર્વ નિરાપદ સ્થિતિમા કાળ ક્રમણ કરે છે અને શીઘ્ર આપને આવી મળશે પરંતુ હમણાં હુ તેમના સબંધમા કાંઇ પણ જણાવી શકતો નથી. નરેન્દ્ર કેમ, હરકત શી છે ? તેમનો પત્તો મળતા તેમની સેવામા માણસો મોકલવામાં આવશે

વીરસિંહ પ્રભો ! ધૈર્ય ધારણ કરો તે લોકોને આવવાને હવે વિશેષ વિલંબ નથી તેમનું વૃત્તાંત હું આપને કહેત, પરંતુ મારી પત્નીએ શપથ આપી તેમ કરવાની મના કરી છે, તેથી લાચારછુ

નરેન્દ્ર જો એમ હોયતો હુ તે માટે વિશેષ આગ્રહ કરતો નથી પરતુ હવે તમારી અહીંઆ રહેવાની ઇચ્છા છે ?

વીરસિંહ જેવી આપ નામદારની આજ્ઞા. પરંતુ હમણાં હું અહીં રહું એજ ઉત્તમ છે.

નરેન્દ્ર કેવી રીતે !

વીરસિંહ નાથ, યદિ હું આ સ્થીલ તો પ્રસંગોપાત આપ નામદાર પર શુભ સમાચાર મોકલવાને શક્તિમાન થઇશ અને તેથી આપને ઘણો લાભ થશે

નરેન્દ્ર તમે જેના વિશ્વાસુ છો તે સ્વામીને શુ વિશ્વાસઘાત કરશો? તે

વીરસિંહ સર્પની સેવા કરીએ તો પણ તેને કાળ જાણીને તેનાથી સચેત રહેવું એ ચતુર માણસનો એ ધર્મ છે.

નરેન્દ્ર, એથી શુ તમારી પ્રશંસા થશે? શું વીરોનો એ ધર્મ છે?

વીરસીંહ, નાથ, તે દુષ્ટ મારો સ્વામી નથી, પરંતુ મારા સ્વામીનો શત્રુ છે જ્યાં સુધી તેની ઉપર મારો સ્વામીભાવ હતો ત્યાં સુધી મે તેની સેવા કરી, પરતુ હવે હુ તેને સ્વામીભાવથી જોતો નથી

એમ કહી વીરસીંહ મહારાજાને પ્રણામ કરી જે તરફથી આવ્યો હતો તે તરફ ચાલ્યો ગયો અને નરેન્દ્રસીંહ ચિંતાનિમગ્ન થઇ આમતેમ ટેહેલવા લાગ્યો

---

# એકવિંશ પરિચ્છેદ

---

મધ્યાન્હના સમયે એક માણસ વીરવેશ ધારણ કરી એક નીજન માર્ગમા અશ્વ દોડાવતો ચાલ્યો જતો હતો તેનુ અંગ પ્રસ્વેદથી છવાઇ ગયું હતુ અને તે પરિશ્રમિત થયેલ જણાતો હતો તે એટલો બધો ચિંતાનિમગ્ન હતો કે જાણે આત્મવિસ્મૃત થયેલો હોય એવો લાગતો હતો તેનૂ કોઇએ આવ્હાન કર્યું કે, અરે ઉભા રહો, થોભો, થોભો. મારી વાત સાંભળો, કેમ નાથી જાઓ છો? પરંતુ તે આ આવ્હાન સાંભળ્યા વિના ઘોડો દૂકનો ચાલ્યો જતો હતો.

પરતુ ધુમાધુમ એ અતિ અદ્ભુત વસ્તુ છે. વારંવાર આવ્હાન થવાથી ઉક્ત સૈનિક ધ્યાનભંગ થયો તેના કાનમાં ઉભા રહો, ઉભા રહો, એ શબ્દો કર્ણગોચર થવાથી તે આશ્ચર્યચકિત થઇ ઉભો રહ્યો.

અને આમતેમ દ્રષ્ટિપાત કરવા લાગ્યો એટલામાં સહસા એક યુવાન આવી તેના અશ્વની લગામ પકડી લીધી તે જોઇ સૈનિક બોલ્યો, ત કોણ છો? અને તમે શા માટે મારા કાર્યમા વિક્ષેપ નાખ્યો?

યુવા, તમે અતિ કાયર છો, આટલા દીવસથી છુપાતા કેમ ફરો છો

ઉક્ત સૈનીક તેના આ શબ્દો સાંભળી અત્યંત દુખીત થઇ અને શસ્ત્ર ઉઠાવીને બોલ્યો, તુ કોણ છે ઉલ્લુ? બોલ સત્વર, નહિ હમણા તારો શિરચ્છેદ કરીશ

યુવા, તેમ કરવાથી જગતમા તમારી ઘણી પ્રશંસા થશે, અ હુ પણ જોઇશ કે તમો કેવા મોટા વીર છો. આવી શેખીની વા જવા દો

ઠીક, હવે તુ સાવધાન થઇજા એમ કહી શૈનિક ખડગનો પ્રહ કરવા જતો, એવામા તે યુવા પાછળ હઠી ગયો અને પોતાનો વે બદલીને બોલ્યો, અરે, હુ કોણ છુ તે પણ તમે જાણતા નથી? ય સામર્થ્ય હોય તો મારો, જોઉ !

આ ઘટના જોઇ અહો સરલા! એમ કહી તે શૈનિક ઘોડાપર નીચે ઉતરી પડવાની તૈયારીમા હતો એવામા સરલાએ શીઘ્રતાથી દો જઇ તેને પકડી લાધો સૈનિક સ્થિરતા પૂર્વક અશ્વપરથી ઉત સરલાને ગાઢ આલિંગન કર્યું અને તેના મુખપર ચુંબન લઇ કહ્યુ

" પ્રિય સરલા તુ આટલા દીવસ મુખો ક્યા હતી?" સર યમલોકમા " શુ તમે સરલાને ચાહો છો? યદિ ચાહતા હો એક ક્ષણ પણ સરલાના વિના રહી શકો ખરા કે?"

સૈનિક ' છટ આ શુ બોલો છો? બુદ્ધિ સ્થિર કરી ને બે તમારી મે કેટલાક સમય પર્યંત તપાસ કરી હતી પરંતુ તમા પત્તો ન લાગ્યો ત્યારે હતાશ થઇને બેઠો

સરલા, અરે હારેહા! એવી વાતો ઘણી સાંભળી છે માટે હ એવી વાતો જવા દો.

સૈનિક કહો તો યદિ મારુ હૃદય ચીરીને તમને બતાવું તે કેવળ તમારીજ પ્રિય મુર્તી વિરાજમાન છે. તમે આ માટે વ્યર્થ વ બાણથી મારા જર્જરિત હૃદયને વિશેષ છિન્ન ભિન્ન કરો છો!

પછી સરલા તે સૈનીકના ગળામાં વળગી પડી અને સ્નેહમય લોચનને કટાક્ષ કરી સ્મિત કરી બોલી, મને વીશ્વાસ છે કે તમે મને અત્યંત ચાહો છો

સૈનીક, અને તમે મને શું એટલા પ્રેમથી ચાહો છો ?

સરલા, હરી, મે તમારી તપાસ કરવામાં કાંઇ ક્યાસ કરી નહોતી પરંતુ આજે મારૂં ભાગ્ય ફળ્યું અસ્તુ હાલમાં આપ ક્યાં રહો છો ?

સૈનીક, તુગરલખાંને ત્યાં અને તે પણ નરેન્દ્રપર વેર લેવાને માટે

સરલા, હે આ શું બોલો છો ? તમારી બુદ્ધિમાં કાંઇ વીકાર તો નથી થયોને ?

સૈનીક, વિકાર કેવો ? શું મંત્રિજીના પરીવારનો નાશ કોઇ બીજાએ કર્યો છે ? એ કુકર્મ નરેન્દ્રનુંજ છે

સરલા, ત્યારે તો મને લાગે છે કે તમો મહા ભ્રમમાં પતિત થઇને પાપ પંકમાં લિપ્ત થવાનો પ્રયત્ન કરી રહ્યા છો તમે દોષીતને નીર્દોષ અને નિર્દોષને દોષિત માનો છો.

સૈનીક, તો તમારા સર્વના નાશનું મુળ કોણ છે ?

સરલા, તુગરલ પાપમુર્તી તુગરલ

સૈનીક, હે આ વાત શું સત્ય છે ?

સરલા, શું હજી સુધી તમારો સંશય નષ્ટ થયો નથી ?

સૈનીક, સરલા, સત્ય વાત શું છે તે કહો

સરલા, યદિ સત્ય હકીકત સાંભળવાની ઇચ્છા હોય તો આ તરફ આવો.

એમ કહીને તે સૈનીકનો હાથ પકડીને તેને એકલતા મંડપમાં લઇ ગઇ. ત્યાં અર્ધ કલાકપર્યંત ઉભય અદ્રસ્ય રહ્યાં પછી ઉભયજનો કુંજમાંથી બહાર આવ્યાં, તે ઉભયની વચ્ચે શી શી વાતચીત થઇ તે અમને જ્ઞાત નથી. બહાર આવી સરલાએ કહ્યું

તમે સર્વ હકીકત જાણીને ? હવે તો તમારો ભ્રમ દુર થ૦

સૈનીક, સરલા તમારા આ ઉપકારને માટે જન્મભર હુ રૂણી રહીશ, તમે મને ઘોર પાપના ખાડામાંથી બચાવ્યો છે અ૦

કેવો અનર્થ કરી બેસત યદિ તમારી મુલાકાત ન થાત તો હુ મહા પાપ કરી બેસત પરંતુ હવે જેટલું પાપ મે કર્યુ છે તેનુ પ્રાયશ્ચિત શું છે ?

સરલા, તેનું પ્રાયશ્ચિત ઘણુ સહેલુ છે તમે હમણા મહારાજાની પાસે જઇને કરેલો દોષ કબુલ કરો અને તે માટે ક્ષમા યાચો

સૈનીક, સરલા તમને ધન્ય છે તમે સ્વર્ગીય રમણી છો હું હમણા જઇને એ કાર્ય સાધુ છુ હવે તમારા દર્શન કયા અને કયારે થશે

સરલા "હવે મારો ખોજ કરશો નહિ ધૈર્ય રાખો શીઘ્ર મારો મેળાપ થશે."

સૈનિક 'ત્યારે હવે હુ જાઉ છુ. સરલા, આજે તમે મારા પર ઘણો મોટો ઉપકાર કર્યો."

સરલા, 'નાના, એમા તે મે મોટુ શુ કર્યુ ? દાસી એ માત્ર પોતાનુ કર્તવ્યજ બજાવ્યુ છે "

પછી સૈનીકે સરલાના કપોલ પર ચુમ્બન કરી પ્રસ્થાન કર્યું. સરલાના નયનો અશ્રુપુર્ણ બન્યા અને તે પણ પૂર્વવત્ પુરૂષવેશ ધારણ કરી ત્યાથી ચાલી ગઇ

પાઠક, આ બો પુરૂષ કોણ હતા તે તે જાણ્યુ ? જો તે તારા જાણવામાં આવ્યું ન હોય તો તુ ઉપન્યાસ વાચવાને લાયકજ નથી

આપણો પૂર્વપરીચીત વીરસીંહ સરલાનો પતિ છે. તે આજે દૈવ વશાત પોતાની સ્રીના મુખથી નરેન્દ્રસીહની નીર્દોષતાની હકીકત સાંભળી તેની સલાહ અનુસાર પોતાના અપરાધની ક્ષમા માગવાને મહારાજાની પાસે ગયો. અને તેની અને મહારાજાની વચ્ચે શી વાતચીત થઇ તે ગત પરિચ્છેદમા પાઠક વાંચી ગયા છે

નરેન્દ્રસીંહ આજે એકલા એક સ્થાને જવાના છે. એવી ખબર મળવાથી વીરસીંહ તેમનાપર વૈર લેવાને માટે નીકળ્યો હતો. પરંતુ માર્ગમાં અનાયાસ સરલાનો મેળાપ થયો અને તેના કહેવાથી તેનો ભ્રમ દુર થયો. આથી તેણે મહારાજાપર વૈર લેવાને બદલે તેમની માફી માંગી.

કમલાદેવીની એક દૂરની સગાઈ ધરાવતી ભગિની હતી, તેનું નામ તરલા હતું. આ ઉભય ભગિનીઓ વચ્ચે પરસ્પર ગાઢો સ્નેહ હતો અજાણ્યુ માણસો કદિ પણ કહી શકતા નહોતા કે તરલાકમલાની સહોદરા ભગિની નથી.

તરલાને ગર્ભ રહ્યાને આઠ માસ થયા હતા એવામાં તે દુર્ભાગ્યવશાત વિધવા બની. તરલાદેવી પોતાના પતિની પાછળ સતી થવા માગતી હતી, પરંતુ તે ગર્ભવંતી હોવાથી લોકોએ તેને સતી થવા દીધી નહિ પતિના મરણથી તેના શોકનો પાર રહ્યો નહિ ઉભય કુલમાં કોઇ એવું માણસ ન હોતુ કે જે તેની સંભાળ લે વળી તેની પાસે એટલી સંપત્તિ પણ નહોતી કે અન્ય માણસો તેની સાથે સબંધ કરે આવી સ્થિતિમાં માત્ર કમલાજ તેનો આધાર હતી. પૂર્ણ માસ થતા તેને એક કન્યા રત્ન પ્રાપ્ત થયું. પ્રસવ થયા પશ્ચાત બે દિવસ તો તેનું શરીર ઠીક રહ્યુ, પરંતુ ત્રીજે દિવસે તે વ્યાધિગ્રસ્ત થઇ યદ્યપિ કમલાએ કોઇ પણ પ્રકારે તેની સેવા સુશ્રુષા અને ઔષધ કરવામાં ત્રુટિ રાખી નહિ, તથાપિ તેથી તરલાનો રોગ નિવૃત્ત થયો નહિ અને દિવસાનુ દિવસ અધિક રોગ ગ્રસ્ત થવાલાગી સાત દિવસ પછી કન્યાને કમળાના ખોળામાં નાંખી તરલાએ સ્વર્ગે રોહણ કર્યું.

પાઠક, આ સમયે કમલાને કેટલો બધો શોક થયો હશે! પરંતુ કન્યાનું મુખ જોઇ ને કમલાએ પોતાનું દુ:ખ વિસરવા લાગી. જ્યારે તે શ્વસુર ગૃહે ગઇ ત્યારેપણ તે તરલાની કન્યાને પોતાના સંતાન કરતા અધિક ચાહતી હતી અને તેવાજ ઉત્કટ પ્રેમથી તેનું લાલન પાલન કરતી હતી. તરલાના એક માત્ર સ્મારક ચિન્હનુ નામ કમળાએ સરલા-રાખ્યું. સરલા જ્યારે પાંચ છ વર્ષની થઇ તે સમયે કમલા દેવીને પણ એક પુત્રી થઇ તે કન્યાનુ નામ મલ્લિકા રાખવામાં આવ્યું.

મલ્લિકાનાજ જન્મ પછી પણ કમલાનો પ્રેમ સરલા ઉપર ઉત્તરોત્તર વૃદ્ધિંગતજ થતો ગયો. મલ્લિકાના જન્મ પછી બે વર્ષ

કમલાને સુશીલા જન્મી થોડા સમય પછી સરલા, મલ્લિકા અને સુશીલાએ ત્રણે બાલિકાઓ એકત્ર બાલ્ય લીલા કરતી, તે જોઇ કમલાના હર્ષની સીમા રહેતી નહોતી જોત જોતામા સરલા વિવાહ યોગ્ય થઇ

મહારાજા નરેન્દ્રસંહને ત્યા વીરસિંહ નામનો એક વિખ્યાત સેનાનો નાયક હતો. તે સ્વભાવ, ગુણ, વીરતા અને બુદ્ધિમત્તાથી ઘણોજ પ્રિય થયો હતો તે અદ્યાપિ યુવાવસ્થામા હતો તે પણ તેની રણચતુરી અને વીરતાને માટે સુપ્રસિદ્ધ હતો, વૃદ્ધમંત્રી વીરેન્દ્રસિંહનો તેના ઉપર ઘણો પ્રેમ હતો અને તે પણ તેમને પિતા સમાન માનતો હતો.

વીરસિંહ વારવાર મંત્રી મહાશયને ઘર જતો હતો આથી સરલા અને તેનો મેળાપ થતો હતો. સરલા આ સમયે બારવર્ષની થઇ ચૂકી હતી તેથી પ્રણયનો ભાવ તેના હૃદયમા જાગૃત થયો હતો શનૈશનૈ ઉભયની વચ્ચે પ્રેમ થયો ક્રમશ આ વાત મંત્રી મહાશય અને કમલાના પણ જાણવામા આવી.

બન્ને ઉભય એક બીજાને ચાહે છે, માટે તેમને એક બીજાથી છેડાવવા કઠિન છે, એમ ધારી મંત્રીજીએ સરલાનો વિવાહ વીરસિંહની સાથે કરી દીધો ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થવાથી મનુષ્યને જે અનિર્વચનીય આનંદ થાય છે તેવો આનંદ સરલા અને વીરસિંહને થયો

કમલાનો પ્રેમ સરલાપર અધિક હતો અને સરલા મલ્લિકાથી જુદી થવા ઇચ્છતી નહોતી, તેથી તે કમલા દેવાનાજ ઘરમા રહી અને વીરસિંહે પણ તત્સબંધે કાઇ વાંધો લીધો નહિ

મંત્રીજીના ઘરમાં શિક્ષણ મળવાથી સરલા સહસિક અને ચતુર બની હતી કમલાદેવી સંસ્કૃત અને ફારસીમા પરમ નિપૂણ હતી તેથા સરલાને પણ ઉપરોક્ત ભાષાઓની ઉત્તમ શિક્ષા મળી હતી તે પરમ સૌંદર્યવાન હતી. જો આપણે મલ્લિકા દેવી શરદ ઋતુનો પૂર્ણ ચંદ્ર કહીએ તો સરલા દેવી વસંત ઋતુનો પૂર્ણ ચંદ્ર હતી. જેવી તે રૂપવતી હતી તેવીજ તે ગુણવતી અને વિદ્યાવતી પણ હતી તેનામા

અભિમાનનો લેશ પણ નહોતો અને તે પોતાના પતિપર અત્યંત પ્રેમ રાખતી હતી

યદિ મંત્રી મહાશયના કુટુંબપર વજ્રપાત ન થયો હોત તો કદિપણ વિરસિંહથી છુટી પડી ન હોત. પરંતુ દુર્ભાગ્ય વશાત તે ઉભયને એક બીજાથી છુટા પડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

છતાં પણ જો વીરસિંહ નવાબની પાસે ન જાત અને નરેન્દ્ર સિંહની પાસેજ રહયો હોત તો શીઘ્ર પતિ પત્નિનો મેળાપ થાત. પરંતુ દુર્ભાગ્યે તે ભ્રમમા પડયો. અસ્તુ હવે દુઃખના દહાડા ગયા અને સુખના દહાડા આવ્યા એમ જાણી સરલા અને વીરસિંહ અત્યંત પ્રસન્ન થયાં.



# ત્રયોવિંશ પરિચ્છેદ.

રાત્રિના નવ વાગી ગયા હતા નિઃસ્તબ્ધ નિશામા અંધકાર પોતાનું વિરાટ સ્વરૂપ વિસ્તારી જગતનું ગ્રહન કરવાને કૃત સંકલ્પ હતો કયાંય પણ કાંઇ કલરવ કર્ણગોચર થતો ન હોતો, જાણે પૃથ્વીએ શાંતિનું સ્વરૂપ ધારણ કર્યું હતું કદિ કદિ કયાંક કયાંક નિશાચર પશુ પક્ષીઓ પોતાના ચિત્કારથી ઘોર નિઃસ્તબ્ધતાનો ભંગ કરી ભયનો સંચાર કરતા હતા આવા અંધકારમાં અરણ્યના એક માર્ગ એક યુવા પુરૂષ ચાલ્યો જતો હતો પ્રચંડ વૃક્ષોને જોઇ તેના મનમા તે લય પામી જતો વાયુ લહરિથી વૃક્ષના પત્રો હાલીને અવાજ કરતા અને તેથી તેના મનમાં ભય ઉત્પન્ન થતો, પરંતુ ઇતસ્તતઃ દ્રષ્ટિ પાત કરવાથી તે દૂર થઇ જતો યદ્યપિ પશુ પક્ષીઓનો ભયાનક નિર્જન અરણ્યમા ભલા ભલા ધીરોને ધૈર્યચ્યુત કરાવે એવો હતો, પરંતુ ઉક્ત યુવા તો એકાગ્ર ચિત્તે પોતાના લક્ષ્ય તરફ ચાલ્યો જતો હતો થોડી વારમાં સહસા તેની ગતિ અટકી અને તે સંદિગ્ધ બની ઉભો રહી ગયો થોડે દૂર તેને એક પ્રચંડ કાય અશ્વ મરેલો પડેલો

જખમોથી તેનાં અંગો ક્ષત વિક્ષત થઇ ગયાં હતાં અને તેપર રૂધિર લાગેલું હતું. આ દૃશ્ય જોઇ તે વિચારવા લાગ્યો અહો, આજે હત્યાને કાંઇ પાર રહ્યો નથી. આ અશ્વ કોઇ સતરૂના હાથથી મરણ પામેલા સૈનિકનો હશે. પરંતુ તે સૈનિકનો હશે પરંતુ તે સૈનિક કોણ હશે તેની કાંઇ સમજ પડતી નથી.

યુવા આવો વિચાર કરતો કરતો આગળ ચાલવા લાગ્યો તે થોડે દુર ગયો. એટલામાં એક રક્ત મય બેસ અને પાઘડી તેના જોવામાં આવી તે જોઇ તે યુવાનું કુતુહલ અધિક વૃદ્ધિગત થયું પરંતુ સમયના અભાવે તેને વિશેષ તપાસ કરવાનો પ્રસંગ મળ્યો નહિ. તે આગળ ચાલવા લાગ્યો. પરંતુ થોડે દુર ગયો એટલે પુનઃ તેની ગતિ રોકાઇ એક પઠાણ કપાઇને જમીનપર પડેલો દૃગ્ગોચર થયો તેને જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ પઠાણ શી રીતે મુઓ, અને કોણે માર્યો, તે કાંઇ પણ તે સમજી શક્યો નહિ યુવાન થોડીવાર ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો. એટલામાં એ બાજુએ આવીને તેને પ્રણામ કર્યા યુવા સ્તંભિત બની ક્ષણ ભરમૌનસ્થ રહ્યો, પછી કુતુહલાક્રાંત થઇ તેણે પ્રશ્ન કર્યો:—

તમે કોણ છો? અને હમણા તમારે મારાથી શી અપેક્ષા છે?

આગંતુક મહારાજ' દાસને ઓળખતા નથી શાંત થાઓ

યુવા તમે પરીચિત જેવા લાગો છો શું વીરસિંહ!

વીરસિંહ મહારાજ આજે દાસે સંપૂર્ણ સ્વામિ કાર્ય કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કર્યું

યુવા વીરસિંહ, આ ઘોર રજનીમા તમે અહીં આવું કરો છો? તમે શું કાર્ય કર્યું!

વીરસિંહ આપને કોઇ વસ્તુ માર્ગમાં મળી હતી?

યુવક " હા એક મૃત અશ્વ અને બીજો મરેલો યવન.

વીરસિંહ મેં માલુમ આપ આજે અહીંઆ આવવાના છો એવા સમાચાર કોઇ ગુપ્તચરના મુખથી સાંભળીને આપનું અનિષ્ટ કરવા અર્થે આવ્યો હતો મેં પ્રથમ તેને સમજાવ્યો પરંતુ જ્યારે

તેણે મારી સલાહ માની નહિ ત્યારે મે તેને યુક્તિ કરીને મારી નાખ્યો. એટલાજ માટે હુ આ ઘોર રજનીમા અતરે આવ્યો હતો.

યુવક ધન્ય છે આજે તમે મારા પર ઘણો ઉપકાર કર્યો એવેનુ પારિતોષિક તમને પ્રસગ આવતા અવસ્ય મળશે

વીરસિંહ દાસ આપની કૃપાનોજ ભૂખ્યો છે. મહારાજ આજ કાલ આપ સાવધનાથી કાર્ય કરશો. આપની પાસે એવો કોઈ ગુપ્ત ચર અવસ્ય છે કે જે નવાબને સર્વ સમાચાર જણાવે છે અસ્તુ આજ્ઞા હોય તો હવે દાસ આપની સાથે રહેશે રાત્રિનો સમય છે અને આપ એકલાજ છો '

યુવા " નહિ, વીરસિંહ કાઇ ચિંતા નહિ

મારો સહાય ઇશ્વર છે, તેજ સદા રક્ષા કરશે. હાલમ હુ એક આવસ્યક કાર્યને માટે જાઉ છુ, માટે હવે તમે પ્રસ્થાન કરો

વીરસીંહ " જેવી આજ્ઞા આપની પાસે ઘોડો નથી માટે આપ મારો ઘોડો લઇ જાઓ"

યુવા ' ઘોડાની પણ હમણા આવસ્યકતા નથી હુ તો હમણા પગે ચાલીનેજ જઇશ તમે મને બીજીવાર મળજો "

વીરસિંહ ' અવસ્ય નિરતર દર્શન કરીશ " એમ કહીને તેણે પ્રસ્થાન કર્યું તેના ગયા પછી મહારાજા પણ ચાલવા લાગ્યા. ચાલતા ચાલતા મહારાજા એક ભયકર વાત પર વીચાર કરવા લાગ્યા વીરસીંહે મહારાજાને કહ્યુ હતુ કે તમારી પાસે એક એવો માણુસ છે કે જે નવાબને સર્વ સમાચાર પહોંચાડે છે આ વાત એવી ભયકર હતી કે તે પ્રત્યે મહારાજાનુ લક્ષ્ય આકર્ષાયા વીન રહ્યુ નહિ અને તેઓ તે પર વિચાર કરતા કરતા ચાલવા લાગ્ય

---

# ચતુર્વિંશ પરિચ્છેદ.

---

અર્ધી રાત વ્યતીત થઇ ચુકી હતી, તે સમયે મહારાજા એક મદિરની પાસે આવી પહોંચ્યા. તેમણે તપાસ કરી તો દ્વાર

બંધ જણાયું તેથી તેઓ ધીમે ધીમે તેને ઠોકવા લાગ્યા થોડી વાર માં અંદરથી કોઇએ ક્ષીણ સ્વરે કહ્યું—

" આ વખતે દ્વાર કોણ ઠોકે છે ? "

ઉત્તર" નરેન્દ્રસિંહ "

પ્રશ્ન " કોનું કામ છે ?

ઉત્તર " પ્રશ્ન કરનારનું "

પ્રશ્ન " ગ્રશ્ન કરનાર કોણ છે તે આપ કહી શકો છો ?

ઉત્તર " ના

પ્રશ્ન " યદિ તે હોય તો પરસ્ત્રીની સાથે ઘોર રજનીમાં એકાંત સ્થળે આપને શું કામ છે ? "

ઉત્તર " શું કોઇ નીચ ઉદ્દેશથી હું આવી શકું ? "

પ્રશ્ન " ત્યારે શું પ્રયોજન છે કહો "

ઉત્તર " કાંઇક છે ખરૂં પરંતુ સનમુખ આવ્યા વિના કહી શકું એમ નથી

પ્રશ્ન " ઠીક પરંતુ આપ નરેંદ્રસિંહ છો તેનું શું પ્રમાણ છે ? "

ઉત્તર " આ વળી નવી વાત થઇ એનો ઉત્તર હું શું આપી શકું ? પ્રત્યક્ષમાં પ્રમાણની શી આવશ્યકતા છે ? "

સરલા " છે, કારણ કે હું પરોક્ષમાં છું "

નરેંસિંહ " હવે હું પરાસ્ત થયો એથી વિશેષ હું કાંઇ પણ કહી શકતો નથી "

સરલા " પરાસ્ત થયા ! વીર વર હોવા છતાં અબલાથી પરાસ્ત થયા ? "

નરેન્દ્રસિંહ " વસ્તુ સ્થિતિ એવીજ છે, કારણ કે અબળાઓ અમના નરો પરંતુ પ્રબલ છે "

સરલા " અસ્તુ એ વાત હવે જવાદો પરંતુ એ તો કહો કે સરલાને આપે શું આપ્યું છે ? "

નરેનદ્રસિંહ " કાંઇ વિશેષ નહી કેવલ એક મુકતાની માળા અને નજડિત પહોંચી. "

આ શબ્દો બોલાયા પછી
સહસા દ્વાર ઉઘડી ગયું અને એક યુવા પુરૂષ નેપથ્યદ્વાર આગળ હસી બોલ્યો —

"ધન્ય મહારાજ, આપ આવીજ રીતે સ્વર ઓળખી શકો છો કે ? તમે કોની આગળ તમારો ગુપ્ત ભેદ કહી દીધો હું કોણ છું તે તમે જાણો છો ?

આ શબ્દો સાંભળી અને યુવાને જોઇ નરેંદ્રની મુખાકૃતિ વિકૃત થઇ ગઇ, તેઓ સ્તભિત થઇ અને ગભરાઇને બોલ્યા " તમો કોણ છો ? "

યુવા-નવાબનો ગુપ્તચર

નરેન્દ્ર ' તો સાવધાન થા દુષ્ટ "

એમ કહી મહારાજા હસ્ત ઉગામી પ્રહાર કરવાને પ્રવૃત થતા હતા એટલામાં યુવાએ હસીને કહ્યું " સાવધાન મહારાજ, હું અબલા છું "

નરેન્દ્ર-શું તમે અબલા છો ?

યુવાએ હા કહી પોતનો સ્ત્રી વેષ બદલી નાખ્યો અને એક સુંદર પ્રભામયી સ્ત્રીનો વેષ ધારણ કર્યો
યદ્યપિ તે સ્થળે તે સમયે વિશેષ પ્રકાશ નહોતો તથાપિ તેને ઓળખી લઇ મહારાજાએ પોતાના હાથમાનુ ખડગ નીચે ફેંકી દીધુ અને હસીને કહ્યુ —

" સરલા તમે પુરૂષનો વેષ પણ લઇ શકો છો ? ધન્ય છે તમને ! તમારી બુદ્ધિચાતુરી જોઇ આજે હું પરમ ચકિત થયો સરલા આજે તમારા પુણ્ય પ્રતાપથીજ મારા પ્રાણ બચ્યા "

' શું થયુ મહારાજ ? ' આપે શું કહ્યુ ? "

નરેન્દ્ર " આજેજ મારી માનવ લીલા સમાપ્ત થઇ જાત, કિંતુ વીરસિંહે મારી રક્ષા કરી,

પછી મહાત્માએ મઠમાં બનેલી સવ ઘટના સરલાને કહી સંભળાવી વીરસિંહનુ નામ અને પ્રશંસા સંભળાવી, વીરસિંહનુ નામ અને પ્રશંસા સાંભળી સરલાના હર્ષની સીમા રહી નહી

ક્ષણ પશ્ચાત તે બોલી મહારાજ, આપના અસીમ ઉપકારના રૂણમા અમે આ જનમ બહુજ છીએ.

નરેન્દ્ર "મારાથી તમારા ઉપર શુ ઉપકાર થયો છે ?"

સરલા આપના આવા નમ્ર સ્વભાવથીજ આપ દેવ રૂપ ગણાઓ છો"

આ સાભળી નરેન્દ્રે હસીને કહ્યુ "પરતુ તમારી દૃષ્ટિમા તો હુ રાક્ષસજ છુ"

સરલા "છટ એ આપ શુ કહો છો ? મે આપને રાક્ષસ ક્યારે ગણ્યા ?"

નરેન્દ્ર "તમે મને રાક્ષસજ ગણો છો ! અને તેનુ પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે હજી સુધી તમે મને અવિશ્વાસુ ગણીને તમારો પરિચય આપતા નથી"

સરલા "આજે આપને હુ અવસ્ય મારો પરિચય આપીશ પરતુ તે પુર્વે એક વાત જાણવાની ઇચ્છા છે'

નરેન્દ્ર "તમારી ઇચ્છા તો આખો જનમ પૂરી થવાની નથી અસ્તુ. જે ઇચ્છા હોય તે કહો"

સરલા આપે સરલાને કેવા ભાવથી જોઇછે અને તેની સાથે કેવુ વર્તન કરવાની ઇચ્છા છે ?"

નરેદ્ર સંસાર માત્રનો પ્રેમ મે સરલાને અપણ કર્યો છે. મારા તન મન પ્રાણ સઉ તેનાં થઇ ચુકયા છે મારી પાસે કાંઇ પણ રહ્યુ નથી"

સરલા "મહારાજ, મલ્લિકા શુ અધિક રૂપવતી છે ? સસારમાં એવી અસખ્ય રમણીઓ છે તો પછી આપ તેને માટે એટલા બધા આગ્રહી કેમ છો ?

નરેદ્ર "જા તમે મારી દ્રષ્ટિથી મલ્લિકાને જુઓ તો ત્રૈલોકયમાં તેના જેવી એક પણ સુદરી તમને જણાશે નહિ વળી પ્રેમ શુ રૂપની સ્પૃહા રાખે છે ! જે માણસ ગુણ ન જોતા કેવલ રૂપજ જુએ છે તેનામા વિશુદ્ધ પ્રેમનો વાસો નથી. આવો માણસ તો કેવલ પશુજ છે !"

સરલા " અજ્ઞાન કુલશીલા બાલા પર આટલા આસક્ત થવું એ આપને શોભતુ નથી.

નરેન્દ્ર " સરલા પ્રણય એ જાતિ, કુલ, રૂપ, કે ધનને જોતા નથી વિશુદ્ધ પ્રેમ એ નૈસર્ગિક અને સ્વર્ગીય વસ્તુ છે પ્રણયી પોતાના પ્રેમપાત્રના દુષણને ભૂષણ રૂપ માને છે

સરલા અજ્ઞાન કુલશીલનો રાજકુલ સાથેનો સબંધ ટકી શી રીતે શકશે ? '

નરેન્દ્ર શું ટકી ન શકે ! સરલા યદિ ત્રૈલોક્ય માતાથી વિમુખ થઇ જાય તો પણ મલ્લિકાના સંગ નિર્જન અરણ્યમા મને સ્વર્ગીય સુખ આપશે અને મલ્લિકા વિના ઇદ્રિપદ પણ મને બોજા સમાન લાગશે તમો નિશ્ચય પુર્વક માનજો કે મલ્લિકાના પ્રાપ્તિની આશાથી જ હુ જીવન ધારણ કરી રહયો છું

સરલા " તો મહારાજ, તેની આશા આપ છોડીદો

નરેન્દ્ર " સરલા હુ પ્રતિજ્ઞા પૂર્વક જણાવુ છુ કે હુ રાજપાટ માન મ તબો, પરિવાર, સસરિક સુખ આદિ સર્વનો પરિત્યાગ કરીશ પરતુ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી મલ્લિકાને પ્રાપ્ત કરવાની અશાનો ત્યાગ કરીશ નહી

સરલા " ત્યારે તો આપ આ સુખસદનને નિર્જનવન બનાવવા માગો છો '

આ શબ્દો સાંભળી નરેન્દ્રને સહસ્ત્ર વૃશ્ચિકના દશના કરતાં પણ અધિક યાતના થઇ તેમણે ક્ષણભર મૌન રહી દીર્ઘ નિશ્વાસ નાખી ભગ્ન સ્વરે કહ્યુ —

સરલા " આવા શબ્દો સાંભળવાની તમારા તરફથી મેં આશા રાખી નહોતી.

સરલા તો શુ કરૂં મહારાજ એમાં મારો શો અપરાધ છે ! હુ પણ પરાધીન છુ.

નરેન્દ્ર " ઠીક થયુ હવે વિશેષ કહેવાની કાંઇ પણ આવશ્યકતા નથી તમારી સાથે મારો આ અતિમ મેળાપ છે યદિ વિદ પોતાની પ્રિયતમ માગે તો તે તેને આપશો હુ આજથી ત્રીજે

દિવસે મલ્લિકા દેવીના નામે મારૂં રાજ્ય લખી દઇ ગમે ત્યાં ચાલ્યો જાઇશ. સરલા યદિ તમે એક વાત મલ્લિકા દેવીને કહેજો તો તમારો મારા ઉપર ઘણો ઉપકાર થશે તેને મારૂ રાજ્ય સ્વીકાર કરવાને તમે કહેજો જો તે કદાપિ મારૂ સ્મરણ કરશે તો મારો આત્મા સ્વર્ગમા અનંત સુખનો અનુભવ કરશે અધિક શુ કહુ હવે મારે માટે તો नैराश्य परम सुखं

એટલુ કહેતા કહેતા નરેન્દ્રનો કંઠ રૂદ્ધ થઇ ગયો અને તેની આંખો માથી ઉષ્ણ અશ્રુધારા પ્રવાહિત થવા લાગી તેઓ ભગ્ન હૃદય થઇ ત્યાથી ઉઠી ગમન કરવાને ઉદ્યત થયા તેમની આ દશા જોઈ સરલનુ હૃદય છિન્ન ભિન્ન થઇ ગયુ અને તેની આંખોમા અશ્રુ આવ્યા તે પોતાના પાલવની અગ્રલુછી સ્વસ્થ થઇ અને નરેન્દ્રનો હાથ પકડી બોલી—

" મહારાજ શાંત થાઓ મલ્લિકા આપનીજ છે પરંતુ—

નરેન્દ્રની બુદ્ધિ ભ્રમિત થઇ અને તે ઉભો સરલાનુ મુખ નિરખવા લાગ્યો પછી તે બોલ્યો

સરલા તમારામા કેટલી ગંભીરતા છે તેનો કોઈ પાર પામી શકે એમ નથી તમારી વાતમા કેટલું રહસ્ય ભરેલુ છે તે સમજી શકાય-એમ નથી

સરલા મલ્લિકા આપને ચાહે છે કિંતુ—

નરેન્દ્ર " શુ આ સમયે મારી સાથે પરિહાસ કરી દાઝયાપર મીઠુ છાંટો છો ?

સરલા તેમ કેવી રીતે ?'

નરેન્દ્ર " તમે પળમા મલ્લિકાની આશા છોડાવો છો અને પળમાં પુનઃ બાંધાવો છો તમારે મન તો હાસ્ય છે અને મારોતો પ્રાણ જાય છે. તમે આટલા વજ્ર હૃદય કેમ થયા ?

સરલા " મહારાજ, મે પરિહાસ પણ કર્યો નથી અને મિથ્યા વાત પણ કહી નથી આપ મારા પર વ્યર્થ દોષારોપ કરોછો.

નરેન્દ્ર " ત્યારે જે વાત હોય તે સત્ય કહી દો

સરલા " હમણા કહુ છુ, પરંતુ આપને એક પ્રાર્થના છે

નરેન્દ્ર " આજે ભાગ્ય દેવી મારા પર પુરે પુરી રૂઠી છે હું એવા અપશુકનથી ઘરમાંથી નીકળ્યો છુ કે હુ ખનો કાઇ પાર નથી બોલો તમારી શી પ્રાર્થના છે ?

સરલા " આપ મલ્લિકાને પ્રાપ્ત કરશો, કિંતુ—

નરેન્દ્ર " તમારૂ તો ' કિંતુ 'જ પુરૂ થતુ નથી !

સરલા " મલ્લિકાની માતા જીવત છે અને તો એક માગણી છે તે માગણી પુરી પાડ્યા વિના મલ્લિકા મળવી અશક્ય છે "

નરેન્દ્ર ' તેની માગણી શી છે ? શીઘ્ર કહો મલ્લિકાને માટે હુ પ્રાણાર્પણ કરવાને પણ પ્રસ્તુત છુ. "

સરલા " આપનુ માર્કંડેયના જેટલુ આયુષ્ય થાઓ "

સરલા " લો સાભળો ત્યારે મલ્લિકાના પિતા જે દુષ્ટે ષડયત્ર કરીને મારી નાખ્યા છે તેનુ મસ્તક જ્યા સુધી આપ કાપી લાવશો નહિ ત્યા સુધી મલ્લિકાની માતા પોતાની પુત્રી આપને અર્પણ કરશે નહી તેણે આ પ્રકારની પ્રતિજ્ઞા કરી છે'

નરેન્દ્રસિહ નાદ કરીને કહ્યુ " હમણા ને હમણા તે દુષ્ટનો પરિચય આપો તેનો પરિચ્છેદ પ્રથમ કરીશ અને પછી બીજુ કામ કરીશ સરલા હુ પણ પ્રતિજ્ઞા કરૂ છુ કે મલ્લિકાના વૈરીનો શિરચ્છેદ કર્યા વિના કદાપિ તેનુ પાણિગ્રહણ કરીશ નહિ "

આ સાભળી સરલા પુલકિત થઇ કહેવા લાગી ' ધન્ય મહારાજ આપ દેવ છો આપ અવશ્ય એ કામ કરશોજ એ પણ મારી ખાત્રી છે, પરતુ—

નરેન્દ્ર " પુન તમારૂ પરતુ આવ્યુ ! સરલા તમારી વાતની આગળ હુ પરાસ્ત થયો છુ "

સરલા " મહારાજ દાસીનો અપરાધ ક્ષમા કરશો દાસીએ આપની સાથે જે વિતડાવાદ કર્યો તે ઘણો રહસ્ય સુન્ન તો નથા વૃદ્ધ મંત્રિનો નાશ કોણે કર્યો તે જાણો છો ?

નરેન્દ્ર " તને આ વાતની સાથે સબંધ છે ?

સરલા " તે પાછળથી કહીશ પરંતુ પ્રથમ આપ મંત્રીજીના શત્રુને ઓળખો છો કે નહિ તે કહો

નરેન્દ્ર સરલા મેં ઘણી તપાસ કરી, પરંતુ દીર્ઘકાળ પર્યંત તે સંબંધી કાંઈ પણ હકિકત મને મળી નહિ પરંતુ થોડા દિવસથી સર્વ વૃત્તાંત મારા જાણવામાં આવ્યું છે તે ઘૃણા કાર્ય કરનાર તુગરલ છે "

સરલા અને જાણ્યા છતાં પણ આપ તે દુષ્ટને દંડ આપતા નથી ? તે પાપીને આપ શી શીક્ષા કરશો

નરેન્દ્ર " હવે અલ્પ સમયમાં હું તે અત્યાચારીનો શિરચ્છેદ કરીને મંત્રી મહાશયનું વેર લઈશ

સરલા " આપ યથાર્થ પ્રાતઃસ્મરણીય મહાત્મા છો "

નરેન્દ્ર "મેં પાદશાહની સાથે એવો પણ ઠરાવ કર્યો છે કે બંગાળાના જમીનદારોની તુગરલે લઈ લીધેલી સ્થાવર વા જંગમ મિલ્કત તેમને પાછી સોંપવી "

નરેન્દ્રના આ શબ્દો સાંભળી સરલાના આનંદનો પાર રહ્યો નહિ તેણે નરેન્દ્રના ચરણોપર મસ્તક નાખીને કહ્યું –

'આજ મહારાજ દાસીનો મનોરથ પૂર્ણ થઈ ગયો હવે આપ શીઘ્ર મલ્લિકાને પ્રણામ કરશો. આપની મલ્લિકા પરમ ભાગ્યવતી છે "

સરલા 'મહારાજ, મલ્લિકા તેજ મંત્રી મહાશયની એકની એક પુત્રી છે આપની હૃદય હારિણી મલ્લિકા–સૌભાગ્યવતી મલ્લિકા–મારી સખી મલ્લિકા મંત્રીજી નીરજ્યા '

નરેન્દ્ર (ચકિત થઈ) "આ શું સત્ય વાત કહો છો ?"

સરલા "મહારાજ, એની સત્યતા વિષે લેશ પણ શંકા લાવશો નહિ"

આ શબ્દો સાંભળી મહારાજા નરેન્દ્રસિંહને ચક્કર આવ્યા અને તેઓ ધમ દઈને પૃથ્વી પર તુટી પડયા તેમનું અંગ શીર્ષ અને મુખાકૃતિ મ્લાન થઈ ગઈ તેમણે બોલવાની ચેષ્ટા કરી, કિંતુ વાક્ય સ્ફુર્તિ થઈ નહિ તેમની આ દશા જોઈ સરલાના મર્મને આઘાત થયો, પરંતુ તે આત્મ સંયમ કરી શાંત થઈ અને નરેન્દ્રનો હાથ પકડી તેને ઉઠાડીને બોલી —

"મહારાજ, જે બનવાનુ હતું તે બની ચૂક્યુ, હવે શોક કરવાથી શો લાભ ?"

નરેન્દ્ર" મંત્રીજીની સ્ત્રી અને કન્યાને આટલુ બધુ દુઃખ છે એ વાતની ખબર મને હમણાંજ પડી"

સરલા "આપ તેમની મુલાકાત કરવા માગો છો ?"

નરેન્દ્ર "સરલા, તેમનાં દર્શનથી હમણા હર્ષ કરતાં શોક વિશેષ થશે એટલા માટે જ્યારે તુગરલનુ મસ્તક લાવીશ ત્યારે હુ તેમની મુલાકાત કરીશ"

સરલા "હમણાં પણ દર્શન કરવામાં કાંઇ વાંધો નથી ચાલો. માતાજી આપનાં દર્શન કરવાને ઉત્કંઠિત થઇ રહ્યાં છે"

નરેન્દ્ર 'ચાલો, ઠીક."

સરલા "વળી મલ્લિકા પણ તમારા દર્શન કરવાને આતુર બની રહી છે"

નરેન્દ્ર "સરલા, તમારી અસીમ કૃપાનો બદલો હુ શી રીતે વાળી શકું ?"

સરલા "હવે એ સૌ વાત પછી કરજો ચાલો અર્ધી રાત વ્યતીત થઇ ચૂકી છે."

નરેન્દ્ર 'ચાલો, સરલા પરંતુ તમે તમારો પોતાનો અને સુશીલાનો પરિચય આપ્યો નહિ"

સરલા "સુશીલાનો પરિચય આપને મલ્લિકાની તરફથી મળશે અને મારૂ વૃત્તાંતપણ શીઘ્ર આપના જાણવામાં આવશે ચાલો હવે ચાલો"

નરેન્દ્ર 'ચાલો."

ત્યારપછી તે બન્ને જણ માર્ગે ચાલ્યા માર્ગમાં સરલાએ પુનઃ પુરૂષ વેષ ધારણ કર્યો. ઉભય નિસ્તબ્ધ ચાલતા હતાં.

પાઠક, વૃદ્ધાની આજ્ઞા લઇ સરલા આવી હતી તે હવે નરેન્દ્રને લઇને મુકામ તરફ ચાલી.



# પંચવિંશ પરિચ્છેદ



સન્ધ્યાકાળ થવાની તૈયારી હતી. સૂર્યદેવ પોતાના કરથી પ્રાચીન દિશાને લાલ વસ્ત્ર પરિધાન કરાવી અસ્ત થવા ઇચ્છતા હતા. પક્ષીઓ કોલાહલ કરતાં કરતાં માળા તરફ પાછાં ફરતાં હતાં. સાંધ્ય શીતલ સમીર સૌગંધ્ય લઇ દશે દિશાઓમાં પ્રવર્તી રહ્યો હતો.

આ સમયે બે ષોડશી બાલાઓ એક રમણીય પુષ્પોદ્યાનમાં બેસી માલા ગ્રથન કરતી હતી. તેઓ પરસ્પર હાસ્ય વિલાસ કરતી માલા ગ્રંથન કરતી હતી. તે ઉભય મલ્લિકા અને સુશીલા વ્યતિરિક્ત અન્ય કોઇ નહોતી. સુશીલા હસીને બોલી —

"મલ્લિકા બેન, સરલા ક્યારે આવવાનું કહી ગઇ છે?"

મલ્લિકા "મને કાંઇપણ કહ્યું નથી. તને કહ્યું હશે!

સુશીલા 'હા, મેજ તેને મોકલી છેને! ખરૂં કેની!"

મલ્લિકા "એમાં શો શક! તું વિનોદને મળવાને કયાં થોડી આતુર છે!"

સુશીલા "ઠીક, સુન્દર હાર બનાવો કે જેથી પ્રિયતમની હૃદય હારિણી બનો-જો જો, કોમલ પુષ્પોની કઠોર કલિ પ્રિયતમના હૃદયમાં ખેંચી ન દેશો."

મલ્લિકા "જો, સુશીલા આટલી બધી અચળ બનીશ નહિ ધીરજ ધર શીઘ્ર તારા વ્હાલનો તને મેળાપ થશે"

સુશીલા "હે રામ, આજે શીઘ્રતાથી રાત કેમ પડતી નથી!"

મલ્લિકાએ સુશીલાના ગુલાબી ગાલ પર ચુમ્બન કરી કહ્યું.—

"સુશીલા, તું તારી પંડિતાઇ વ્યર્થ શા માટે ખર્ચી રહી છે? આટલા વ્યગ્રની શી આવશ્યકતા છે! તું તારી માલામાં શીલ્પ ચાતુરી દર્શાવી વિનોદને મોહિત કરી લેજે તું વિનોદના રંગમાં આટલી બધી ગાઇ જશે એવી મને સ્વપ્ને પણ કલ્પના નહોતી."

સુશીલા "ક્યાંની વાત ક્યાં લઇ ગયા ! સાચી વાત કહેતાં પણ તમે પરિહાસ કરવા લાગ્યા ! બ્હેન, હું કોને માટે માળા બનાવું છું ? તમારેજ માટે મલ્લિકા, આજે હું તમને પુષ્પોથી શૃંગારી રાધા બનાવીશ "

મલ્લિકા "અને હું તને કૃષ્ણ બનાવીશ કેમ, કેવી સુંદર રાસલીલા થશે ! પરંતુ વિનોદ કૃષ્ણ અને તું રાધા બને તો બહુ ઉત્તમ થાય "

સુશીલા "તમારી સાથે વાદવિવાદ કરવામાં કોણ જીતે એમ છે ?"

એમ કહી સુશીલાએ અવનતમુખ કર્યું તે લજ્જાની મારી મલ્લિકા પ્રતિ દ્રષ્ટિ કરી શકી નહિ પરંતુ મલ્લિકા કયાં તેને છોડે એમ હતી તેણે સુશીલાને ચુંબન કરી હસતાં હસતાં કહ્યું -

"સુશીલા "

સુશીલા " મલ્લિકા બેન !—"

મલ્લિકા "તું એક કામ નહિ કરે ?"

સુશીલા "ના, મારાથી તમારૂં કામ ન થાય, સરલાને કહો "

એમ કહી સુશીલા હસવા લાગી અને મલ્લિકાથી પણ હસી પડાયું આ વખતે અંદરથી કોઇ બોલ્યું "દિકરી મલ્લિકા જરા અહીંઆં તો આવ " આ શબ્દો મલ્લિકાના કર્ણપટ પર અથડાતાંજ તે શીઘ્રતથી ઉઠી સુશીલા પ્રતિ બોલી -

"સુશીલા, માતાજી બોલાવે છે જોઉં, શું કહે છે હું આવું ત્યાર સુધીમાં તું શેષ પુરૂં લે "

એમ કહી મલ્લિકા શીઘ્રતાથી ચાલી ગઇ તેને કમલા દેવીએ બોલાવી હતી. સુશીલા ત્યાંજ બેઠી બેઠી માલા ગુંથતી રહી એકાએક મનથી માલા ગુંથતાં ગુંથતાં તેના નેત્રોમાં એક બે આંસુ બિન્દુ આવ્યાં અને ક્રમશ ગાલ પરથી સરી ભૂમી પર પડ્યાં સુશીલા દીર્ઘ નિશ્વાસ નાખી મનમાં બોલી -

'હું આ માળા લઇને શું કરૂં ?"

એમ કહીને પોતાની બનાવેલી માલાઓ લઇને ઉઠી અને તેમને તોડી નાખીને જમીનપર ફેંકી દીધી તેણે પુન દીર્ઘ નિશ્વાસ નાખી મંદ સ્વરે કહેવા માંડ્યું -

આ માળાઓ રાખીને હું શું કરત ? હું શું એ સુખને યોગ્ય છું ? મારું શું એવું ભાગ્ય છે ? વામન હોવા છતાં આકાશસ્થ ચંદ્રમાને પકડવાને હાથ લાંબા કરવા એ શું મુર્ખતા નથી ? શું તેઓ મને અભાગિનીને સુભાગિની બનાવશે ? મારામાં એવા કયા ગુણો છે કે જેથી તેઓ મારા પર મોહિત થશે ? તો પણ હવે માન તન મનતો તેમનાજ થઇ ચુક્યાં છે તેઓ મારો ત્યાગ કરી શકશે, પરંતુ હું શત જન્મ તેમનો ત્યાગ કરીશ નહિ જ્યારે પ્રસંગ આવશે ત્યારે તેમના ચરણ પર પડી હસ્ત જોડી રોતી રોતી વિનીત વચનથી નિવેદન કરીશ નાથ, આ દાસી આપનીજછે, અને આપના ચરણનીજ છે, એને આપના ચરણની સેવાથી વંચિત કરશો નહિ દાસીને એથી કાંઇ પણ વિશેષની અપેક્ષા નથી શું આ વિનીત વચનો તેઓ લક્ષમાં નહિ લેશે ? શું તેઓ એટલા એ નિષ્ઠુર છે ? શું તેઓ એટલા વજ્ર હૃદય છે ? શું તેઓ એટલા પ્રેમ શુન્ય છે ? શું તેઓ એટલા નિર્દય છે ? કદાપિ નહિ તો શું તેઓ મારી કરૂણાજનક પ્રાર્થના પર લક્ષ્ય નહિ આપશે ? પરંતુ તે સુદિન ક્યારે આવશે ? હાય, મુજપાપિની જીવ્હા કપાઇ કેમ નહિ ગઇ ? મે શામાટે તે દેવ મુર્તિનો અવિશ્વાસ કર્યો અને તેમને કટુવચન કહ્યાં ? નાથ દાસીનો અપરાધ ક્ષમા કરશો ?

એમ બોલતા બોલતાં સુશીલાની આંખોમાંથી અશ્રુની વર્ષા થઇ અને મુખ મ્લાન થયું તે ગુપ્ત રીતે રોવા લાગી એવામાં મલ્લિકા ત્યાં આવી પહોંચી સુશીલા આ સમયે એટલી વિહ્વળ અને બે ધ્યાન બની ગઇ હતી કે મલ્લિકાના પગલા પણ તેના સાંભળવામાં આવ્યા નહિ. મલ્લિકા તેનો મનોભાવ સમજી શીઘ્ર તેને કંઠાશ્લેષ કરી હસતી હસતી બોલી —

સુશીલા, માળા કેમ છિન્ન ભિન્ન કરીને ફેંકી દીધી ? અને આ પ્રકારે વ્યર્થ તું રૂએ છે શા માટે ?

સુશીલા પોતાનો મનોભાવ છુપાવવાનો માર્ગ નહિ જોઇ લજ્જીત થઇ મોટેથી રોઇ પડી. તેને રોતાં અટકાવવાને મલ્લિકાએ

૨ ચાલ, મા બોલાવે છે.

ઠીક ચાલો બેન, પછી તે ઉભય સખીઓ ઘર તરફ આવી

પાઠક, જે દિવસે સરલા કમલાદેવીની આજ્ઞા લઇ નરેન્દ્ર સિંહને બોલાવવા ગઇ હતી તે દિવસની આ ઘટના છે આજે મલ્લિકાના હર્ષની સીમા નથી, કારણકે આજે નરેન્દ્રના મિલનની તેને આશા છે પરંતુ સુશીલા આજે અત્યંત વિરહયાતના ભોગવી રહી છે આ સંસારની લીલાછે કે કોઇ સુખી હોય છે અને કોઇ દુખી હોય છે

આજે વિનોદના આગમનનો સંભવ ન હોતો તેથી મલ્લિકા સુશીલાને માટે અત્યંત ચિંતિત થઇ અને તેને ઉદ્યાનમાંથી પોતાના દિવાનખાનામાં લઇ જઇ અનેક ઉપાયોથી તેનું મન પ્રસન્ન કરવા લાગી.

## ષષ્ઠવિંશ પરિચ્છેદ.

કમલાદેવી પોતાના દિવાનખાનામાં બેસી પૂજા કરતી હતી. રાત્રિનો સમય થઇ ગયો હતો, તો પણ તેની પૂજાની પૂર્ણાહુતિ થઇ નહોતી પરંતુ થોડીવાર પછી તે તેની પૂર્ણાહુતિ કરી પુસ્તક વાંચવા લાગી આ સમયે સરલા આવીને સન્મુખ ઉપસ્થિત થઇ કિંતુ કમલા પુસ્તકના પઠનમાં એટલી લીન થઇ ગઇ હતી કે તેણે સરલાને પોતાની સામે ઉભેલી જોઇ નહિ સરલા પણ શબ્દોચ્ચાર કર્યા વિના ત્યાં ઉભી રહી હવે સરલાની સમીપ એક બીજી રમણીએ આવીને તેનો હાથ પકડયો તે જોઇ સરલા હર્ષિત બની ધીમે ધીમે તેના કાનમાં કહેવા લાગી —

પ્રિયસખી મલ્લિકા, મહારાજ પધાર્યા છે. જા, આજે શયન ગૃહમાં જાગૃત રહેજે

ઉક્ત રમણી આપણી વાર્તાની નાયિકા મલ્લિકા હતી. તેણે ધીમેથી સરલાનો હાથ દબાવી કહ્યું " ચૂપ મા સાંભળશે તો શું કહેશે " એમ કહી તે ત્યાંથી ચાલી ગઇ.

સરલા ત્યાં થોડીવાર ઉભી રહી એટલે કમલા દેવીનુ પરિશીલન પૂર્ણ થયું અને તેણે સન્મુખ સરલાને જોઇ ઉત્સાહ પૂર્વક કહ્યું "સરલા, તુ આવી પહોંચી? તુ ક્યારની અહીંઆ ઉભી છે!"

સરલા "મને આવ્યાને દોઢ ઘડી થઇ હશે પરંતુ તમે પુસ્તક વાંચતા હતાં તેથી હુ કાંઇ બોલી નહિ"

કમલા "શા માટે નહિ બોલી—અસ્તુ શા સમાચાર છે?"

સરલા "આપના દર્શન કરવાને માટે મહારાજ આવ્યા છે"

કમલા "સાચુ કહે છે? શુ મહારાજ પધાર્યા છે? અને તે આટલીવાર સુધી તેમને ઉભા રાખી મને ખબર નહિ આપી? સરલા, તારૂ આ કાર્ય અનુચિત છે મહારાજ, આપણા વિષે શુ ધારશે? તેઓ કાંઇ સાધારણ વ્યક્તિ નથી, બંગ દેશના પ્રધાન નરેશ છે"

સરલા "મા, આપની વાત સત્ય છે, પરંતુ તેઓ લેશ પણ રુષ્ટ થશે નહિ તેઓ તો દેવ પુરૂષ છે તેઓ આપને માતા સમાન ચહાય છે આજ્ઞા હોય તો તેમને તેડી લાવુ

કમલા "શીઘ્રજા હવે વિલમ્બ શા માટે કરે છે?"

સરલા નરેન્દ્રને તેડવા ગઇ અને કમલા દેવીએ કાંઇક વિચાર કરી મલ્લિકાને સાદ કર્યો "દિકરી મલ્લિકા, અહીંઆ આવ"

મલ્લિકા નિકટના ઓરડામાં બેઠી બેઠી બધી વાત સાંભળતી હતી અને તે માતાની બોલાવવાની શીઘ્ર ત્યાં આવી પહોંચી તે લજ્જાથી મુખ ઢાંકી સંકોચ પૂર્વક બોલી "શુ કહો છો, મા"

કમલા "દિકરી, ભાગલપુના મહારાજો આવે છે, તેમને માટે એક ઉત્તમ આસન તૈયાર કર"

એમ કહી કમલા દેવીએ પ્રેમ પૂર્વક મલ્લિકા તરફ જોયુ તેના હૃદયમાં આનંદ માતો ન હોતો મલ્લિકાનો મનો ભાવ જાણી તેનું હૃદય શિતલ થયુ મલ્લિકાએ નરેન્દ્રને માટે એક ઉનનુ આસન પાથર્યું અને સરલા નરેન્દ્રને લઇને અંદર આવી ઉભય પ્રેમીઓ એક બીજાને જોઇ પરમ હર્ષિત થયા ચાર આંખો એકત્ર થતાં ઉભય લજ્જિત થયાં સંકોચથી સરલા ત્યાંથી પલાયન કરી ગઇ કમલાએ તેને 'દિકરી મલ્લિકા ચાલી શા માટે જાય છે? અહીંઆં આવ,

હરકતથી છે ?” એ પ્રકારે બે ત્રણવાર બુમ પાડી, કિંતુ મલ્લિકા આવી નહિ આદ્રશ્ય જોઇ મહારાજાના હૃદયમાં આનંદ સ્રોત પ્રવાહિત થવા લાગ્યો અને તેઓ ક્ષણભર સ્તંભિત થઇ જવાના ત્યાં ઉભા રહ્યા પછી તેઓ શીઘ્રતાથી કમલાના ચરણે પડી બાલ વત રોદન કરવા લાગ્યા.

તેમની આ દશા જોઇ કોમલ હૃદયા કમલાનું હૃદય પણ દ્રવી ગયું તેમની આંખોમાંથી પણ વેગ પૂર્વક અશ્રુ પતિત થવા લાગ્યા અને ક્ષણ ભર કોઇને પણ વાક્ય સ્ફુર્તિ થઇ નહિ પછી કમલાએ સહસા મહારાજાના હાથ પકડી ઉઠાડયા અને પોતાના હૃદય સરસા ચાંપ્યા પછી તેમના કપોલપર ચુંબન કરી પોતાના પાલવવતી તેમના અશ્રુ લુછવા માંડયા.

નરેન્દ્રે ગદ ગદ કંઠે કહ્યું “મા, મારો એવો તે કયો અપરાધ છે, કે આપે મારાથી આટલા રૂષ્ટ થઇ બેઠા છો ! હાય, આજ પર્યંત આ અધમને આપનું કાંઇ વૃત્તાંત પણ પહોંચાડયું નહિ શું હું એટલો અધમ અને પતિત છું કે આપની સેવા સુશ્રૂષને યોગ્ય પણ રહ્યો નથી ”

નરેન્દ્રના કરૂણા પૂર્ણ શબ્દોથી કમલાનું ચિત્ત આર્દ્ર થઇ ગયું અને તે હૃદયના ઉમળકા પુર્વક બોલી ‘ વત્સ નરેન્દ્ર, આજે હું યથાર્થ પુત્રવતી થઇ મને એવી આશા નહોતી કે જગતમાં કોઇ મારો ધર્મ પુત્ર થશે પરંતુ આજે તમારા મુખમાંથી ‘ મા ’ શબ્દ સાંભળી મને જે આનંદ થયો તે મારાથી શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી જે સમયે અમને ગૃહત્યાગ કરવાનો પ્રસંગ આવ્યો તે સમયે વૃદ્ધ મહારાજા મહારાણી અદ્રશ્ય થયા હતા અને તમે ઉદ્વિગ્ન સ્થિતિમાં હતા, તેથી અમે તમને કાંઇપણ હકિકત પહોંચાડી નહિ ”

નરેન્દ્ર “મા અતિ આશ્ચર્યની વાત છે કે તે ઘટના બન્યા ને બે વર્ષ થઇ ગયાં, પરંતુ અદ્યાપિ પર્યંત તમને ખબર પહોંચાડવાનો અવકાશ મળ્યો નહિ ! અવશ્ય, આપ અમારા પ્રત્યે રુષ્ટ થયા હશો ”

કમલા “નહિ, બેટા તમારા પ્રત્યે વળી રોષ [illegible] હવે એ વાત જવા દો ગતંન શોચામિ આજે મારી ઉપર તમારો નિષ્કપટ માતૃ

પ્રેમ જોઈને હું મને મહા ભાગ્યશાળી સમજું છું હવે મને કાંઈપણ દુઃખ નથી તમને જોઈને મારું હૃદય શિતલ થયું છે કિંતુ—''

નરેન્દ્ર ' આપના સુખમાં હજી કાંઈ ત્રુટિ રહેલી જણાય છે"

કમલાએ દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું "ના એ કાંઈ નથી"

નરેન્દ્ર "અવશ્ય આપના મનમાં કાંઈક ગુપ્ત વાત છે "

કમલા "વિશેષ કાંઈ નહિ કેવલ તુગરલનો અત્યાચાર મને ઘણો સાલે છે "

નરેન્દ્ર "આપના મળ્યા પૂર્વે મે જ્યારે આપના કુટુંબની દર્શાની હકિકત સાંભળી ત્યારથીજ મે પાદશાહની સાથે મળી તુગરલનો વધ કરવાનો નિશ્ચય કર્યો હવે હુ શીઘ્ર તેનો શિરચ્છેદ કરી મારી પ્રતિજ્ઞા પુર્ણ કરીશ અને મંત્રી મહાશયના ઋણમાંથી મુક્ત થઈ અને તે નરાધમનું છિન્ન મસ્તક આપના ચરણ આગળ મુકી યથાર્થ ક્ષત્રિયત્વનો પરિચય આપીશ યદિ દૈવવશાત આ કાર્ય મારાથી સિદ્ધ નહિ થશે તો આ દેહનુ બલિદાન આપીશ પરંતુ કાર્ય સિદ્ધ કર્યો વિના આપને મારૂ મુખ દર્શાવીશ નહિ. માટે મા મને આશિર્વાદ આપો કે જેથી આ કાર્યમાં સફળતા મળે "

આ શબ્દો બોલતા નરેન્દ્રની આંખ આરક્ત બની ગઈ અને શરીર કંપિત થવા લાગ્યું કમલાએ તેમનો હાથ પકડી તેમને શાંત કર્યા અને કહ્યું:—

"વત્સ, શાંત થાઓ આ અવલોકિક કાર્ય કરવાને તમે શક્તિમાન થશો એવો મને નિશ્ચય છે "

નરેન્દ્ર "આપ પ્રત્યે મારી એક પ્રાર્થના છે "

કમલા "બેટા, શુ પ્રાર્થના છે ?

નરેન્દ્ર "પિતા માતાના દર્શન ખાલી હાથે ન કરવાં જોઈએ, માટે કિંચિત ભેટ લાવ્યો છુ તેનો આપ સ્વિકાર કરો "

એમ કહી નરેન્દ્ર પોતાની કમરમાથી એક ઝવેરાતનો ડબ્બો કાઢી કમલાના ચરણે રાખી દીધા

કમલા અવાક બની અનિમિષનેત્રે નરેન્દ્રની તરફ જોવા લાગી તેનો ભાવ સમજી નરેન્દ્ર નમ્રતા પુર્વક બોલ્યો "માતાજી, તમે

નરેન્દ્રની ભેટ સ્વિકારવાને આનાકાની કરો છો એ શું ઉચિત છે?"

કમલા "એ ભેટ હમણાં રહેવા દો ક્ષમા કરો બીજીવાર લઇશ."

નરેન્દ્ર "તો આપનો આ અધમપર ખરેખરો પ્રેમ નથી. આપના આ વર્તનથી શું મને દુખ નહિ થશે?"

કમલા "વત્સ, તમારી નમ્રતા અને પ્રેમ જોઇ આજે મારો અહંકાર નષ્ટ થયો છે અને મે મારી પ્રતિજ્ઞાને પણ તિલાંજલિ આપી છે"

નરેન્દ્ર "પ્રતિજ્ઞા કેવી?"

કમલ "મે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાં સુધી હું વેરી પર વેર લઇશ નહિ ત્યાં સુધી હું કોઇની સહાયતા સ્વિકારીશ નહિ મારા પોતાના અલંકારોથી નિર્વાહ કરીશ અને મારી તે પ્રતિજ્ઞા ભંગ થઇ છે"

નરેન્દ્ર "માતાજી આપની પ્રતિજ્ઞા ભંગ થઇ નથી."

કમલા "કેવી રીતે?"

નરેન્દ્ર "સહાયતા અન્યની પાસેથી લઇ શકાય છે પુત્રની તો સેવાજ હોય છે અને એ સેવા કરવી એ પુત્રનો ધર્મ છે તથા તે સેવા સ્વિકારવી એ માતાનો ધર્મ છે અસ્તુત મે સહાયતા કરી નથી, પરંતુ યતકિંચિત સેવા કરી છે માટે સેવાને સહાયતા કહીને આપ મારૂ હૃદય દુખાવશો નહિ."

કમલા "બેટા, આજ સુધી હુ જાણતી નહોતી કે આપ દેવ સ્વરૂપ છો નહિ તો આપને મળવાને હુ આજ સુધી વિલંબ કરૂં નહિ અહા, સરલા તમારી જેટલી પ્રશંસા કરતી હતી તે કરતા પણ તમે અધિક શુરવીર સજ્જન અને બુદ્ધિમાન છો

નરેન્દ્ર "આપ મને લજ્જીત શા માટે કરો છો! સરલાની વાતમાં શુ ઠેકાણુ છે? એને તો અમરતી મિથ્યાસ્તુતિ કરવાની ટેવ પડી ગઇ છે"

સરલા ત્યાં ઉભી ઉભી મૌન પુર્વક સર્વ વાત સાંભળતા કરતી હતી તે તક જોઇ બોલી.—

"જુઓ, માઃ એઓ મારા પ્રત્યે કેવા કઠોર શબ્દો વાપરે છે"

કમલાદેવી અને નરેન્દ્ર સરલા પ્રતિ જોઇ હસવા લાગ્યા અને પછી કમલાએ પુછ્યુ "આ કઠોર શબ્દો વાપર્યા, સરલા ?"

સરલા "મા, ખોટી સ્તુતિ કરવી એ તો ભાટનુ કામ છે. હુ શું ભાટ છુ ?"

કમલા (હસીને) "હા, શબ્દો તો બહુ કઠોર છે, પરન્તુ હુ શુ કરૂ ? સાલી બનેવીની વતમાં હુ માથુ મારી શકતી નથી તમારી વચ્ચે જેવો વ્યવહાર હોય તે તમે પરસ્પર સમજી લો."

નરેન્દ્ર "જુઓ, માતાજીએ યથાર્થ નિશ્ચય કર્યો"

સરલા "જાઓ, જાઓ, તમને હુ બરાબર ઓળખુ છુ માનો એક પક્ષી નિર્ણય કોણ માને ?"

કમલા (હસીને) "કેમરે સરલા, મે પક્ષપાત કર્યો ?"

સરલા "પક્ષપાત નહિ તો બીજું શુ ? ભલા, મહારાજની આગળ સરલાને કોઇ ન્યાય મળી શકે ?"

સરલાના આ શબ્દો સાંભળી ઉભય હસવા લાગ્યા પછી કમલા દેવી ઉઠીને ઉભી થઇ, ત્યારે નરેન્દ્રે તેના ચરણને સ્પર્શ કરીને કહ્યુ "માતાજી, આશિર્વાદ આપો તો હું પ્રસ્થાન કરૂ"

કમલાદેવીએ નરેન્દ્રના મસ્તકપર હાથ મૂકી ગદ્ ગદ્ કરે કહ્યુ બેટા, તમારૂ માર્કંડેયના જેટલુ આયુષ્ય થાઓ, અને કરાલવદના, મહાકાળી, ભદ્રકાળી તમારૂ કલ્યાણ કરો.

નરેન્દ્રે પુન પ્રણામ કર્યા અને કમલાદેવી આશિર્વાદ દઇ ત્યાંથી ચાલી ગઇ પછી સરલાએ નરેન્દ્રનો હાથ પકડી કહ્યુ "આ તરફ આવો" અને તેમ કહી તેમને એક ઓરડા સમીપ લઇ ગઇ દ્વાર આગળ જઇ ને બોલી, હવે જુઓછો શુ ? ઓરડામાં પ્રવેશ કરી અમ્બિકાના નયનોને આનંદ આપો

નરેન્દ્ર તમે બહુ બોલો છો, હું જરા પણ સકોચ રાખતો નથી

સરલા ઠીક, હુ નિર્લજ્જ તો નિર્લજ્જ તમે તો લજ્જાના સાગર છોને અંદર જાઓ, અંદર.

નરેન્દ્ર "તમે પણ ચલો."

સરલા "નહિ" એમ કહી તે ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ અને નરેન્દ્રે પ્રસન્નતાપૂર્વક ઓરડામાં પ્રવેશ કર્યો.

---

# સપ્તવિંશ પરિચ્છેદ.

નરેન્દ્રે અંદર પ્રવેશ કરી જોયું તો તેને મલ્લિકા એક પલંગપર બેસી નીચે દૃષ્ટિપાત કરતી જણાઇ. નરેન્દ્રને જોઇ તેનું હૃદય ધબકવા લાગ્યું અને મુખપર પ્રસ્વેદ ફુટી નીકળ્યો. નરેન્દ્રની પણ આવીજ અવસ્થા થઇ. તેના પદસ્તંભિત થઇ ગયા, સર્વ અંગો શિથલ બની ગયાં અને જીવ્હા બંધ થઇ ગઇ. ક્ષણભર ઉભયપ્રણયી આ દશામાં રહ્યાં પછી મલ્લિકા ઉઠી અને ત્યાંથી નાશી જવાનો પ્રયત્ન કરવા લાગી. તે જોતા નરેન્દ્ર બોલ્યો —

"વ્હાલી મલ્લિકા, પૂર્વે તો તું મારી સાથે પ્રીતિપૂર્વક સંભાષણ કરતી હતી. તોપછી આજે શું છે? ઘેર આવેલા અતિથિનું આજ પ્રકારે સ્વાગત કરવામાં આવે છે કે? વાહ, જાય છે કયાં? પ્રથમ એ કહો કે મારો અપરાધ શું છે કે તું આટલી રૂષ્ટ બનીને અહીંથી ચાલી જાય છે? પ્રિયતમે, તમારૂં આ વર્તન નવીનજ છે"

મલ્લિકા લજ્જાથી સંકુચિત થઇ અસ્ફુટ સ્વરે બોલી, આપ સાથે સંભાષણ મને કયાંથી આવડે?

મલ્લિકાના આ અમૃતમય શબ્દો નરેન્દ્રના રોમે રોમમાં વ્યાપી ગયા અને તેના હૃદયમાં પ્રેમ ઉભરાઇ ગયો. તેણે હસીને મલ્લિકાને આલિંગન કર્યું. મલ્લિકા લજ્જીત થઇ બેસી ગઇ અને સાહસ કરી પુન: બોલી —

મહારાજ, ક્ષત્રિય વીર થઇ આપે આ ક્ષુદ્ર પ્રથાનું અવલંબન કયારથી કર્યું?"

નરેન્દ્ર "કયી પ્રથા! પ્રિયે?"

મલ્લિકા "અપ હરણની પ્રથા "

નરેન્દ્રે હસીને કહ્યુ આકાશમા પુષ્કળવારિ છે તોપણ સૂર્ય પૃથ્વીના રસનુ કેમ અપહરણ કરે છે ?

મલ્લિકા તો આપને માટે એ કર્મ નિન્દનીય નથી ! 'ગુણાયન્તે દોષા ' એ વદતિ આપને યથાર્થ લાગુ પડે છે

નરેન્દ્ર એ વાત જવાદો મે મારો અપરાધ સ્વિકાર્યો પરંતુ તમે પણ તેજ અપરાધ કર્યો છે

મલ્લિકા "ના આપજ તે અપરાધના અપરાધી છો મારાપર ખોટો દોષ રોપ ન કરો "

નરેન્દ્ર "અસ્તુ તમેજ જીત્યા હવે એ અપરાધને માટે શુ શિક્ષા કરશો ?'

મલ્લિકા નહિ તો શું છોડી દઇશ ?

એમ કહી મલ્લિકાએ પોતાની ગુથેલી માળા લાવી નરેન્દ્રના ગળામાં નાખી અને એક પુષ્પહારવતી તેમનો હાથ બાંધી કહ્યુ —

"જુઓ, આપને બાંધ્યાને ' આ તમારે યોગ્યજ દડ છે "

પછી તેણે નરેન્દ્રનો હાથ છોડી દીધો નરેન્દ્રે મલ્લિકાને ગળે લગાડી તેના કપોલપર ચુબન કરી હસીને કહ્યુ "પ્રિયે, તેં મને અધિક દડ કર્યો છે હ ! માટે આ અન્યાયનો દડ તને પણ મળશે "

એમ કહી તેણે પોતના ગળામાની માળાઓ પૈકી એક માળા ઉતારીને મલ્લિકાના ગળામાં આરોપિત કરી અને પાકીટમાથી એક હીરાનો હાર કાઢી તેના ગળામા નાખી હસીને કહ્યુ.—

બસ, તમારા અન્યાયને માટે આટલોજ દડ પૂરતો છે

હીરાના હારપ્રતિ દૃષ્ટિ પાતન કરતાં મલ્લિકા અવાક્ય થઇ અનિમિષ નેત્રે નરેન્દ્રપ્રતિ જોવા લાગી નરેન્દ્રે તેનો મનોભાવ જાણી કહ્યુ·— કેમ, એ હાર લેતાં કાંઇ હરકત લાગે છે ? શું મારે તમારી સાથે કાંઇ સબધ નથી !

મલ્લિકા મારાથી એ લઇ શકાય એમ નથી કેમકે એ બેઉને જો વઢશે તમારી અગુઠી અને માળાનુ વૃત્તાંત તેમના જાણવામાં આવ્યુ અને તે અલકાર તેમણે જોયા પણ ખરા.

નરેન્દ્રે જોઇને કાંઇ કહ્યું ?

મલ્લિકા માત્ર એટલુજ કહ્યું કે, એ વસ્તુઓ સભાગીને રાખજો.

નરેન્દ્રે કમલાદેવીનો મનોભાવ અને મલ્લિકાનો લજ્જાળુ સ્વભાવ જાણી કહ્યું "પ્રિયે સંદેહ મા કરો તમારી માતા વ્યવહાર કુશલ છે તેથી આ હાર જોઇને તે પ્રસન્નજ થશે"

મલ્લિકા "તમે મને અતિ લજ્જાયમાન કરી રહ્યા છો. મા મનમાં શું ધારશે ?"

નરેન્દ્ર "કાંઇ નહિ અસ્તુ આ ગુઠી ક્યાં છે ?"

આ શબ્દો સાંભળી મલ્લિકાએ અંગુઠી બતાવી આ સમયે નરેન્દ્રને કેટલો આનંદ થયો હશે તેની પાઠકે માત્ર કલ્પનાજ કરી લેવી.

પછી નરેન્દ્રે પૂછ્યું અને પેલો મોતીનો હાર ક્યાં છે ?

મલ્લિકાએ નરેન્દ્રને પોતાના ગળામાંનો મોતીનો હાર બતાવ્યો તે જોઇ નરેન્દ્રના આનંદની સીમા રહી નહિ પછી મલ્લિકાને મૌન રહેલી જોઇ નરેન્દ્રે કહ્યું "પ્રિયે, હવે થોડા દિવસ પછી આટલો અંતર પણ આપણી વચ્ચે હશે નહિ. આ અઠવાડીઆમાંજ આપણી વચ્ચે વિધીરૂપ દુર્ગન્સ આ સંસારમાંથી પ્રસ્થાન કરશે ત્યાર પછી તું મારી મહારાણી બનશે"

મલ્લિકા લજ્જાથી ચૂપ રહી-તે જોઇ નરેન્દ્રે પુનઃ કહ્યું શું તારા મનને કંઇ ઉદ્વેગ છે ?

મલ્લિકા તમે તમારા સુખનો વિચાર કરો છો, અન્યના સુખનો લેશ પણ વિચાર કરો છો ?

નરેન્દ્ર વ્હાલી, શું વાત છે કહેનો ખરી ?

મલ્લિકા વિનોદને સાથે કેમ તેડી ના લવ્યા ?

નરેન્દ્ર પ્રિયે તે યુદ્ધમાં રોકાયેલા છે શું સુશીલા એક અઠવાડીઆ પર્યંત ધૈર્ય નહિ ધરશે ?

મલ્લિકા તમે શું યુદ્ધથી પરાઙ્‌મુખ છો ?

નરેન્દ્ર ચાલો, અમે હાર્યા

મલ્લિકા ત્યારે વિનોદને ક્યારે મોકલશો ?

નરેન્દ્ર કાલે વા પરમદિવસે.

ધીમે ધીમે ઉષાકાળ થવા આવ્યો ઉભય પ્રણયીના વાર્તાલાપમાં ત્રણ કલાક ત્રણ ક્ષણ સમાન લાગ્યા પક્ષીઓના કલરવથી ઉભયનું ધ્યાન ભંગ થયું નરેન્દ્ર ગભરાઈને બોલ્યો પ્રિયે, હવે શુભ મુહુર્તમાં વિદાય કરો

આ શબ્દથી મલ્લિકાને કઠોર ભર્યો ઘાત થયો તે વ્યથિત થઈ ચૂપ રહી નરેન્દ્ર તેને આલિંગન તથા ચુંબન કરી કહ્યું ધૈર્ય ધારણ કર, પ્રિયે હું શીઘ્ર આવીશ

મલ્લિકા ક્યારે આવશો ? સાચું કહો

નરેન્દ્ર આજથી સાતમે દિવસે દુર્ગરક્ષનું મસ્તક લઈને

મલ્લિકા કંઈ કહેવા જતી હતી, પરંતુ તે બોલી શકી નહિ. કારણ કે સહસા ત્યાં સરલા આવી પહોંચી તેને અચાનક આવેલી જોઈ મલ્લિકા લજ્જાથી સંકુચિત થઈ બહાર ચાલી ગઈ અને સરલાએ હસીને મહારાજને કહ્યું મહારાજ આપ જાદુ જાણો છો ?

નરેન્દ્ર સરલા, તમારી વાત અદ્ભુત છે

સરલા મારી સરલ હૃદયા સખીને આપે જાદુથી મોહિત કરી છે.

નરેન્દ્ર ઠીક, હવે જવાદો એ વાત, હવે મને વિદાય કરો, મોડું થાય છે

સરલા શીઘ્ર દર્શન થશે ને ?

અસ્તુ એમ કહી નરેન્દ્રે મનને ત્યાં મુકી કેવલ તનને લઈ ત્યાંથી પ્રસ્થાન કર્યું




---

આ વાર્તાનો બીજો ભાગ ઘણોજ રસમય પ્રસંગોથી ભરપુર હોઈ થોડા સમયમાં પ્રકટ થશે

# મલ્લિકાદેવી.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું

સમય અર્ધીરાતનો હતો ચોતરફ નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું કદિ કદિ દૂરના અરણ્યમાં નિશાચર પશુઓનો ચિત્કાર કર્ણગોચર થતો હતો આવા સમયે મહારાજા નરેન્દ્રસિંહ પોતાની છાવણીના બહુ મૂલ્ય શિબિરમાં સિંહાસનપર બેઠા હતા તેમની નિકટ વિનોદસિંહ અદબ પૂર્વક બેઠા હતા દીપક બળતો હતો, પરંતુ કોઇ ત્રીજી વ્યક્તિ ત્યાં વિદ્યમાન નહોતી

આવી રીતે મહારાજા નરેન્દ્રસિંહ એકાન્તમાં બેસી પોતાના મંત્રી વિનોદસિંહની સાથે ખાનગી વાતો કરી રહ્યા હતા કેટલાક દિવસ છુટા છવાયા યુદ્ધો કરી મહારાજાએ અશાન્તિ વિજય પ્રાપ્ત કર્યો હતો તુગરલની સેના છિન્ન ભિન્ન થઇ રણ ક્ષેત્રમાંથી પલાયન કરી ગઇ હતી, આ તરફ પાદશાહની સેનાપણ આવી પહોંચી હતી પરંતુ તુગરલે સુલેહનો પેગામ મોકલ્યાથી લડાઇ મોકુફ રાખવામાં આવી હતી આ કારણથી મહારાજા નરેન્દ્રસિંહ કામ સેનાપતિ ગોવિન્દસિંહને સોંપી સ્વસ્થ ચિત્તે સુંદરી મલ્લિકા દેવીની આરાધના કરવામાં કાળ ક્રમણ કરવા લાગ્યા હતા

કમલા દેવી અને મલ્લિકાને મળીને મહારાજા જ્યારે પોતાની છાવણીમાં પાછા ફર્યા તે સમયે તેમને વિનોદસિંહની સાથે પોતાના અંતરની વાત કરવાનો અવસર પ્રાપ્ત થયો ન હતો, કારણકે પાદશાહ ગ્યાસુદ્દીન બલ્બને તેમને સન્ધિના સંબંધમાં સલાહ લેવાને શીઘ્ર બોલાવ્યા હતા આ સંદેશો સાંભળતા વેંત તેઓ આવશ્યક કામોનો, બંદોબસ્ત કરી શીઘ્ર પાદશાહને મળવા ચાલ્યા ગયા

સંધ્યાકાળે તેઓ પાદશાહની પાસેથી પોતાની છાવણીમાં પાછા ફર્યા અને અર્ધરાતના સમયે જ્યારે સર્વત્ર શાન્તિ સ્થપિત થઇ ત્યારે તેઓ પોતાના મંત્રી વિનોદસિંહની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા.

નરેન્દ્રે કહ્યુ તમે તમારા મિત્રની સાથે કપટથી વર્તવાને વ્યવહાર ક્યારથી શરૂ કર્યો?

વિનોદ (જરા ચોકીને) મારાપર આ વ્યર્થ આક્ષેપ શામાટે કરવામાં આવે છે?

નરેન્દ્ર તમે તમારૂ સાર્થક કપટ ઢાંકવાને માટે વ્યર્થ શબ્દનો પ્રયોગ કર્યો એટના માટે

વિનોદ આજે છે ના? તમારા રંગઢંગ કાંઇ નવીનજ જણાય છે. તમારા કહેવાના ભાવાર્થ શુ છે?

નરેન્દ્ર એજ કે કદાચિત સુશીલાને અત્યાર સુધી આપ ઓળખતા નહિ હશો!

વિનોદ (હસીને) તો પ્રતીત થય છે કે તેના સબંધમાં આપે ઘણી માહિતી મેળવી છે અને આ પ્રકારે મારા પર તાણાના તીર મારવાની સારી સાધ પ્રાપ્ત કરી છે

નરેન્દ્ર હા, વાત એવીજ છે અને તેથી મને એવી પણ શિક્ષા મળી છે કે હવેથી શ્રીમાન વિનોદ સિંહની પાસેથી નિષ્કપટ મૈત્રીની આશા રાખવી એ દુરાશા માત્ર છે

વિનોદ (રહસ્ય હાસ્ય કરીને) અહો આજે તો મારા પર મોટા મોટા રસ્તો રચવામાં આવે છે પરંતુ નિશ્ચય પૂર્વક માનજોકે મે આપની સાથે કપટ કર્યું નથી, પરંતુ સરલાનો ઉદ્દેશ સમયાનુસાર વર્તનજ કર્યુ

નરેન્દ્ર હવે હે મિત્ર એ વાત અધિક ચાલાકી દર્શાવવાની કાંઇ પણ અવસર હવે નથી

વિનોદ બસ પરંતુ સ્મરણમાં રાખજો કે યદિ હવે તમે મારા પર [illegible] વચન બાણુ ચલાવશો તો સરલા આગળ તે વિષે ફરિયાદ કરવામા આવશે

નરેન્દ્ર સારી વાતએ જોઇ લઇશુ પરંતુ તમે કઠોર હૃદયના માણસ છો તમારૂ શુ ઠેકાણુ છે? યદિ તમે સરલાને કાંઇ કહીને ભડકવા દેશો તો હુ ભારે મુશ્કેલીમાં આવી પડીશ માટે તમે અને હુ મળીનેજ આ મામલાનો નિકાલ કરી નાંખીએ

એમ કહીને નરેન્દ્ર વિનોદને વીરસિંહ તથા સરલાની સઘળી હકિકત કહી તથા કમલા દેવીના મેળાપનું પણ સર્વ વૃત્તાંત કહ્યું વળી તેમણે અંતે એમ પણ કહ્યું કે હું મલ્લિકાની આગળ પ્રતિજ્ઞા કરી આવ્યો છું, તેથી કાલે પ્રહર રાત્રિ જતાં તમારે અવશ્ય તેની પાસે જવાનું છે

કિંતુ નહિ શ્રીમાન હવે તે અવસર રહ્યો નથી એમ કહી એક મનુષ્ય અંદર આવ્યો આ મનુષ્ય તેજ હતો કે જેણે નરેન્દ્રને અનેક વાર સાહાય્ય કરી હતી અને જેનો પરિચય ભવિષ્યના પડદામાં છુપાયેલો હતો તેને જોઇને નરેન્દ્ર અને વિનોદ હર્ષથી પ્રફુલ્લ થઇ ઉઠીને ઉભા થયા અને તેને આલિંગન દેવાને આગળ ધસ્યા, પરંતુ તે કેટલુંક દૂર પાછળ હઠી ગયો અને બન્નેને પોત પોતાના સ્થાન પર બેસવાને નમ્રતા પૂર્વક પ્રાર્થના કરવા લાગ્યો

તેથી નરેન્દ્ર અને વિનોદ બેસી ગયા અને તે અપરીચિત પણ એવી રીતે બેઠો કે દીપકનો પ્રકાશ તેના મુખપર પડે નહિ તેના બેઠા પછી નરેન્દ્રે કહ્યું.

મિત્ર, તમને અમારી પાસે આવતા કાંઇ પ્રકારનો અવરોધ તો થયો નથી ને ?

અપરીચિત નહિ શ્રીમાન, અમો મને સાંકેતિક શબ્દ કહ્યો હતો તેના બળથી હું કાંઇ પણ પ્રકારના પ્રતિરોધ શિવાય આપની પાસે આવી શક્યો છું કિંતુ હવે તે શબ્દ રદ કરી તેના સ્થાનમાં કોઇ બીજા સાંકેતિક શબ્દ નિયુક્ત કરવાની આવશ્યકતા છે અને તે શબ્દની આપના પ્રધાન સેના પતિને સૂચના આપવાની પણ જરૂર છે કે જેથી હું નવીન સંકેતક શબ્દનો પ્રયોગ કરી આપની પાસે આવી શકું

નરેન્દ્ર એટલી બધી જાળવણીની શી જરૂર છે ? અપરીચિત તેનું કારણ આ છે જ્યારે હું આપની છાવણીમાં આવ્યો અને મને સેનાપતિ ગોવિન્દસિંહની સમીપ લઇ જવામાં આવ્યો ત્યારે તેમણે મને સાંકેતિક શબ્દ પૂછ્યો તેના ઉત્તરમાં મેં તેમને તે શબ્દ જણાવ્યો તેથી તેમણે મને આપના શિબિરમાં આવવાની રજા આપી અને હું

નિર્વિવાદ આપના શિબિરમાં આવ્યો. પરંતુ જે સમયે ગોવિન્દસિંહે મને સાંકેતિક શબ્દ પૂછ્યો તે સમયે ત્યાં કેટલાક સજ્જનો ઉભા હતા તેમને હું ઓળખતો નથી તે માણસોએ આ સાંકેતિક શબ્દ સાંભળી લીધો તેથી તેને રદ કરવાની જરૂર છે આપની સેનામાં કોઈ ગુપ્ત ચર અવશ્ય છે, તેથી જો આ સાંકેતિક શબ્દ રદ નહિ કરવામાં આવશે તો તેના બળથી કોઈ શત્રુ આપની સમીપ આવી પહોંચશે અને આપની ઉપર ભયંકર પ્રહાર કરશે સાંકેતિક શબ્દનું તાત્પર્ય એકે જે કોઈ તેનો પ્રયોગ કરે તે અવરોધ વિના આપની પાસે આવી શકે

તે અપરીચિતની આ દુરદેશી વાતથી નરેન્દ્ર અને વિનોદ એ ઉભયના કાન ખડા થઈ ગયા અને તેમણે તેની કુશાગ્રબુદ્ધિની ભારે પ્રશંસા કરી પછી નરેન્દ્ર એક નવીન સાંકેતિક શબ્દ નિયત કરી તે અપરીચિત તથા વિનોદને જણાવ્યો અને વિનોદને આજ્ઞા કરી કે ગોવિન્દસિંહને ગુપ્ત રીતે આ નવીન સાંકેતિક શબ્દ જણાવજો અને વળી તેમને તાકીદ કરજો કે જો કોઈ આવીને જૂના સાંકેતિક શબ્દનો પ્રયોગ કરે તો તેને તત્ક્ષણ ગિરફતાર કરશો અને તેની ખબર સત્વર મને પહોંચાડશો

પછી તેમણે અપરીચિતને કહ્યું હું વિનોદની સાથે જે વાત કરતો હતો તેના સંબંધમાં તમે શું કહ્યું? તમારા તે કથન પર મારું લક્ષ્ય ગયું ન હતું અપરીચિત (સ્મિત કરી) મારી ધૃષ્ટતાને માટે ક્ષમા કરશો કદાચિત આપ આપની પ્રિયતમા મલ્લિકાને મળી આવ્યા છો અને વિનોદ પ્રતિ અંગુલિનિર્દેશ કરી સુશીલાની પાસે મોકલવા માગો છો.

અપરીચિતના આ શબ્દો સાંભળી તે ઉભય અત્યંત આશ્ચર્ય પામ્યા અને નરેન્દ્ર બોલ્યો ભાઈ, તમે તો અદ્ભુત મનુષ્ય છો! હું ધારું છું કે મલ્લિકાના સાથેનું મારું મિલન તમને જ્ઞાત હશે

અપરીચિત એટલુંજ માત્ર નહિ, પરંતુ આપે મલ્લિકાની સાથે જે વાતો કરી હતી તે અક્ષરશઃ મેં સાંભળી છે, અને તે માટે હું આપની ક્ષમામાગુ છું

નરેન્દ્ર પરંતુ અદ્ભુત મિત્ર, કોઇની ગુપ્તવાત છુપાઇને સાંભળવા જેવું આચરણ તમે શા કારણથી કર્યું ?

અપરીચિત એ તો જે થયું તે થયું ઠીક, સ્પષ્ટ વાત સાંભળો આપ ગઇ કાલે સ્થાને મળવાને એકલા ગયા હતા, આ ઘટનાની ખબર કોઇ ગુપ્ત ચરે તુગરલને પહોંચાડી હતી, આથી તુગરલખાને આપનો વધ કરવાને માટે વીરસિંહ તથા ખુદા દાદખાન મોકલ્યા હતા આ વૃત્તાંત મારા જાણવામાં આવ્યું અને આપના પ્રાણની રક્ષાને અર્થે મેં તેમની પૂઠ પકડી

વીરસિંહ કે જે સરલાના પતિ છે અને જે પ્રથમ આપની પાસે હતા પરંતુ પછાડીથી તુગરલની પાસે ગયા હતા તેમની ઉપર મને એટલા માટે વિશ્વાસ ન હોતો કે તેઓ આપના પક્ષના છે એ વાતહું જાણતો નહોતો પરંતુ જ્યારે તેણે માર્ગમાં ખુદાદાદને મારી નાખ્યો અને થોડીવાર પછી આપના સાથે તે નમ્રતા પૂર્વક વર્ત્યો ત્યારે મારી ખાત્રી થઇ કે તે આપના પક્ષનોજ છે.

ત્યાર પછી આપે વિરસિંહને વિદાય કર્યો, પરંતુ જે વખતે તુગરલની સાથે ભયંકર વૈર ચાલી રહ્યું હતું અને તે આપના રક્તનો ભૂખ્યો હતો તેવા સમયમાં રાત્રિના વખતે આપ એકલા પગે ચાલીને અરણ્યમાં ભ્રમણ કરો એ મને ઇષ્ટ લાગ્યું નહિ આથી મેં આપની પૂઠ પકડી પછી આપને સરલાના સાથે વાતચીત થઇ. અને આપ જ્યારે તે પુરૂષ વેષ ધારી નારીની સાથે ચાલ્યા ત્યારે હું પણ આપની પાછળ પાછળ ચાલવા લાગ્યો કમલા દેવીના મુકામે હું પણ આવ્યો હતો અને તે કારણથી આપને તેની સાથે તથા મલ્લિકા દેવીની સાથે જે જે વાત ચીત થઇ હતી તે મારા સાંભળવામાં આવી હતી.

પછી ઉપકુળમાં જ્યારે આપ ત્યાંથી ચાલ્યા ત્યારે ઘણે દૂર સુધી હું પણ આપની પાછળ ચાલ્યો પરંતુ જ્યારે આપ નિર્વિઘ્ને આપની છાવણીમાં પહોંચી ગયા ત્યારે હું પાછો ફરી મારે માર્ગે ચાલ્યો ગયો. હું આપને પુનઃનિવેદન કરૂં છું કે મારી આ ધૃષ્ટતાને માટે આપ મને ક્ષમા કરશો.

અપરીચિતની આવી વાતો સાંભળી નરેન્દ્રસિંહ કેટલા પ્રસન્ન થયા તે લખવાને અમે અસમર્થ છીએ. તોપણ તેમના મનોભાવ એટલાપરથી સમજાશે કે જ્યારે તે બોલી રહ્યે ત્યારે તેમની આંખોમાં અશ્રુભરાઇ આવ્યા અને તેઓ ગદ્ ગદ્ કંઠે બોલ્યા પ્રિય અપરીચિત મિત્ર, તમો મારાપર નિસ્વાર્થ ઉપકાર કરી મને ખરીદી લીધો છે

અપરીચિત (પોતાની ઉભરાઇ જતી પ્રસન્નતાને રોકીને) કિંતુ ભવિષ્યમાં આપ આપની પ્રતિજ્ઞા ક્યાં સુધી પાળો છો તે હવે જાણીશું

નરેન્દ્ર તમારી આ વાત સાંભળી ખરેખર મારા હૃદયને કઠોર આઘાત થયો છે

અપરીચિત ઠીક તો એની ઔષધિ પણ મારી પાસે છે હું હમણાં આપના ઘાવને રૂઝવી દઉં છું પરંતુ થોભો, એમજ આ ઘાવપર બીજો એક આઘાત સહન કરવાને તત્પર થાઓ.

નરેન્દ્ર ભાઇ, હવે વળી તમે કેવો ઘાવ કરવા ધારો છો ?

અપરીચિત અતિ કઠોર! પરંતુ આપ આત ધૈર્ય સહિત સહન કરવાને તયાર થાઓ

નરેન્દ્ર મિત્ર, તમે તો અતિ રસિક છો

અપરીચિત નહિ શ્રીમાન હું હમણાં આપની સાથે પરિહાસ કરતો નથી. સાંભળો, હું સ્પષ્ટ કહું છું આજે પ્રાતઃકાળમાં આપના આવ્યા પછી બે કલાક તુગરલના ગુપ્ત ચરોએ મણિકના નિવાસ સ્થાનનો પત્તો મેળવ્યો અને પચાસ યુવકો તેમના ઘરમાં પ્રવેશી મલ્લિકા, સુશીલા તથા સરલાને મુશ્કેટાટ બાંધીને લઇ ગયા

આ ભયંકર સમાચાર સાંભળી નરેન્દ્રસિંહ તથા વિનોદસિંહ ચોંકી ઉઠયા અને નરેન્દ્રસિંહે ક્રોધથી તલવાર ખેંચી કહ્યું —

અજ્ઞાત વ્યક્તિ, આ વાત શું સત્ય છે ? શીઘ્ર કહો જો એ વાત સત્ય હોય તો હું તુગરલનો શિરચ્છેદ પ્રથમ કરીશ અને અન્ય કામ પછી કરીશ.

વિનોદે પણ તલવાર ખેંચીને કહ્યું અને હું એ સ્ત્રીઓને ઉદ્ધાર કરવાને માટે સતત યવનોનો શિરચ્છેદ કરીશ.

અપરીચિત નરેન્દ્ર તથા વિનોદ પ્રતિ વારાફરતી જોઇ સાભળો સાંભળો શાંત થાઓ અને લગાર ધીરજથી કામ લો આપ આવા અદ્ભુત કાર્યો કરવાને શક્તિમાન થાઓ એ વિષે લેશ પણ શંકા નથી, પરંતુ શ્રીમાન, તુમરલ તેઓને રાખી છે તે સ્થળે યદિ આપ દશ સહસ્ત્રસૈનિકો લઇજાઓ, તોપણ આપ તેમનો ઉદ્ધાર કરી શકશો નહિ

નરેન્દ્ર (વ્યાકુળ થઇ) તો શું અમારા જીવતા છતાંતે બિચારી ઓનું જીવન આ પ્રકારે નષ્ટ થશે?

અપરીચિત નહિ શ્રીમાન યદિ આપ મારી સલાહ પ્રમાણે વર્તશો તેમનો એક વાળ પણ વાંકો થનાર નથી

નરેન્દ્ર (તે અપરીચિતનો હાથ પકડી) પ્રિય બધુ શીઘ્ર કહો, તમે જે કહેશો તે અમો કરીશુ

અપરીચિત ઠીક, પ્રથમ એક કામ કરો કમલા દેવી પોતાના મકાનમાં પડી પડી કદચિત પોતાની કન્યાઓના વિરહ દુઃખ થી અર્ધમૃત બની ગઇ હશે માટે ગોવિંદસિંહને કેટલાક અશ્વરોહી ઓની સાથે તેને તેડવાને મોકલો. તેને શીઘ્ર તેડી લાવવાની સેનાપતિ ને આજ્ઞા કરો અને તે આવ્યા પછી એમના (વિનો પ્રતિ અંગુલિ નિર્દેશ કરી) ઘરમાં તેને રાખો હુ જાણુ છુ કે ગોવિંદસિંહ ત્યાં રાખો કેમકે હુ જાણુ છુ કે ગોવિંદસિંહને તેનુ નિવાસસ્થાન વિદિત છે

નરેન્દ્ર તેમા કાંઇ નવાઇ નથી, ગ ણકે જ્યારે આ ગૃહસ્થ યવનોના હાથમાથી સુશીલાનો ઉદ્ધાર કર્યો હતો ત્મન મે મલ્લિકા તથા સરલાનો ઉદ્ધાર કર્યો હતો ત્યારે તેમને તે સ્થાન પર્યંત પહોંચ કવાને તેઓજ ગયા હતા.

અપરીચિત જી હા, એ સર્વ વૃતાંત મને વિદિતછે. હવે તેમને મોકલવામા આપ વિલબ કરશો નહિ.

નરેન્દ્ર હુ હમણા તેમને મોકનવાનો પ્રબંધ કરૂ છુ

એમ બોલી તેમણે વિનોદ પ્રતિ દ્રષ્ટિપાત કર્યો મહારાજાના મનનો ઉદ્દેશ જાણીલઇ તેમણે પોતાના ગજવામાથી એક સીટી કાઢીને વગાડી તેનો ધ્વનિ સાંભળતાંજ એક સૈનિક ત્યાં આવ્યો નરેન્દ્ર તથા

વિનોદને નમન કર્યું. નરેન્દ્રે તરત સેનાપતિને તેડીલાવવાની આજ્ઞા કરી, તે સાંભળી તે સૈનિક મસ્તક નમાવી બહાર ચાલ્યો ગયો.

થોડીક્ષણ પશ્ચાત્ સેનાપતિ ગોવિંદસિંહે ત્યાં આવી મહારાજા તથા વિનોદસિંહને પ્રણામ કર્યા પછી તે મહારાજાએ પ્રથમતો તેને નવીન સાંકેતિક શબ્દની સૂચના આપી અને ત્યાર પછી અપરીચિતની કહેલી સર્વ વાત કહી કમલાદેવીને તેડી લાવવાની આજ્ઞા કરી તે સાંભળી ગોવિંદસિંહ ઉભા થયા અને બોલ્યા હું હમણા એક પાલખી અને કેટલાક અશ્વરોહીઓની સાથે જાઉં છું અને પ્રાતઃકાળ થતા કાર્ય સિદ્ધ કરીને આવીશ.

એમ કહીને તે ચાલ્યો ગયો. થોડા વાર પછી એક સૈનિકે નરેન્દ્રની સન્મુખ આવી પ્રણામ કરીને કહ્યું મહારાજ, વીરસિંહ પધાર્યા છે.

વીરસિંહના આગમનના સમાચાર સાંભળી તે અપરીચિતે નરેન્દ્રને કહ્યુ કેટલાક કારણોથી હું હમણાં વીરસિંહને મળવા માગતો નથી માટે આ સૈનિકને એવી આજ્ઞા કરવાની કૃપા કરો કે જ્યાં સુધી મંત્રીજી સીટી વગાડીને સૂચના આપે નહિ ત્યાં સુધી વીરસિંહ અહીંઆં આવે નહિ.

અપરીચિતના કથનાનુસાર આજ્ઞા આપી મહારાજાએ સૈનિકને વિદાય કર્યો અને તેના ગયા પછી અર્ધો કલાક પર્યંત મલ્લિકા આદિના ઉદ્ધારના સંબંધમાં મસલત કરી પછી તે ઉઠીને ઉભો થયો અને નરેન્દ્ર પ્રતિ સસ્મિત દ્રષ્ટિપાત તથા નમન કરી પોતાના મુખપર આવરણ નાખી ચાલ્યો ગયો.

તેના ગયા પછી વિનોદે સીટી વગાડી એટલે વીરસિંહે શીઘ્ર ત્યાં આવી મહારાજા તથા વિનોદને પ્રણામ કર્યા.

વીરસિંહ યદ્યપ સરલાના નિવાસ સ્થાનથી વિદિત નહોતો. (કારણકે સરલાએ તેને પોતાના નિવાસ સ્થાનનો પત્તો આપ્યો નહોતો) તથાપિ તુમરલના કેટલાક સૈનિકો દ્વારા સરલા આદિના ગિરફતાર થયાના સમાચાર સાંભળી તે ગભરાઇને સત્ય હકિકત જાણવાને માટે નરેન્દ્રની પાસે આવ્યો હતો.

નરેન્દ્રે આદરપૂર્વક વીરસિંહને આસન આપ્યું અને કહ્યું અમને તમારી ઘણી આવશ્યકતા હતી અને અમે તમને મળવાને માટે આતુર બની રહ્યા હતા કિંતુ ઠીક થયું કે સ્મરણ પર્તાજ તમે આવી પહોંચ્યા.

વીરસિંહ શ્રીમાન, મે આજે તુમરલના એક સૈનિક દ્વાર એવા ભયંકર સમાચાર સાંભળ્યા કે તે આપની સન્મુખ પ્રેકટ કરતાં મને સંકોચ થાય છે આજ કારણથી આ અર્ધરાત્રિના સમયે હું આપને કષ્ટ આપવાને ઉપસ્થિત થયો છુ

નરેન્દ્ર તમે આ સમયે મારી પાસે શા માટે આવ્યા છો તે મને વિદિત છે, કારણકે સરલા, મલ્લિકા અને સુશીલાને ગિરફ્તાર થવાના સમાચાર મને મળી ચૂકયા છે અને તે અબલાઓનો ઉદ્ધાર કરવાના સબંધમા તમારી સાથે મસલત કરવાની અમને ઘણી આવશ્યકતા હતી અને દૈવ સયોગે તમે આવી પહોચ્યા પણ ખરા

તત્પશ્ચાત્ તે ત્રણે જણ પ્રાતઃકાળ પર્યંત પરસ્પર મસલત ચલાવતા રહ્યા



# પ્રકરણ ૨ જું.



મુંગેર દુર્ગના એક કોટડીમાં મલ્લિકા, સુશીલા અને સરલા બેસીને પોતાના દુર્ભાગ્યપર વિલાપ કરી રહી હતી તેમને પકડી લાવ્યા ને આજે પાંચ દિવસ થયા છે અને ત્યારથી તેમને ઉક્ત કોટડીમા રાખવામા આવી છે મધ્યાન્હ અને સધ્યા સમયે એક બાહ્મણ આવીને ત્રણે જણને માટે અન્નજલ મૂકી જાય છે, પરંતુ તે બ્રાહ્મણ મૂંગો, બહેરો અને જડ ભરત છે કે સરલાએ તેને હાથમા લેવાનો ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ તે કાંઇ સમજ્યો નહિ તેને પ્રશ્ન ઉત્તરમા તે માત્ર વિચિત્ર રીતે મુખજ મચકોડતો હતો આ કારણથી તે સવ સ્ત્રીઓ એક પ્રકારે હતાશ થઇ ગઇ અને બે દિવસ તેમણે અન્ન

જળને સ્પર્શ કર્યો નહિ ત્રીજે દિવસે અર્ધરાત્રિના સમયે ઉક્ત ઓરડામાં ગયો અને તેણે ઉક્ત ત્રણે સ્ત્રીઓને ઘણું ધૈર્ય આપ્યું તેણે તેમનો ઉદ્ધાર કરવાનું વચન આપ્યું પરંતુ જ્યારે તેના વચન પર સરલા આદિને વિશ્વાસ આવ્યો નહિ ત્યારે તેણે મહારાજા નરેન્દ્રસિંહને કરેલી સહાયતાનું વૃત્તાંત તેમને કહી સંભળાવ્યું વળી તેણે નરેન્દ્રસિંહની સાથે મળી તેમના ઉદ્ધારના સંબંધમાં કરેલી મસલતની વાત પણ કહી

ઉક્ત અપરીચિતના અનેક ઉપકારોની વાત સરલા, મલ્લિકા અને સુશીલાને નરેન્દ્રના મુખથી વિદિત થઇ ચૂકી હતી તેથી હવે તેમને તેના વચનપર શ્રદ્ધા બેઠી અને તેમણે તેની સલાહ પ્રમાણે ચાલવાની કબુલાત આપી અને ત્યાર પછી તેઓ ખાવા પીવા અને ખુશ રહેવા લાગ્યા.

તેમને ગિરફતાર થયાને પાંચ દિવસ થયા હતા. તોપણ અદ્યાપિ તુગરલ તેમની પાસે આવ્યો ન હોતો. પરંતુ હવે એક દાસીએ આવીને સરલાને કહ્યું એક કલાક પછી જહાંપનાહ અત્રે પધારશે [illegible] તેમની આજ્ઞા છે કે તમારે તેમની મુલાકાત લેવાને તઇયાર રહેવું ।

[illegible] કહીને તે દાસી ચાલી ગઈ અને મલ્લિકા તથા સુશીલા અધીરતાથી રોદન કરવા લાગી તે ઉભયની આ દશા જોઇ તથા ઉક્ત અપરીચિત માણસનું સ્મરણ કરી સરલાએ તેમને સમજાવીને શાંત કરી એટલામાં પૂર્વોક્ત દાસી પુનઃ આવી અને [illegible] પધારે છે એમ કહીને પછી ચાલી ગઈ

તે [illegible] ગયા પછી એક [illegible] કલ્પી [illegible] ઓરડીમાં પ્રવેશ [illegible] હતા [illegible] લતા [illegible] વૃદ્ધ મનુસ [illegible] હતા તેનો [illegible] હતા [illegible] ચાહતા [illegible] પેસી [illegible] હતી, તે [illegible] ક્રૂરતા, નિષ્ઠુરતા અને વાચાળતાની પૂર્ણ પ્રતીતિ થતી હતી તેના મુખ દ્વારાજ પ્રતીત થતુ હતુ કે તે નર પિશાચ

કોઇ પણ દુષ્કર્મ કરતાં સંકોચ પામે એવો નહોતો. તેનું શરીર દુર્ગંધ હતું અને કમર કાંઇક વાંકી વળેલી હતી.

એજ નવાબ મગસુદીન વા ઘુમરલખાં હતો તેના અંગમાં બહુ મૂલ્ય વસ્ત્રાલંકારો હતા તે નરરાક્ષસનું ભયંકર વદન જોતાંજ કંપિત થઇને મલ્લિકા તથા સુશીલાએ પોતાનાં મુખ ફેરવી નાખ્યાં પરંતુ સરલા સાહસ કરી ઉઠીને ઉભી થઇ અને તેને સલામ કરી.

ઘુમરલ સલામ ઝીલી પોતાની ચુંચી અને કુટિલ આંખોવતી તેને થોડીવાર સુધી નિહાળતો રહ્યો અને પછી સસ્મિત તેને સંબોધીને કહ્યું શું વીરસિંહની જોરૂ તમેજ છો ? શું સરલા નામ તમારૂંજ છે

સરલા (પોતાને ક્રોધ મનમાંજ દાબી દઇને) હજી જહાંપનાહ મારૂં જ નામ સરલા છે

ઘુમરલ અલ્હમ્દુલિલ્લાહ ! તમે તો સંપૂર્ણ રસિક અને ખુશમિજાજ નાજનીછો. હું તમને જોઇ પૂર્ણ રીતે પ્રસન્ન થયો છું અને તે દિવસ નિકટજ છે કે જ્યારે તમે જહાનમાં મોટી બેગમના નામથી મશહુર થશો અને તમારો મર્તબો મારી કુલ બેગમોમાં આલા થશે.

સરલા (મનમાં ખિન્ન થઇને પરંતુ બહારથી સ્વસ્થતા જણાવીને) એ આપની પરમ કૃપા થશે.

ઘુમરલ લેકીન આ તમારી સખીઓ મને જોઇને મુખ શા માટે ફેરવી બેઠી ? અલ્લાહ, એ ઉભયતો ખૂબ સુરતી અને નાજનીન અનુપમજ છે (તેમની તરફ જઇને) અય મલ્લિકા વ સુશીલા ! જરા રાહે મિહરબાની આ તરફ પણ નજર દાનો થવી જોઇએ

તે દુષ્ટ આગળ ખસતો જતો હતો એટલે સરલા ધર્મનાં તેના મર્મમાં ઉભારૂંદ અને જાણે સુશીલા તથા મલ્લિકાને કંઇ પોતાના સંબંધી ન્યા દેરા ન સમજતી હોય તેમ તે બોલી —

હજુર, આપ આ શું અનર્થ કરો છો ? શું આપ જાણતા નથી કે આ ઉભય બાળાઓ હજી કુમારી અને મર્દાના સ્વરૂપથી સર્વથા અજ્ઞાત છે ? આવી સ્થિતિમાં તેમની સાથે એકાએક છેડછાડ કરવી યુક્ત થઇ પડશે નહિ માટે આપ એ ઉભયની સાથે એક મહિના સુધી બોલો નહિ એ ઠીક થઇ પડશે એવો મારે

અભિપ્રાય છે. અને આપની આજ્ઞા હોય તો એ અરસામાં હું એમને સમજાવી પટાવી સીધા માર્ગ પર લાવીશ આથી આપનુ કામ સહજ થશે એક મહિના પછી આપ એમની સાથે ફાવે તેમ વર્તશો

ચતુર સરલાની આ પ્રકારની વાત તુગરલ સમાન મહાધુર્ત મનુષ્યના હૃદયમાં પણ પુંચી ગઈ અને મલ્લિકા તથા સુશીલાને સમજાવવાનો ભાર સરલાને સોંપી ધીમેથી બોલ્યો પ્રિયા, તમારા વચન પર વિશ્વાસ રાખી આજથી બરાબર એક મહિને હું પાછો આવીશ અને તમને ત્રણેને આલિંગન કરીશ આશા છે કે ત્યારે તમો કાંઈ બહાનુ નહીં કાઢશો"

તે સાંભળી સરલાએ પોતાનુ મસ્તક હલાવી તે પ્રત્યે પોતાની સમ્મતિ પ્રકટ કરી અને તુગરલ શીઘ્ર ત્યાંથી ચાલ્યો ગયો

તેના ગયા પછી મલ્લિકા અને સુશીલા ઉઠીને સરલાને વળગી પડી અને મલ્લિકા બોલી "સરલા બ્હેન, તમારા સાહસને ધન્ય છે જો તમે ન હોત તો આ પિશાચની સાથે આટલી દૃઢતાથી કોણ વાત કરત ?"

સુશીલા બોલી "કિન્તુ મલ્લિકા બ્હેન, યદિ મામલો ઉલટાઇ ગયો અને એક મહિનો એમને એમ ચાલ્યો ગયો તો શુ કરશુ ?"

સરલા "ગભરાશો નહિ તે અપેન્દ્રિયોતની વાત અર્થ શુન્ય માનશો નહિ તે વિચિત્ર મનુષ્ય અતિ ભારે શક્તિ ધરાવે છે અને મને વિશ્વાસ છે કે પોતાની પ્રતિજ્ઞા અનુસાર અવશ્ય આપણને આ બંધનમાંથી મુકત કરશે"

મલ્લિકા "કિંતુ વ્હાલી સરલા, યદિ તેમ ન થયું તો આપણે શુ કરીશુ ?"

સરલા "તમે જે ધારતા હતા તે કજો"

સુશીલા "અર્થાત્ ફાંસો ખાઇને મરી જવુ ?"

સરલા "ત્યારે બીજુ શુ ? કિંતુ નહિ, ગભરાસો નહિ નારાયણ અવશ્ય આપણને સાહાય કરશે"

એટલામાં બ્રાહ્મણ ભોજન સામગ્રી લઇને આવ્યો અને તે સુંદરીઓએ યથા રૂચિ ભોજન કર્યુ.

તે ત્રણે સ્ત્રીઓ જે ઓરડામાં અટક હતી તે અતી પહોળો, સુસજ્જીત અને આવશ્યક સામગ્રીઓથી પરીપુર્ણ હતો કિંતુ તે અતી દ્દઢ અને સુરક્ષિત હતો અને તેનુ દ્વાર લોહાનુ હતુ દ્વારની બહાર સિપાઇઓનો સખ્ત પહેરો હતો અને એવો બદોબસ્ત હતો કે એક ચકલી પણ ત્યા ફરકી ન શકે

ધીમે ધીમે દિવસ વ્યતીત થઇ ગયો અને રાત પડી. આ સમયે લોહનમદ્વાર ખુલ્યુ અને યવનદાસીએ પ્રવેશ કરી નિત્ય નિયમાનુસાર દીપક સળગાવ્યો પછી તે સરલા, મલ્લિકા તથા સુશીલા પ્રતિ તિક્ષ્ણ કટાક્ષ કરી ત્યાંથી ચાલી ગઇ તેના ગયા પછી લોહમયદ્વાર ભયાનક અવાજ સહીત બંધ થઇ ગયુ.

જે દિવસનું વૃત્તાન્ત અમે લખીએ છીએ તે આષાઢ માસની પુર્ણીમાનો દિવસ હતો અને તે દિવસે મુશળધાર વરસાદ વરસી રહયો હતો આજે તે ત્રણે સુદરીઓના મન ઉદ્વિગ્ન હતા.

અને મલ્લિકા વ્યાકુલ થઇ બોલી "સરલા, આજનો રંગ ઢંગ તો અતિ ભયાનકજ છે"

સરલા 'છે તો તેમજ, પરંતુ ચિંતા કરવાનુ કાંઇ પ્રયોજન નથી પ્રભુનું સ્મરણ કરો"

મલ્લિકા "ભરોસો માત્ર તેમનોજ છે"

સુશીલા "આપણો આધાર ઇશ્વરજ છે"

સરલા "તો પછી ચિંતા શુ છે? અને યદિ સરલાના શબ્દો તેના મોંઢામાજ રહી ગયા, કારણ કે તે સમયે એવી અદભુત ઘટના બની કે તે જોઇને તે ત્રણે આનંદથી પોકાર કરી ઉઠી આ સમયે અર્ધી રાત્રી વ્યતિત થઇ ચુકી હતી

ઘટના આ પ્રમાણે બની તે ઓરડાની વચ્ચોવચ્ચ આવેલો પત્થરનો એક ચોખંડો ટુકડો સ્હેજ અવાજ સહિત જમીનની અંદર ધુસી ગયો અને ત્યા આગળ પડેલા બાકામાથી એક પછી એક ચાર જણ આવીને ઉપસ્થિત થયા તેમના વસ્ત્રાભુષણાથી તરબોળ હતા તે ચાર જણ આ પ્રમાણે હતા, નરેન્દ્રસિહ, વિનોદસિંહ, વીરસિં અને બાપરી રાવ.

આ અપૂર્વ ઘટના જોઇને ત્રણે સ્ત્રીઓ આનંદ ધ્વનિ કરી ઉઠી પરંતુ અપરીચિતે ઝટ આગળ વધી તેમને મૌન રહેવાનો સંકેત કર્યો અને પછી તે પાછો સુરંગમાં ઉતરી પડયો તત્પશ્ચાત નરેન્દ્રસિંહે સુશીલાનો અને વીરસિંહે સરલાને હાથ પકડયો અને તેઓ ક્રમશ પોતપોતાની પ્રિયતમાને લઇને સુરંગમા ઉતરી પડયા. તેમના ગયા પછી ઉકત ચતુષ્કોણ પાષાણ પુન પોતાના સ્થાનપર સ્થિત થઇ ગયો અને સુરંગનુ મુખસર્વથા બંધ થઇ ગયુ

સરલા આદિ સ્ત્રીઓના સુભાગ્યે તુગરલે તેમને આ કોટડીમા અવરૂદ્ધ કરી હતી, નહિ તો તેમનો ઉધ્ધાર કરવાને માટે સહસ્ત્રા વધિ યોધ્ધાઓનુ રૂધિર વહેવરાવવું પડત આ કોટડીની સાથે સુરંગ લાગેલી છે એમ તુગરલ જાણતો નહોતો, પરંતુ ઉપરોકત અપરીચિત તે વાત જાણતો હતો તેથી તેની સહાયતાથી યુદ્ધ કર્યા વિનાજ તે સુંદરીઓનો ઉદ્ધાર થયો તે સુરંગ જમીનની અંદર ગંગાતટ પર્યંત ગઇ હતી તેઓ સુરંગની બહાર નીકળી એક નૌકાપર સવાર થઈ ગયા તેઓ નૌકામાં બેઠા પછી અપરીચિતે નરેન્દ્રને કહ્યુ "બસ, શ્રીમાન, હવે આપ પરમેશ્વરનુ નામ લઇશ્રી ગણેશ કરો હવે હુ આપની પાસેથી વિદાય થાઉ છુ "

નરેન્દ્રે આંખમાં આંસુ લાવી તેનો હાથ પકડી લીધો અને કહ્યુ, પ્રિય મિત્ર હું તમોરા આ ઉપકારનો બદલો કોઇપણ પ્રકારે વાળી શકું એમ નથી. હુ આપના હાથમા વેચાયો છું

અપરીચિત (મલ્લિકા પ્રતિદ્રષ્ટિપાત કરી) "વાહ, આપ તો એમના હાથમાં વેચાઇ ચુકયા છો હવે આપને અન્યના હાથમાં વેચાવાનો અધિકારજ શો છે ! પરંતુ એવી વાતો પાછળથી કરીશું હવે આપ પ્રસ્થાન કરો "

એમ કહીને અપરીચિત નઉકાપરથી ઉતરી એક તરફ ચાલ્યો ગયો અને નરેન્દ્રની આજ્ઞાથી ખારવાઓએ નઉકા હંકારવા માંડી અમા વાસ્યાની અંધકારમય અને ભયાનક રાત્રિમા મુશળધાર વૃષ્ટિ થઇ રહી હતી પતીતપાવની ગંગા અતિવેગથી વહેતી હતી બે કલાક આ આ પ્રકારે જલ પર્યટન કર્યા પછી તેઓ કિનારે ઉતરી પડયાં.

મગાનટથી થોડે અંતરે એક આંબાવાડીમાં ગોવિંદસિંહ પચાસેક અશ્વારોહીઓ સહિત ઉપસ્થિત હતા. ત્યાં જઇને નરેન્દ્રે ત્રણે સુંદરીઓને પ્રથમ ઘોડાપર બેસાડી અને પછી તે ત્રણે પુરૂષો પણ અશ્વપર આરૂઢ થયા પછી સ્ત્રીઓને મધ્યમાં રાખી સર્વ જણ ભાગનપુર તરફ ચાલ્યા

પ્રાતઃકાલ આવતાં થતાં સર્વ જણ નિર્વિઘ્ને દુર્ગમાં પહોંચી ગયા કમલા દેવી આવી હતી તેથી મલ્લિકા દેવીને તેની માતાની પાસે મોકલી દેવામાં આવી સરલા અને સુશીલા પણ મલ્લિકાની સાથે ગઇ

વીરસિંહને હવે આત્મ ગ્લાનિ સહિત તુગરલની પાસે જવું યુક્ત લાગ્યું નહિ અને નરેન્દ્રસિંહ તેને ગોવિંદસિંહના હાથ નીચે સેનાપતિ પદ આપ્યું

આ તરફ પ્રાતઃકાળમાં ઉક્ત યવન દાસી ઉક્ત કોટડીમાં ગઇ તો સરલા આદિ સુંદરીઓ તેને દ્રષ્ટિગોચર થઇ નહિ, તેથી તેણે મહા કોલાહલ મચાવ્યો. જોત જોતામાં તે સમાચાર તુગરલના કર્ણ પર્યંત પહોંચી ગયા તે તરત ત્યાં દોડી આવ્યા અને જ્યારે તેણે સુંદરીઓને જોઇ નહિ ત્યારે તેણે નિશ્ચય પૂર્વક માની લીધું કે આ કાર્ય પહેરેગારોનું છે. અને તથી તેણે ત્યાં પહેરો ભરતા સર્વ સિપાઇઓના પ્રાણ લીધા. યવન દાસીને પણ મારી નાંખવામાં આવી માત્ર મુંગો અને બહેરો ચાચાબુજ બચી ગયો, કારણ કે તે બિચારા પર તુગરલને શંકા લાવવાનું કાંઇ કારણ મળ્યું નહિ

કમલા પોતાના દિયેરના દિકરા વિનોદસિંહ પર સુશીલાનો પ્રેમ જોઇ તેના ઘરમાં રહી નહિ અને પોતાના પતિના અભાવથી તેને પોતાનું ગૃહ પણ અરણ્યવત્ પ્રતીત થવા લાગ્યું. તેથી તેની ઇચ્છાને માન આપી મહારાજા નરેન્દ્રસિંહે તેને સરલા, મલ્લિકા, તથા સુશીલા સહિત મોતીમહલ નામક દુર્ગમાં મોકલી આપી ત્યાં તેઓ નિર્ભયતા પૂર્વક નિવાસ કરવા લાગ્યા આ દુર્ગનું કિંચિત્ વૃત્તાંત અમે પૂર્વે આપી ગયા છીએ. આ દુર્ગમાં પાદશાહ ગ્યાસુદ્દીને મહારાજા નરેન્દ્રસિંહને મળવાને બોલાવ્યા હતા. પરંતુ તેઓ અરણ્યમાં ફસાઇ પડી ત્યાં જઇ શક્યા ન હોતા.

# પ્રકરણ ૩ જું.



સમય મધ્યાન્હનો છે સૂર્યના પ્રખર તાપથી સમગ્ર પૃથ્વી કુષ્ણ સમાન બની ગઇ છે આ સમયે મુંગેર દુર્ગના એક નિર્જન ઓરડામાં નિભાંગી તુગરલખાં વિચાર કરતો બેઠો છે તે પોતાના હાથ પર મસ્તક ટેકવી ઘોર ચિંતામાં નિમગ્ન થયેલો જણાય છે આ સમયે તેની પાસે કોઇ અન્ય વ્યક્તિ ઉપસ્થિત નથી તે થોડી થોડી વારે દીર્ઘ નિશ્વાસ નાખે છે અને પોતાના દુર્ભાગ્યને ગાળો ભાંડે છે એવામાં એક માણસે તે ઓરડામાં પ્રવેશ કર્યો અને ધીમે ધીમે તુગરલખાં તરફ ધસવા માંડયું

તુગરલે મલિકા આદિના અદ્રશ્ય થયા પછી પહેરેગીરો અને દાસીનો વધ કરાવ્યો અને ઉક્ત સુંદરીઓની તપાસ કરવાને માટે ચો તરફ માણસો દોડાવ્યા જે દિવસે આ ઘટના બની તેના બીજા દિવસનું વૃત્તાંત અમે અત્રે લખીએ છીએ

ઓરડામાં કોઇનું આગમન થયેલું જાણી તુગરલે પોતાનું મસ્તક ઉન્નત કર્યું અને આગંતુકને જોઇ તેણે કાંઇક પ્રસન્નતા પૂર્વક કહ્યું "અઝીઝ ફરહાદ ! તમે આવી પહોચ્યા ? આવો ભાઇ આવો, તમો મારી નિકટ આવીને બેસો અને શું સમાચાર લાવ્યા છો તે કહો "

તે આગંતુક અઢાર ઓગણીસ વર્ષનો એક સુંદર યુવક હતો તેને હજી દાઢી મૂછ નીકળી નહોતી આ યુવક અન્ય કોઇ નહિ પરંતુ જેણે નરેન્દ્રસિંહને એક વાર સાહાય્ય કરી હતી તે અપરીચિતજ હતો

પરંતુ આ શું ? આપણો આ અપરચિત અને જેને તુગરલે 'ફરહાદ'ના નામથી બોલાવ્યો હતો તે શું યવન છે ? અને શું યવન થઇને તેણે પોતાના સ્વામિ તુગરલ પ્રત્યે વિશ્વાસઘાત કર્યો હતો ? અને હિંદુ ( મહારાજા નરેન્દ્રસિંહ ) ને આટલી બધી સાહાય્ય કરી હતી ? અસ્તુ ચાલો પાઠક જુઓ તો ખરા અંત પર્યંત શું શું બને છે !

તુગરલના ઉપરોક્ત શબ્દો સાંભળી ફરહાદે તેને ઝુકીને સલામ કરી અને તે તેની મસનદથી ચાર હાથના અંતરપર બેસી ગયો. હવે તુગરલે તેના પ્રત્યે સ્નેહપૂર્વક દ્રષ્ટિપાત કરી કહ્યું "અઝીઝ ફરહાદ! મારા પ્રશ્નનો ઉત્તર આપો. તમે પણ શું મને પેલા જાસૂસોની પેઠે નિરાશા જનક ઉત્તર આપશો? મલ્લિકા વગેરેની ખોજ કરવાને માટે ગયેલા જાસૂસોએ મને ઘણોજ નિરાશ કર્યો છે."

ફરહાદ "જહાંપનાહ, હઝુરને તેમણે શું જણાવ્યું છે?"

તુગરલ "માત્ર એટલુંજ જણાવ્યું છે કે મલ્લિકા આદિનો કાંઇ પણ પત્તો લાગતો નથી અને મલ્લિકાની માતા કમલા પણ પોતાના મકાનમાં નથી પરંતુ તે સર્વ ક્યાં ગઇ અને તેમનું શું થયું તે સંબંધમાં મને કાંઇ પણ હકિકત પ્રાપ્ત થઇ નથી."

ફરહાદ "બેશક હઝુર, એથી વિશેષ જાસૂસો આપને શી ખબર આપી શકે એમ છે? કારણ કે તેમની સંપૂર્ણ હકિકત લાવવી એતે જાસૂસોની શક્તિ બહારની વાત છે."

તુગરલ "અઝીઝ ફરહાદ, ત્યારે તો મને ઉમેદ છે કે તમો તે જાસૂસોથી વિશેષ કાર્ય કર્યું છે અને કદાચિત તમે મને તેમના સંબંધમાં કોઇ ખુશ ખબર સંભળાવશો."

ફરહાદ "જહાંપનાહ, હઝુરે મલ્લિકા વગેરેના સંબંધમાં જે તપાસ કરાવી તે યુક્ત થયું અને પહેરેગીરો તથા દાસીનો વધ કરાવ્યો તે પણ ઠીક કર્યું. તે કમબખ્તોને એ સજા મુનાસિબજ હતી. સત્ય વાત એ છે કે નરેન્દ્રસિંહે તે પહેરેગીરોને રુશ્વત આપીને વશ કરી લીધા હતા અને તેથી તે ઉક્ત ઓરતોને આસાનીથી લઇ જઇ શક્યો. હાલમાં તે ઓરતો ભાગલપુરના કિલ્લામાં છે અને કમલાને પણ ત્યાં લઇ જવામાં આવી છે. વળી વીરસિંહ નામનો શિપાઇ કે જે પૂર્વે નરેન્દ્રસિંહને ત્યાં સિપાહસાલાર હતો અને જે પાછળથી તેની પાસેથી નોકરી જઇ હઝુરની સેવામાં રહ્યો હતો તે પાછો તેની પાસે ચાલ્યો ગયો છે અને તેણે તે સ્ત્રીઓને છોડાવવામાં નરેન્દ્રસિંહને ઘણી સાહાય્ય કરી છે. તેણે નરેન્દ્રસિંહની તરફથી ઉક્ત પહેરેગીરોને પૈસા આપીને હાથમાં લીધા અને તે ઓરતોને છોડાવવામાં નરેન્દ્રસિંહને

સાહાય્ય કરી. હઝુરે જે ઓરતેને કેદ કરી હતી તેમાં સરલા નામની એક સ્ત્રી હતી તેને વીરસિંહ પોતાની વિવાહિત પત્ની તરિકે જણાવે છે બસ હઝુર મહા મુશ્કેલીથી હું માત્ર આટલી ખબર મેળવી લાયો છું "

ફરહાદે નરેન્દ્રસિંહને પોતાનો પરિચય આપ્યા વિના અનેક વાર સાહાય્ય કરી હતી તે પોતાના સ્વામિ તુગરલની સાથે આ પ્રકારે વાત કરી રહ્યો છે હવે એ વિચિત્ર મનુષ્ય પોતાનું અંતિમ દ્રશ્ય કેવું દર્શાવે છે તે જોવાનું છે!

તેની વાત સાંભળી તુગરલ ઘણીવાર સુધી મૌન રહ્યો અને પછી ઉદાસીનતા પૂર્વક ફરહાદ પ્રતિ દ્રષ્ટિપાત કરી કહેવા લાગ્યો —

' અફસોસ, સદ અફસોસ ! મારી સર્વ ઉમેદો નિરાશામાં પરિવર્તિત થઇ ગઇ છે હે ખુદા, હવે મને પ્રાણ અર્પવા સિવાય કાંઇપણ બાકી રહ્યું નથી અફસોસ, અફસોસ, ત્રણ ત્રણ પરીનાદ નાજની હાથમાં આવીને ચાલી ગઇ અને હવે તે એવા સ્થાને પહોંચી ગઇ છે કે જ્યાંથી તેમને પ્રાપ્ત કરવાની મને લેશ પણ આશા નથી આ તરફ મારી ફોજ દિન પ્રતિદિન પરાસ્ત થતી જાય છે, ખજાના ખાલી થઇ ગયો છે, રૈયત બિલકુલ સામે થઇ ગઇ છે, અને પાદશાહ કદાચ મારા સુલેહના પેગામને પણ ના મંજુર કરે એવો સંભવ છે આવી હાલતમાં, અય અઝીઝફરહાદ હું મારી જીંદગીથી બિલકુલ ના ઉમેદ થઇ ગયો છું અને અતિ શીઘ્ર અહીંઆથી પ્રયાણ કરવા માગું છું "

ફરહાદ " હઝુર, એટલા ગમગીન થાઓ મા, ખુદાપર ભરોસો રાખો, તે પરવરદિગાર જરૂર હઝુરને મદદ કરશે "

તુગરલ ( અશાંતિ પૂર્વક ) નહિ, ફરહાદ, હવે તે આશા પણ સર્વથા નિર્મૂળ છે મે ક્યારે કોઇનું ભલું કર્યું છે કે હું ખુદાની કૃપાને પાત્ર ગણાઉં ? હું ગુનાહોના કાદવમાં ગળા સુધી ડુબી ગયો છું મગર તે છતાં પણ ગુનાહ કરવાને તત્પર રહું છું મગર ખેર હવે તો હું સારી રીતે સમજી ગયો છું કે હવે મારા આરામ ના દિવસો ગયા છે અને મારા કરેલા ગુનાહોનાં ફળ ચાખવાનો સમય આવ્યો છે. ખેર, જેવી ખુદાની મરજી."

ફરહાદ "હજુરની બેચેની મારાથી જોઇ શકાતી નથી અગર હું મારો જાન કુરબાન કરીને પણ હજુરનું કલ્યાણ કરી શકું તો તેમ કરવાને માટે હું ખુશી સાથે તૈયાર છું"

તુગરલ "લેકિન, તે હવે નિરૂપયોગી છે, મીયા ફરહાદ તમારી મુહબ્બતપર મને પૂર્ણ એ તોકાદ છે અને તમે મારે માટે પોતાના જાતની કુર્બાની કરી શકો એમ છો, લેકિન હવે તે સમય રહ્યો નથી કે જ્યારે હું કોઇ પણ પ્રકારે ચોતરફથી ઉલટતી કયામતથી બચી શકું"

મારી અને તમારી વચ્ચે પ્રથમ મુલાકાત થઇ તેને આજે બે વર્ષ વ્યતીત થઇ ચુકયાં હશે જમાલપુરના જંગલમાં હું બારડાકુઓ દ્વારા ઘેરાઇ ગયો હતો એવામાં તમે એકાએક આવી પોતાની અજબ બહાદુરીથી મારૂં સરક્ષણ કર્યું હતુ. હું તે ડાકુઓને કાંઇપણ કરી શકું એવી સ્થિતિમાં નહોતો, કારણ કે મારા હથિયાર છીનવી લેવામાં આવ્યા હતાં અને મારા હાથ બાંધી લેવામાં આવ્યા હતા પરંતુ તે ડાકુઓને તમે મારી હઠાવ્યા હતા. તે સમયે તમે તમારી નિરાશ્રિત દશાનું મારી આગળ વર્ણન કર્યું હતુ અને મે તમને તે કારણથી આ આશ્રય આપ્યો હતો અને જે પ્રમાણે એક કદરદાન આલીખાનદાન અમીર પોતાના અઝીઝ, ફરઝંદ નિરાદરનું પાલન કરે તે પ્રમાણે મે તમારૂ પાલન કર્યું છે"

ફરહાદ "હજુર, એવાતાના કહેણા શી જરૂરત છે ? હુ પ્રતિજ્ઞા પુર્વક કહું છું કે હજુરે મારા વિપત્તકાળમાં મારાપર જે મહેરબાનીઓ કરી છે તેને હું હરગીઝ ભુલી શકુ એમ નથી."

તુગરલ "એ વાત સત્ય છે અને હુ તમારો અહેશાનમંદીથી સારી રીતે વાકેફ છું પરંતુ તમે મારાપર જે અપૂર્વ ઉપકાર કર્યો છે તેનો બદલો આજે વાળવાની મારી મરજી છે"

ફરહાદ "હજુર, આપશું—"

તુગરલ તેને બોલતો અટકાવીને "સાંભળો, મીયાં ફરહાદ· મારાપર જે આપત્તિ આવી પડવાની છે તેની સુચના મને ઘણી સારી રીતે મળી ચુકી છે અને તેથી મારી પ્રિયપુત્રી શરીન તમને

અર્પણ કરીને અહીઆંથી ચુપચુપ નીકળી મક્કા ચાલી જવાની મારી ઇચ્છા છે હજી મારી પાસે એટલી દોલત વિશેષ છે કે તેની સાહાય્યથી તમે કોઇ બીજા શહેરમા જઇ અમીરાઇથી રહી શકશો અને હુ ? મને હવે જરના કાંઇપણ જરૂર નથી બસ, હુ ફકીર બની મક્કા ચાલ્યો જઇશ અને ત્યાં ખુદાની યાદમા મશગુલ બની સમયવ્યતીત કરીશ ”

ફરહાદ ‘ હજુર, જા । સખ્ત અખ્તિયાર કરો અને આપના દિલને શાંત રાખો, કારણકે—”

તુગરલ (તેને રોકીને) ‘મીયા ફરહાદ, અને હુ કહુ તે સાભળો અઝીઝ ફરહાદ, આજેજ પ્રથમવાર હુ તમને મારા મહાલયમાં જવાના અને મારી પુત્રી શીરીનની મુલાકાત લેવાની પરવાનગી આપુ છુ માટે તમે ઉઠો અને મહાલયની અદર જઇ શીરીનની મુલાકાત કરો મને ઉમેદ છે કે તમે તે નેકખસલત અને લાયક છોકરીની મુલાકાતથી સપુર્ણ પ્રસન્ન થશો અને ત્યારે તમે મારી મહેરબાનીની કિમ્મત આકી શકશો

ફરહાદ “હજુરની મહેરબાનીઓનો બદલો હુ વાળી શકુ એમ નથી, ખુદા હજુરના બોલબોલા કરે ”

તુગરલ “ખેર હવે તમે ઉઠો અને લેશપણ વિલબ કર્યા વિના મહાલયમા જાઓ અને શીરીનને મલીને જલદી પાછા આવો. કારણ કે હુ અત્રેજ બેસી તમારી રાહ જોઇશ અને તમે પાછા ફર્યા પછી કોઇ ખાસ કાર્યમા તમારી સલાહ અને મદદ લઇશ ”

ફરહાદ “ હજુર, આપ આપ આનાચીઝની કોઇ ખાસ કામમાં સલાહ અને મદદ માગો એ આપની મહાન કૃપા છે, લેકિન હુ બે અક્કલ હજુરને શી સલાહ અને મદદ આપી શકીશ ? મગર ખેર, ખત માફ હુ એવુ ઇચ્છુ છુ કે હજુરને પ્રથમ આપના કાર્યમાં સલાહ અને મદદ આપુ અને તત્પશ્ચાત્ શાહજાદી શીરીનની ખિદમતમાં હાજિર થાઉં આગળ સરકારની જેવી મરજી થશે તે પ્રમાણે ગુલામ લેશ પણ વિલબ કર્યાવિના બસરો ચરમ કાર્ય કરશે.”

તુગરલ “ખેર, તેમ કરો.”

એમ કહી તુગરલે એક કલાક પર્યંત ફેરહાદની સાથે કોઇ ગુ વિષય પરત્વે મસલત કરી તેને પોતાની ઇચ્છાનુસાર ફરહાદની તરફથી સલાહ મળી તેથી તે અત્યંત હર્ષિત થયો અને મુછપર તાલ દઇ ને બોલ્યો.—

કેમ મીયાં ફરહાદ, આત્ત્લિકાથી શુ હુ પાદશાહ ગ્યાસુદીન અને રાજો નરેન્દ્રાસહને મારા તાબેદાર નહિ બનાવી શકીશ અને આ હિકમતથી કમલાની છોકરી મલ્લિકાને બઆસાની દસ્ત યાદ નહિ કરી શકીશ ?

ફરહાદ અયવલ્લાહ, હઝુર, એતો આપે જેવી જોઇએ તેવીજ તહકીબ કાઢી છે આશા અલ્લાહ મને તો ખ્વાબમાં પણ ખબર ન હોતી કે હઝુરના કબજામાં કોઇ એવી પણ ચીઝ છે કે જે દ્વારા હઝરત વખ્ત આવતાં અતિ મુશ્કિલને આસાન કરી શકે છે ? ખેર હુ બસરોચશ્મ હઝુરની તાબેદારી કરીશ અને હઝુરે મને જે કામ ફરમા વ્યુ છે તે ખુદાના ફઝલથી ઘણી સારી રીતે પાર પાડીશ

તુગરલ બેશક, તમારી પાસેથી મને એવીજ ઉમેદ છે એજ કારણથી મારૂ દિલ તમારી ઉપર એતેમાદ કરે છે અને એજ કારણથી એણે તમારી આગળ પોતાનો ગુપ્ત ભેદ ખોલ્યો છે મગર ખેર, હવે તમે ઉઠો અને મારી આજ્ઞા અનુસાર મહાલયની અંદર જાઓ

ફરહાદ જહાંપનાહ, હઝુરનો હુકમ હુ શિરોધાર્ય કરૂં છુ, લોકન, મને શકા એ છે કે શાહજાદી સાહિબા આપના ભલામણ વિના મને મુલાકાત કેમ કરવા દેશે ?

તુગરલ ઠીક ઉભા રહો, હું તમને શીરીનની ઉપર મારા હાથ નો એક રૂકો લખી આપુ છુ, તે વાચી તેને લાયક અને નેક છોકરી તમારી ઘણી ખાતિરદારી કરશે.

એમ કહી તેણે પોતાની પુત્રીને એક પત્ર લખી, તેને પરબીડા માં ઘાલી, તે પર પોતાની મહોર કરી તે ફરહાદના હાથમાં આપ્યુ પછી તેણે તેને મહાલયમા જવાની સલાહ લેવાને માટે મુગેર દુર્ગની આવેલી પોતાની છાવણી તરફ પ્રયાણ કર્યું.

તેણે જતાં જતાં મહાલયના દારોગાને આજ્ઞા કરી કે મહાલયના સર્વ ખોજાઓ અને બાંદીઓને જણાવી દો કે ફરહાદને શીરીન પાસે જતાં કોઇ અટકાવે નહિ

નિદાન પ્રથમતો ફરહાદે સ્નાન કરી વસ્ત્ર બદલ્યાં અને પછી બંગદેશના સ્વતંત્ર નવાબ તુગરલખાંના અંતઃપુરમાં પ્રવેશ કર્યો નવાબની આજ્ઞાથી મહાલયનાં કોઇ પણ દાસ દાસીએ તેને અંતઃપુરમાં જતાં અટકાવ્યો નહિ અને તે નિર્ભયતા પૂર્વક શાહજાદી શીરીનની સમીપ ચાલ્યો ગયો



## પ્રકરણ ચોથું.



મુંગેર દુર્ગની અંદર નવાબ તુગરલખાંનુ અતિ વિસ્તૃત અંતઃપુર હતું તુગરલની ધર્મ પત્ની એકજ હતી તેનુ નામ ઇમામબાંદી બેગમ હતુ અને તે શાહજાદી શીરીનનો જન્મ થતાજ પરલોકવાસની થઇ હતી ત્યાર પછી તુગરલે નિવિદ્ધ વિલાસિતાના ઉંડા સાગરમાં પડી કોઇ પણ સ્ત્રીની સાથે લગ્ન કર્યું નહિ, પરંતુ તે રસલંપટ મધુકરની પેઠે નવીન નવીન સ્ત્રીઓનો રસ લૂટવામાંજ અહર્નિશ લીન રહ્યો

તેણે પોતાની પુત્રી શીરીનનુ લાલન પાલન અતિ સ્નેહથી ઉત્તમ પ્રકારે કર્યું હતુ અને તેને શિક્ષણ આપવામાં પણ કોઇ પ્રકારની ત્રુટિ રાખી નહોતી [illegible] તુગરલની તે પ્રિય પુત્રી સોળ [illegible] વર્ષની થઇ છે [illegible] મુંગેરદુર્ગના [illegible] પુર [illegible] છે.

શીરીન [illegible] પ્રવીણ હતી તે ફારસી કાવ્યની [illegible] હતી અને સ્વયંપણ ફારસી કવિતા રચતી હતી. વળી [illegible] અને ગૃહકાર્યમાં અતિ નિપૂણ હતી અને તેનો સ્વભાવ અતિ નમ્ર તથા અહંકાર રહિત હતો. સૌંદર્યમાં તે સાક્ષાત દેવ

પ્રસ્તુતગઝલ નવાબપુત્રી શીરીને એવા હૃદય દ્રાવક અવાજે ગાઇ કે ફરહાદ ઘડીભર પોતાની જાતને વિસરી ગયો અને તેની આંખો માંથી ચોધાર આંસુ ચાલવા લાગ્યા નિદાન તે ગઝલ ગાઇને શીરીને વીણા એક બાજુ મૂકી દીધી અને એક દીર્ઘનિશ્વાસનાખી પોતાની સાડીના પાલવ વતી પોતાની આખમાંના અશ્રુ લૂછી નાંખ્યા પછી તે એકતસ્વીર પોતાની સામે મૂકી અતિ પ્રેમ પૂર્વક તે પ્રત્યે જોવા લાગી હવે ફરહાદ ધીમે રહીને લતા સમુચ્ચયમાંથી બહાર નીકળ્યો અને શીરીનની પાછળ જઇને ઉભો રહ્યો. ઉપરોક્ત તસ્વીર પર તેની દ્રષ્ટિ પડતાંજ તેના મુખમાંથી એક નાની ચીસ નીકલી પડી તેને સાંભળતાંજ શીરીન ચોંકી ઉઠી અને પાછા મુખ ફેરવી જોયું તો તેને ફરહાદ દ્રષ્ટિ ગોચર થયો.

ફરહાદને જોતાંજ શીરીન ઉઠીને ઉભી થઇ અને ઉક્ત છબી પોતાની ચોળીની અંદર છુપાવી દઇ ગુસ્સા પૂર્વક બોલી —

યા ખુદા, આ શું હું ખ્વાબની હરકી છું ? અહ્યા ફરહાદ, તું શા કાનૂનસર મારી પરવાનગીવિના આ અંતપુરમાં નિડરતા પૂર્વક ઘુસી આવ્યો છું ? અને તને આવવા પણ કોણ કમબખ્તે દીધો ? આશ પિતાએ તારાપર અતિ મહેરબાની બતવા તેનું પરિણામ શું આજ આવ્યું કે તુ ઉદ્ધતાઇ પૂર્વક ચોરની પેઠે અ પૂરમાં ઘુસ્યો. તને તારા જાનનો જરા પણ ડર ન લાગ્યો ? અફસોસ અફસોસ તું ઘણા સમયથી મારા પિતાની પાસે છે, લેકિન આ પહેલાજ વાર છે કે જ્યારે તુ આવી શયતાની કરવાને પ્રવૃત્ત થયો છે

ક્રોધાવેશથી શીરીનની આંખો લાલચોળ બની ગઇ હતી અને અને તે થરથર કંપી રહી હતી તેની આંખોમાંથી અગ્નિ વર્ષી રહી હતી. તેની આવી રૌદ્ર મુદ્રા જોઇ ફરહાદે તેના સતીત્વની મનમાંને મનમાં પ્રશંસા કરી અને તેના પ્રત્યે કહ્યું —

શાહજાદી, મારી ખતા માફ કરો મારામાં એટલી તાકાત કયાં થી કે હું આમ હાલતમાં કદમ રાખવાની હિમ્મત કરૂં ? લેકિન હું હજુરની પરવાનગી વિના એટલા માટે આવ્યો છું કે હઝરતને વાલિદે મને એવો હુકમ કર્યો છે. આપ બરાહે મિહરબાની તેમ

ની ઇજ્જત કરવી અને એને સમાન દરજ્જાનો ગણી એની સાથે વર્તન કરવુ

તારી બિહતરી ચાહનાર મગસુદીન.

આ પત્ર વાંચતાં કોમળ હૃદયા શીરીનના સુકુમાર અંતઃકરણ પર વજ્રપાત થયો અને તે પોતાના પિતાની વર્તમાન તથા ભાવી અવસ્થા તથા પોતાના ભાગ્ય વિષયનુ ભયંકર દ્દશ્ય પોતાની સાથે જોઇ ભયથી મૂર્છિત થઇ પડી

અર્ધ કલાકની સુશ્રૂષા પછી શીરીન સચેત થઇ અને ઉઠીને સ્ફાટિક શિલાપર બેઠી પછી તેણે બે ત્રણવાર દીર્ઘનિશ્વાસ નાંખ્યો અને ફરહાદ તરફ ફરીને કહ્યુ —

મીયા ફરહાદ, પત્ર વાંચ્યા પૂર્વે મે તમને જે શબ્દો કહ્યા તે માટે મને માફ કરશો મારા પિતાએ આપને આ પત્ર લખી આપ્યો અને મહાલયમાં આવવાની પરવાનગી આપી, તેથી મારી પાસે આવવામાં તમે કાંઇપણ ખોટુ કર્યું નથી

ફરહાદ લેકિન શાહજાદી, હુ અતિ દિલગીરી સહિત જણાવવુ મુનાસિબ સમજુ છુ કે મને આ શાદી મંજુર નથી

ફરહાદની આ વિચિત્ર વાત સાંભળી શીરીન એક ચીસ પાડી ઉઠી અને તેની તરફ સાશ્ચર્ય જોઇને બોલી:—

અલ્લાહ, શુ તમે આ સાચી વાત કહો છો? આમ કહેવામાં તમારી મતલબ શુ તેનું સ્પષ્ટીકરણ કરો

ફરહાદ હઝરત, ખુલાસો એજ કે મારૂં દિલ કોઇ બીજી નાજની ની ઉપર મોહિત થયુ છે મે મારૂ દિલ કોઇ બીજી સુંદરીને અર્પણ કરી દીધુ છે વળી આપે પણ કોઇ બીજા સખ્સને આપનુ દિલ આપ્યુ છે જ્યારે ઉભયનાં દિલની આવી સ્થિતિ છે ત્યારે આપણી શાદી શી રીતે બની શકે?

શીરીન પોતાની સન્મુખ એક અદ્દભુત માણસને જોઇ તથા તેના વિચિત્ર વાતો સાંભળી અત્યંત ચકિત આનંદિત અને પુલકિત થઇ બોલી

"તો શું મીયાં આ તમે સત્ય વાત કહો છો મીયાં ફરહાદ સાચું કહો, તમને કસમ ખુદાના, શું તમે મારી સાથે શાદી કરવા માગતા નથી!"

ફરહાદ "ભોળા, જે શખ્સની છબી આપની અંદર બલકે આપના દિલની અંદર મોજુદ છે તેની માસુકને પ્રાપ્ત કરવાની મારામા તાકાત ક્યાંથી હોય !"

ફરહાદના આ શબ્દો સાંભળી શીરીનનું અંગ રોમાંચિત થયું અને તે પોતાની આંખ નીચી કરીને બોલી 'સાઇ, જ્યારે મારી ગુપ્ત વાત તમારી આગળ પ્રકટ થઈ ગઇ ત્યારે હવે મારી ઇજ્જત તમારા હાથમાં છે. આ વાત તમે મારા વાલિદને ના કહેશો અને મારા પ્રાણ—"

ફરહાદે તેને અટકાવીને કહ્યુ "સાંભળો, શાહજાદી અગર મારૂ દિલ બીજી સુંદરી ઉપર ન ગયું હોત તો કદાચ હું આપનો દસ્તયાબ કર્યા વિના છોડત નહિ, લેકિન જયારે હું કોઇ અન્ય સ્ત્રીના ઇશ્કમાં ગાંડો બની રહયો છું ત્યારે હું આપને કોઇ પણ પ્રકારની તકલીફ આપવી નામુનાસિબ સમજુ છું. આમ છતાં એ મારી પર વિશ્વાસ રાખી શકો તો મને આપની એક તસ્વીર અર્પણ કરો તે લઇને હું આપના આશકને મળીશ અને હજાર કોશિશ કરીને તેની સાથે આપની શાદી કરાવી દઇશ લેકિન આપને એક શર્ત કરવી પડશે તે એ છે કે જ્યાં સુધી તે શખ્સની સાથે આપના નિકાહ ન થાય ત્યાં સુધી આપ આપના વાલિદને એમજ કહેશો કે "હું ફરહાદની સાથે સાદી કરવાને રાજી છું ' અગર આપને મારી વાત મંજુર હોય તો હું આપના કામમાં હાથ નાખુ."

ફરહાદના મુખ દવારા આવી આશાતીત વાત સાંભળી શીરીન દંગ થઇ ગઇ અને તે ફરહાદના પગે પડી રોદન કરવા લાગી. ફરહાદે તેને ઉઠાડીને કહ્યું

"શાહજાદી હું તમને મારી નાની બેન સમાન ગણું છું માટે તમે મારાપર ભરોસો રાખો અને મારા કહવા પ્રમાણે ચાલો. પછી

તમે જોજો કે હું કેવી ખુબીથી તમને તમારા આશક સાથે મેળવી-દઉં છું"

આ શબ્દો સાંભળ્યા પછી શીરીન ફરહાદનો હાથ પકડી તેને પોતાના દિવાનખાનામાં લઇ ગઇ ત્યાં ગયા પછી તેણે ફરહાદને પોતાની એક છબી આપી અને આંખોમાં અશ્રુ લાવી કહ્યું —

"ભાઇ, ફરહાદ, આજથી હું તમારી સગી નાની બેન થઇ હવે તમે મારી ઇજ્જતની આબરૂ અને મારા હૃદયની ગુપ્ત વાતનો ખ્યાલ રાખજો હવે હું વિના મુલ્યે તમારા હાથમાં વેચાઇ છું અને હું આજથી તમારા હુકમ વિના કાંઇ પણ કાર્ય કરીશ નહિ"

ફરહાદ "બહેન, ખાતરી જરૂર રાખો કે હું કદિપણ તમારૂં અહિત કરીશ નહિ લેકિન એ તો જણાવો કે આ સખ્સની છબી તમને શી રીતે હસ્તગત થઇ?"

શીરીન "એક મારા મહાલયમાં એક છબી વેચનારી આવી હતી તેની પાસેથી મેં આ છબી ખરીદી અને એક યાદગાર સખ્સની છબી છે તે પણ મેં તે વખતે જાણ્યું બસ, જ્યારથી એ છબીને મારા જોવામાં આવી ત્યારથી હું દિવાની થઇ રહી છું

ફરહાદ "ખેર" હવે ગભરાવાનો કંઇ પણ જરૂર નથી ખુદાની મરજી હશે તો હવે હું અતિ શીઘ્ર તમારૂં ઉભયનું મિલન કરાવી દઇશ".

એમ કહી ફરહાદ મહાલયમાંથી ચાલ્યો ગયો તેજ દિવસે આખા શહેરમાં સર્વત્ર એવી વાત પ્રસરી ગઇ કે નવાબની પુત્રી શીરીન સાથે અજ્ઞાત કુળશીલ, નિર્ધન ફરહાદનાં લગ્ન થનાર છે કિંતુ શીરીન અને ફરહાદની વચ્ચે જે વાતચીત થઇ હતી તેની કોઇને પણ ખબર પડી નહિ અને તે ઉભયે પુરજનની આગળ વિવાહ સબંધે પોતાની પ્રસન્નતા પ્રકટ કરી.

તે દિવસથી ફરહાદ હમેશાં અંતઃપુરમાં શીરીનની પાસે જવા લાગ્યો. તે જ્યારે શીરીનની પાસે જતો ત્યારે માત્ર ચોસર, શેતરંજ તાશ વગેરેના ખેલમાંજ સમય વ્યતીત કરતો નહીં પરંતુ નીતિમય

ફારસી પુસ્તકો વાંચી સંભળાવતો તથા સંગીતાદિ શાસ્ત્રનાં ગુઢ ર
સમજાવતો કેટલાક દિવસના સહવાસથી શીરીન સારી રીતે જા
ગઇ કે ફરહાદ મહા નિપૂણ પુરૂષ છે

એક દિવસ શીરીને વાતવાતમાં હસીને ફરહાદને કહયુ "આ
આ તસ્વીર દસ્તયાબ થયા પૂર્વે તમારી મુલાકાત થાત તો કેવું સારૂ

તે સાંભળી ફરહાદે પ્રત્યુત્તર આપ્યો "શુ કહુ મને
ઘણો અફસોસ થાય છે કે હુ અન્યત્ર મારૂ દિલ ગુમાવ્યા પછી ત
મળ્યો"

## પ્રકરણ ૫ મું



મહારાજા નરેન્દ્રસિંહની છાવણીમા સર્વ સૈનિકો પોતપોતા
કાર્યમાં નિમગ્ન હતા મધ્યન્હનો સમય હતો આ પ્રસંગે
એક યુવક આવી પહોચ્યો તે યુવકને જોઇને સૈનિક ગણેયો અને ઉ
વિનીત ભાવે તેને પ્રણામ કર્યા તે યુવકે થોડીક વાર સુધી સૈ
ગણોની સાથે સંભાષણ કરી પોતાના શિબિરમાં પ્રવેશ કર્યો
યુવક અન્ય કોઇ નહિ પરંતુ સ્વય મહારાજા નરેન્દ્રસિંહ હતા તે
કમલાદેવી આદિને મોતી મહેલમાં મુકી આવ્યા હતા તેઓ પોત
શિબિરમા ગયા ત્યારે તેમને એક સખ્સ હાથપર મસ્તક મુકી ગ
વિચારમાં નિમગ્ન થયેલો દ્રષ્ટિગોચર થયો તે પોતાના વિચારમાં એટ
બધો લીન થઇ ગયો હતો કે મહારાજાએ તે સખ્સની ચિંતા
કારણ કલ્પી પરિહાસ પુર્વક કહયુ,

વિનોદ આ પ્રકારે બેસીને શુ વિચાર કરો છો વિનોદ એટ
બધો વિચાર નિમગ્ન હતો કે આ શબ્દો પણ તેના સાંભળવા
આવ્યા નહિ તેથી મહારાજાએ પુન તેને પુછયુ —

"રણાંગણમાં તમે આ શુ સ્વાંગ ધારણ કર્યો છે ! વીરરસ
સંગાત્મન મિશ્રણ કરવાથી શુ રસવિપર્યય નહિ થશે !"

વિનોદના કર્ણમાં આ શબ્દોએ ભારે આઘાત કર્યો અને તેણે સમીપમાં મહારાજાને ચકીત થઈ કહ્યું "અહો મિત્ર, રાત્રિભર અદશ્ય રહેવા છતાં પણ મારાપર આક્ષેપ?"

નરેન્દ્ર "પરન્તુ તમારા મનમાં કયા કદંમનીય કીડાએ પ્રવેશ કર્યો છે?"

વિનોદ પોતાનો મનોભાવ છુપાવવા માગતો હતો, પરન્તુ તે પ્રકટ થઈ ગયો છે, એમ જાણી તે ચતુરાઈ વાપરી બોલ્યોઃ—

"કેમ મે શું કર્યું છે?"

મહારાજા હસીને બોલ્યા "વિનોદ, આજે જણાય છે કે તમે મારાથી પણ તમારો ભેદ છુપો રાખવા માગો છો?"

વિનોદ "આ નવીન મત્ર કયાં શીખ્યા?"

નરેન્દ્ર "તમારૂં ચિત્ત હમણાં જયાં ગયુ છે ત્યાં"

વિનોદ "તમો વ્યર્થ આક્ષેપ કરો છો, મિત્ર, મે કઈ વાત તમારાથી છુપાવી, વારૂ?"

નરેન્દ્ર "પાછી એની એજ વાત! કઈ વાત છુપાવી? ભલા એ તો બતાવો કે તમારા મનમાં કોણે પ્રવેશ કર્યો છે?"

વિનોદ "તો તમે એ રંગમાં રંજીત નથી?"

નરેન્દ્ર "યદિ તેમ હોય તો શું તમે મારૂં અનુકરણ કરશો?"

વિનોદ "અવશ્ય, સેવક યા મિત્રનો એજ ધર્મ છે કે સ્વામી યા મિત્રના અનુગામી થવું"

નરેન્દ્ર "આ તમારી મહાન ધ્રષ્ટતા છે"

વિનોદ "યદિ તેમ હોય તો અપરાધ ક્ષમા કરશો."

નરેન્દ્ર "વિનોદ હવે સાચી વાત કહો."

વિનોદ "હવે શી વાત બાકી રહી છે?"

નરેન્દ્ર "એજ કે કોઇએ તમારૂં મન હરણ કર્યું છે"

વિનોદ "વાહ, મારૂં ચિત્ત કોણે હરી લીધુ?"

નરેન્દ્ર "સુ—શી—લા—એ, સુ—શી—લા એ."

હવે ચો તરફથી લજ્જાએ વિનોદપર આક્રમણ કર્યું તેણે પોતાના

ના બચાવનો કોઇપણ ઉપાય ન જોઇ અવનત મુખ કરી કહ્યું "યદિ એ વાત સમ્ભવિત હોય તો મેં શું અપરાધ કર્યો?"

નરેન્દ્ર "પ્રથમ અપરાધ તો એક તે અજ્ઞાત કુલશીલા બાળાપર તમે આસક્ત થયા દ્વિતીય અપરાધ એ કે એ વાત તમે મારાથી છુપાવી અફસોસ! તમે સર્પને દોરડું જાણીને ઉઠાવી લીધો."

વિનોદ "કેમ શું થયું? સૌ કુશળ તો છે ને?"

નરેન્દ્ર "તમારૂં કલ્યાણ સુશીલાનો પરિત્યાગ કરવામાં છે"

વિનોદ (અત્યંત ગભરાઇને) 'કારણ?"

નરેન્દ્ર "સાભળો, મિત્ર સુશીલા તમારો ઉપકાર અવશ્ય માને છે, પરંતુ તે અન્ય પુરૂષ પ્રત્યે અનુરક્ત હોવાથી તમારી સાથે વિવાહ કરવા ચાહતી નથી"

આ શબ્દો સાંભળી વિનોદને કોટી વૃશ્ચિકોના ડંશ જેટલી વેદના થઇ, તે ધમ દઇને પૃથ્વીપર પડી આંસુ વિસર્જન કરતો કહેવા લાગ્યો 'મિત્ર, સુશીલાના સુખથી હું સુખી છું તે ગમે તેની સાથે વિવાહ કરે પરતુ તેનું સુખ જોઇને હું સુખી થઇશ"

નરેન્દ્ર "તો શું સુશીલાની આશા તમે છોડી દીધી?"

વિનોદ "કેવલ સુશીલાની આશાજ મેં છોડી નથી, પરંતુ અન્ય સ્ત્રી અંગીકાર કરવાનો વિચાર પણ મેં છોડી દીધો છે"

નરેન્દ્ર "તમે આવું પૂછો છો, સહસા એવી પ્રતિજ્ઞા શા માટે કરી બેઠા?"

વિનોદ "મહારાજ, ગમે તે થાઓ, પરંતુ વીર પુરૂષ પોતાના વચનને તિલાઞ્જલિ આપતો નથી. હું સુશીલા વ્યતિરિક્ત અન્ય સ્ત્રીની સાથે પ્રેમ કરી પશુ વૃત્તિ ધારણ કરી શકતો નથી એટલા માટે હવે મારે માટે સન્યાસ ધર્મજ શ્રેયસ્કર થઇ પડશે."

નરેન્દ્ર "વિનોદ, તમને ધન્ય છે. તમે સ્વર્ગીય પ્રણયી છો."

વિનોદ "દાસ હવે એ પશુ કસને યોગ્ય નથી કારણકે સુશીલા અન્યાનુરક્તા હોવાથી તેની ઉપર આસક્ત થઇ પ્રણય કરવો એ પાપમાં પડવા સમાન છે"

નરેન્દ્ર "વિનોદ, તમે ખરેખર ભાગ્યશાળી પ્રણયી છે. પરંતુ સતી સુશીલા તમારા કરતા પણ વિશેષ ભાગ્યશાળી છે"

આ શબ્દો સાંભળતાજ વિનોદની પ્રત્યેક શિરામાં જોરથી ઉષ્ણ રક્ત વહેવા લાગ્યું તે આશ્ચર્ય ચકિત થઈ નરેન્દ્ર પ્રતિ અનિમિત્ર જોવા લાગ્યો તેનો મનોભાવ જોઈ લઇ નરેન્દ્રે પુન હસીને કહ્યું 'સુશીલા અવશ્ય અતિ ભાગ્યવતી છે અને તમે તેના યોગ્ય પ્રણયી છો'

વિનોદ 'મિત્ર આ ગુઢ વાક્યનો અર્થ શુ?"

નરેન્દ્ર "એજ કે સુશીલા તમારા પ્રત્યે પ્રેમ રાખે છે"

આ શબ્દો સાંભળતાજ વિનોદની માનસિક સ્થિતિ સંપુર્ણતઃ પરિવર્તિત થઇ ગઇ અને તે નરેન્દ્રના ચરણ પકડીને બોલ્યો "મિત્ર, સત્ય કહો, આ શુ છે?"

નરેન્દ્રે વિનોદને આલિંગન કરીને કહ્યું 'સુશીલા તમારા શિવાય ત્રીલોકયમાં કોઇને આંખ ઉઠાવીને જોતા પણ નથી"

વિનોદ "તો તમે આટલો પ્રપંચ શા માટે કર્યો હતો?"

નરેન્દ્ર "કેવળ તમારો આંતરિક પ્રેમ જોવાને માટે"

વિનોદ "ભાઇ, તમે આટલી વિદ્યા કયાં શીખ્યા?"

નરેન્દ્ર "સરલાની પાસે"

વિનોદ 'સરલાને ધન્ય છે એવું નારી રત્ન જગતમાં દુર્લભ હોય છે તે રાત્રે વનમાં સુશીલાને નામનો પ્રસ્તાવ સરલાએજ કર્યો હતોને? અને કહો મલ્લિકા તથા સુશીલાની સાથે ત્રીજી સ્ત્રી સરલાજ હતીને?"

નરેન્દ્ર "હા, પરંતુ હવે તમે સુશીલાને મળવા જશોને?"

વિનોદે મૌન પૂર્વક મસ્તક અવનત કર્યું અને નરેન્દ્રે '**मौन सम्मति लक्षण**' ગણી કહ્યું "વિનોદ, તમે મલ્લિકા, સુશીલા, સરલા આદિનો પરિચય પ્રાપ્ત કરી ચુકયા છો માટે હવે તમે મોતી મહલમાં જઇ સુશીલાની મુલાકત કરી શકશો"

આ સાંભળી વિનોદે હર્ષિત થઇ કહ્યું "ભાઇ નરેન્દ્ર, મારી આશા ફળીભુત થઇ"

નરેન્દ્ર "વિનોદ, સરલા સમાન બુદ્ધિમતી સ્ત્રી જગતમાં ક્વચિતજ હશે તમારે પ્રથમ તેને મળવું પડશે, પછી તે સુશીલા સાથે તમારી મુલાકાત કરાવી આપશે."

અત્રે કહેવું અનાવશ્યક છે કે નરેન્દ્ર મોતીમહલથી વિદાય થયો તે પૂર્વે સરલા અને મલ્લિકાએ તેને વિનોદને શીઘ્ર મોકલવાને કહ્યું હતું

## પ્રકરણ ૬ ઠું

સંધ્યા થવાને અધિક વિલંબ નહોતો સૂર્ય ભગવાન પશ્ચિમ દિશામાં પોતાની કિરણમાલા સમેટી લઇ વિશ્રામાર્થ શયન સદનમાં જવાનો ઉદ્યોગ કરી રહયા હતા પ્રકાશ લોભી પક્ષી ગણ ગગન મંડલમાં આમતેમ ઉડી આર્તસ્વરનિથી જાણે સૂર્યને અસ્ત થવાની ના પાડતા હતાં ! પરંતુ તેઓ દિવસના કાર્યથી એટના બધા શ્રમિત થઇ ગયા હતા કે તેમણે પોતાના આશ્રિત આર્ત જીવોને આશ્વાસન આપ્યા વિનાજ અસ્તાચલ તરફ પ્રયાણ કર્યું તેમના આ નિષ્ઠુર અને અયોગ્ય વ્યવહારથી પક્ષી ગણ ભગ્ન મનોરથ બની પોત પોતાના માળા તરફ જવા લાગ્યાં

આ સમયે મોતી મહલ દુર્ગના અંતઃપુરના ઉદ્યાનમાં એક ષોડશી બાલા ચિંતા નિમગ્ન થઇને બેઠી હતી તેના કૃષ્ણ કેશ કપોલ તથા વક્ષ સ્થલ પર પડી અપૂર્વ શોભા આપી રહયા હતા શીતલ સુગંધિત સાંધ્ય સમીર તેના અંગને સ્પર્શ કરી તથા તેનો પાલવ ફરકાવી પોતાની કુટિલતાનો પરિચય આપી રહયો હતો. પરંતુ તે બાલિકા તેના આ વ્યવહાર પ્રત્યે લેશ પણ લક્ષ આપતી ન હોતી. કારણકે તેનું મન વ્યગ્ર બની રહ્યું હતું તેનું ચિંતા નિમગ્ન વદન જોઇ તે વિરહ વ્યાધીથી પીડાતી હતી હશે એવી શંકા કોને ન થાય ?

તે બાલિકાને આ યાતના સહન કરવાનો ઘણો સમય મળ્યો નહિ, કારણકે સહસા એક અન્ય રમણીએ આવીને તેના કપોલ

સુશીલા આ સત્ય કહ્યુ, વારૂ મને બુદ્ધિ ભ્રમ શી રીતે થયો ? મેં એવુ તે શું કર્યું ?

સરલા ત્યારે મે હાસ્ય ક્યારે કર્યું ? તેમણે મને નિમંત્રણ કર્યું તો હુ નહિ જાઉં ?

સુશીલા હું ક્યાં રોકુ છુ ? પરતુ ત્યાં શુ છે ?

પરંતુ

આ શબ્દો સાભળતાંજ સુશીલાને વજ્રઘાત થયો હોય તેવી પીડા થઇ. તે થર થર કપવા લાગી. તેની મુખાકૃતિ મ્લાન અને અગ પ્રત્યંગ શિથિલ થઇ ગયા તેનુ હૃદય ધડકવા લાગ્યુ અને શ્વાસ વેગથી ચાલવા લાગ્યો તે આડ મુખ કરી આંખમાં આવેલ આંસુ લુછવા લાગી સરલાથી સુશીલાની આ દશા અધિક કાળ પર્યંત સહન થઇ શકી નહિ તે સત્વર પોતાના પાલવવતી તેનાં આંસુ લુંછી તથા તેને પોતાના હૃદય સરસી ચાંપી બોલી પ્રિય સખી, વિનોદના વિવાહની વાત સાભળી તને આટલુ બધુ કષ્ટ કેમ થયુ ?

સુશીલા નહિ સરલા મને કાંઇ પણ કષ્ટ થયુ નથી તેમણે મારા પર ઘણો ઉપકાર કર્યો છે. તો પછી તેમના વિવાહના સમાચાર સાભળીને મને કષ્ટ શા માટે થાય ? ઉલટી તેમના સુખની વાત સાભળી મને આનંદજ થયો છે

સરલા આ તું મિથ્યા વાત કહે છે યદિ એ વાત સત્ય હોત તો તુ આટલી બધી ઉદાસ શા માટે થાત ?

સુશીલા આડું મુખ કરી આંસુ વિસર્જન કરતી હતી તે જોઇ સરલા તેના મુખ પર ચુબન કરીને બોલી.

હજી તું મારા કહેવાનો ભાવાર્થ સમજી નથી, તેથી તું આટલી ક્ષુભિત થઇ છે.

સુશીલા હવે શુ સમજવું બાકી છે ?

સરલા વિનોદના વિવાહ કોની સાથે થવાના છે તે તુ જાણે છે ?

સુશીલા ના, તે હુ જાણુતી નથી, તેમજ તે જાણવાની ઇચ્છા પણ નથી. પરંતુ તમે કહેતાં હો તો કહો

સરલા, તને સાંભળવાની ઇચ્છા ન હોય તો હુ શા માટે કહું ?

સુશીલા હો હવે સાંભળીશ.

સરલા ત્યારે કહું ?

સુશીલા હા, કહો

સરલા સુ-શી-લા-ની સાથે, સુ-શી-લાની સાથે.

જેવી રીતે મૃતકને સંજીવનથી પુન જીવન લાભ થાય છે તેજ પ્રકારે સુશીલાને સરલાના આ શબ્દોથી નવજીવન પ્રાપ્ત થયુ ને તે સરલાને ગળે વળગી હસીને કહેવા લાગી —

"સરલા તમને બીજુ કોઇ નહી ગળયુ કે તમે મારી સાથે હાસ્ય કરીને તમારો જીવ ઠડો કર્યો ?"

સરલા "જ્યારે તુ સત્યને ઠઠ્ઠા મશ્કરી માને ત્યારે હુ શુ આપુ કહુ ? જોજે, હવે કાઇ ફેરફાર થઇ જાય તો મને દેષ દઇશમા"

આ સાભળી સુશીલા ગભરાઇ ગઇ તેણે ધાર્યું કે જો સરલા અપ્રસન્ન થશે તો અવશ્ય કામ બગડી જશે પરતુ અફસોસ ! હજી સુશીલા એ સરલાનૂ હૃદય પીછાણ્યુ નહેતુ, નહિ તો તેને આવો ભ્રમ થાત નહિ અસ્તુ તે બોલી" સરલા, શુ તમે અપ્રસન્ન થયા છો ?"

સરલા "અપ્રસન્ન થવા જેવુ છે"

સુશીલા "શુ મને તમારી વાત પર વિશ્વાસ નથી ?"

સરલા "હવે તુ રાહપર આવી અસ્તુ આજે કોઇ કારણ સર વિનોદ અહીંઆ આવવાના છે શુ તુ તેને મળવા માગે છે ?"

સુશીલા મૌન રહી સરલા પુન બોલી —

'સાભળ રાત્રે શયન ગૃહમાં જાગૃત રહેજે દ્વાર ખુલ્લુ રાખજે અર્ધી રાત્રે તેઓ આવશે '

સુશીલા લજ્જાવશ કાઇ બોલી શકી નહિ તેનો મનોભાવ સમજી જઇ સરલાએ કહ્યુ —

"જોજે, સાવધાન, માતજી જાણવા ન પામે"

એમ કહી સરલા બીજી તરફ ચાલી ગઇ. સુશીલાને આકાશને ચદ્ર હાથમાં આવ્યો હોય તેવુ લાગ્યુ. તેનુ મન આનદથી નૃત્ય કરવા લાગ્યુ અને તે ઉઠીને ઉદ્યાનમા ઇતસ્તત ફરી પુષ્પો વીણવા

લાગી સરલા અંતઃપુરમાં જઈ કયાંક જવાનો વીચાર કરતી હતી એવામાં મલ્લિકાએ આવીને કહ્યું બહેન, આજે તો તમે પરમ આનંદમાં જણાવો છો ! શું છે? કહો તો ખરાં'

સરલા "છે શું ? સર્વ ઠીકઠાક છે"

મલ્લિકા "સરલા બહેન, હવે તમે નિપુણ દૂત બની ગયાં છો.

સરલા "છટ, મારો આટલો બધો આદર ! પરંતુ જો આજ શબ્દો તું તારા કામ પ્રસંગે કહેત તો હું અત્યંત પ્રસન્ન થાત. ભલને બીચારી સુશીલા પ્રત્યે તને આટલો દાહ કેમ છે? શું તું તેની શોકય છે?"

મલ્લિકા "છટ, છટ, આ શું બકો છો? વારૂ, તેમ તો તેમ પરંતુ શું તમે દૂતનું કામ નથી કરતા?"

સરલા "તમારા લોકોને માટે સર્વ કાંઈ કરવું પડે છે"

આ સાંભળી મલ્લિકા હસવા લાગી અને સરલાએ તેના કાનમાં કાંઇક કહીને ત્યાંથી પ્રસ્થાન કર્યું મલ્લિકા ત્યાંથી ઉદ્યાનમાં જઈ ત્યાં તેને સુશીલા પુષ્પમાલા ગ્રંથિત કરતી જણાઈ મલ્લિકાએ તેની સન્મુખ જઈને કહ્યું —

'સુશીલા, શું હજી રાત થઈ નથી? આજે શું છે જે તું હજી સુધી અહીંઆ બેઠી છુ ?"

પોતાની સન્મુખ મલ્લિકાને જોઈને સુશીલા કિંકર્તવ્ય વિમૂઢવત બની ગઈ તે બોલવા જતી હતી, પરંતુ કાંઈપણ બોલી શકી નહિ તેને મૌન જોઈને મલ્લિકા પુનઃ બોલી:—

'આ કાચી કલીની માલા કોને માટે બનાવે છે?"

સુશીલા પણ હાસ્ય પ્રિય હતી અને મલ્લિકાની સાથે તે છુટથી બોલતી હતી. વળી આજે તેનો સર્વ ભેદ પણ પ્રકટ થઈ ગયો હતો, તેથી તે હસીને બોલી —

"આજે મારા વિવાહ છે, તે શું તું જાણતી નથી?"

મલ્લિકા મશ્કરી લબાવવાના આશયથી બોલી.—

"કોના વિવાહ છે, સુશીલા

સુશીલા "મલ્લિકાના"
મલ્લિકા "કોની સાથે?"
સુશીલા "મહારાજાની સાથે?"
મલ્લિકા "વિનોદની સાથે?"
સુશીલા "છટ, એ શું બકે છે?"
મલ્લિકા "હરકત શી છે? તું તો મહારાજાની સાથે વિવાહ કરવાને રાજી છેને?"
સુશીલા "આજે તને થયું છે શું?"
મલ્લિકા "ઉન્માદ, ત્યારેજ કાચી કળીની માલા ગુંથાય છે."
સુશીલા "માલા બનાવવામાં પણ દોષ છે?"
મલ્લિકા "તમારે માટે દોષ નથી."
સુશીલા "કેમ?"
મલ્લિકા 'તારી માલા સાર્થક
સુશીલા "કેવી રીતે?"
મલ્લિકા "વિનોદની સાથે વિવાહ થવાના છે તે માટે"
સુશીલા "સાચી વાત કહો છો?"
મલ્લિકા "હજી ન સમજાયું? માલા કોને માટે ગુંથો છો વિનોદને માટેજને? વિવાહ કોના છે? વિનોદનાજને? અને કોની સાથે? સુશીલાની સાથે, સમજી? હજી પણ સમજી કે બીજું!'
સુશીલા લજ્જાવશ કાંઈપણ બોલી શકી નહી તે અવનત મુખ કરી મૌન બેસી રહી તેની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં, તે માલાને ફેંકવા જતી હતી એવામાં મલ્લિકાએ તેનો હાથ પકડી લીધો અને પોતાના પાલવ વતી તેના આંસુ માર્જન કરી કહ્યું:—
"સુશીલા, આજે હું મરી જઈશ"
સુશીલા "કેમ, બહેન? આવી વાત તારા મુખમાંથી કેમ નીકળી? તને શું દુઃખ છે?"
મલ્લિકા "મને જે દુઃખ છે તે મારાથી કહી શકાય એમ નથી."
સુશીલા "શું દુઃખ છે તે કહે, સખી, મારો પ્રાણ વ્યાકુળ થઈ રહ્યો છે."

મલ્લિકા "સુશીલા, નિશ્ચય પૂર્વક માનજે કે મલ્લિકા સર્વ કષ્ટ સહન કરી શકે છે, પરંતુ સુશીલાની આંખોમાં આંસુ બિન્દુ જોઈ શકતી નથી"

સુશીલાએ હસીને કહ્યું —

"યદિ સુશીલાની આંખોમાં આંસુ આવે તો તેમાં મલ્લિકાનો શો દોષ છે?"

મલ્લિકા "યદિ અનાયાસજ તેમ બને તો મલ્લિકા નિર્દોષ ગણાય, પરંતુ મલ્લિકાની વાતથીજ સુશીલા આંસુ વીસર્જન કરે તો શું દોષિત નહિ ગણાય? અને આવી અવસ્થામાં તે જીવી શકે ખરી કે?"

સુશીલા "તો મલ્લિકા એવું કાર્ય શા માટે કરે છે કે જેથી સુશીલાની આંખોમાં આંસુનો ઉદય થાય?"

મલ્લિકા "જ્યાં સુધી મલ્લિકાના જીવમાં જીવ છે ત્યાં સુધી તો તે પોતાની આદત છોડશે નહિ હવે મલ્લિકાએ મરવાનોજ વિચાર કર્યો છે"

સુશીલા "બ્હેન, તને કોઈ જીતી શકે એમ નથી."

એમ કહી સુશીલા હસતી હસતી મલ્લિકાને ગળે વળગી પડી. મલ્લિકાએ તેના કપોલપર ચુંબન કરીને કહ્યું "હવે તો મારી વાતથી ઉદાસ નહિ થશેને?"

સુશીલા "ઉદાસ ક્યારે થઈ હતી?"

મલ્લિકા "જુઠું બોલે છે?"

સુશીલા "ઉદાસ તો થઈ નહોતી, પરંતુ જ્યારે તું હઠ કરે છે ત્યારે કહું છું કે હવે ઉદાસ થઈશ નહિ"

મલ્લિકા "સોગદ ખા"

સુશીલા "મલ્લિકા બ્હેન, આજે તને શું રંગ સુઝયો છે?"

પછી ઉભય મળી ત્યાં માળા ગ્રથિત કરતી બેઠી માળા ગુંથવાનું કાર્ય સંપૂર્ણ થવા આવ્યું હતું એવામાં કમળાદેવીના બોલાવવાથી તેઓ ઘરમાં ગઇ સૂર્યનો અસ્ત થવાથી અંધકારે સર્વત્ર પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું. કોમળ હૃદયા કામિનીગણ પાતનો આશ્રય

શોધવા લાગી પરંતુ જે એ સુખથી વંચિત હતી તો વાતનાની સીમા નહોતી આજે મલ્લિકા એ સુખથી વંચિત છે, પરંતુ સુશીલાના આનંદનો પાર નથી

પાઠક, પ્રણયની લીલા એવીજ છે એક કવિએ જણાવ્યું છે કે "પ્રણયી જનોને પોતાના પ્રિયજનના સંયોગ સુખ કરતાં તેનો વિયોગ કોટિ ગુણિત શ્રેયસ્કર છે કારણ કે સંયોગાવસ્થામાં તો પ્રણયીની એકજ મૂર્તિ સામે રહે છે, કિંતુ તેના વિયોગની અવસ્થામાં સમગ્ર જગત્‌માં તે જ્યાં દ્રષ્ટિપાત કરે ત્યાં તેને પોતના પ્રણયીની મૂર્તિ દ્રષ્ટિગોચર થાય છે"

કદાચિત એમ હશે પરંતુ અમે તો એમજ કહીશું પ્રભુ કોઇને પણ વિરહજ્વાલામાં ભસ્મીભૂત ન કરે કારણકે સંયોગના સુખ અને વિયોગના દુઃખ વચ્ચે આસ્માન જમાનનો અંતર છે

## પ્રકરણ ૭ મું

રાત્રિ પડવા આવી હતી આ સમયે એક સાહસિક રમણી મોતી ગઢના દુર્ગના દરવાજે બેસીને કોઇની પ્રતીક્ષા કરી રહી હતી અંધકારને લીધે કોઇ વસ્તુ દ્રષ્ટિગોચર થતી નહોતી કદિ કદિ વન્ય પશુઓના ચિત્કારથી ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ થતો હતો. કદિ કદિ વાયુ સંચારથી વૃક્ષાના સૂકાં પાંદડાં હાલે છે અને તેથી ખડખડ અવાજ થાય છે કંઇ અવાજ થતાં વેંત તે રમણી ચકિત અને ભયભીત બની આમતેમ જોવા લાગે છે પરંતુ કોઇનું આગમન ન થતું જોઇ પાછી સ્વસ્થ બેસે છે

નિશાના સંપૂર્ણ સામ્રાજ્યમાં નીલાકાશનું વક્ષ સ્થલ વિદીર્ણ કરી કરોડો તારાગણ પૃથ્વીની તરફ દ્રષ્ટિપાત કરે છે અને અંધકાર દૂર કરવનો વ્યર્થ પ્રયાસ કરે છે જ્યારે તેમના ભયથી સ્વયં તારાનાથે પરાજયનો સ્વિકાર કરી ગુપ્તવાસ ગ્રહણ કર્યો હતો ત્યારે તારાગણનો ઉદ્યોગ વિડંબના માત્ર ઠરે તેમાં શો શક ? આવા સમયે ધીમે

"અહોઆ કોઇને નહિ જોઇને મે તો ધાર્યું હતું કે નરેન્દ્રે મારી સાથે ઠઠ્ઠા તો નથી કર્યા?"

સરલા "ઠઠ્ઠા નહિ, મશ્કરી કરી હશે"

વિનોદ "આજે પરમ આનંદનો દિવસ છે, કારણ કે તમારાં દર્શન થયાં કે હું સદા તમારૂં સ્મરણ કર્યા કરતો હતો"

સરલા "તો કદાચિત મને ઉપકૃત કરવાને માટેજ આપે શ્રમ લીધો હશે?"

વિનોદ "તેમાં શો સંદેહ છે?"

સર "સાંભળીને આનંદ થયો, કિંતુ આપ સમજી તો ગયા હશો?"

વિનોદ "સમજવાનું શું?"

સરલા "એજ કે આજકાલ પુનર્વિવાહની વિધિ પ્રચલિત થઇ છે"

વિનોદ "હં, એ શું બોલ્યાં?"

સરલા "વિનોદ બાબુ, આપના શબ્દોનો અર્થ શું થાય છે?"

વિનોદ મે કહ્યાને"

સ । "આપ મારૂં સ્મરણ કરીને અહીં આ આવ્યા છોને?"

વિ દ "તેની સાથે પુનર્વિવાહને શું સંબંધ છે?"

સરલા "કદાચિત આપનો પુનર્વિવાહ કરવાનોજ વિચાર હોય વિવાહ કરવાને તઇયાર છું"

વિનોદ "છી, સરલા, આને કેવા પ્રકારની મશ્કરી હોય?"

સરલા "બસ, તમારૂં પાણી તો આટલુંજને?"

વિનોદ "નરેન્દ્રના મુખથી તમારી જે પ્રશંસા સાંભળી હતી તેથી અધિક પ્રશંસનીય તમે જણાઓ છો. તમે વસ્તુતઃ અદ્વિતીય મશ્કરીખોર છો મેહેથી તમને જીતવાની આશા મૃગજળવત મળી છે."

સરલા "તમે બળવાન થઇને એક અબળાના હાથથી પરાજય સ્વિકારો છો?"

વિનોદ "બળવાનનો બાપપણ અબળાને જીતી શકતો નથી."

સરલા 'અસ્તુ, જવદો એ વાત તમે આવી અંધકારયુક્ત રાતે અહીં આ શા માટે આવ્યા છો ?"

વિનોદ "સરલા, બહુ થયું. હવે વ્યર્થ શા માટે બોલે છે? જો તમે અબલા નહોત તો તમે પ્રલય મચાવી દેત"

સરલા "આવો હવે ઝગડો ના કરો"

વિનોદ સ્તબ્ધ થઇને ઉભો રહ્યો સરલા તો મૌન ઉભેલો જોઇ તેનો હાથ પકડીને બોલી —

"ચાલો, આપને માટે સુશીલા ઉત્કંઠિત છે"

એમ કહી સરલા વિનોદનો હાથ પકડી અંદર પ્રવિષ્ટ થઇ. પછી તે દ્વાર પૂર્વવત્ બંધ કરી સોપાન અતિક્રમ કરી જે ગૃહમાં સુશીલા હતી તેની સમીપ વિનોદને લઇ આવી અને અંગુલિત નિર્દેશ કરી બોલી "જાઓ અંદર જોજો ત્યાં કાંઇ ડર નથી ત્યાં વાઘ નથી તમે ભીરૂ છો એટલા માટે કહું છું"

એમ કહીને તે ચાલી ગઇ તેનું આ કૌતક જોઇ વિનોદ ચકિત થયો. સરલાને અંધકારમાં દ્રશ્ય થતી જોઇ વિનોદ ક્ષણભર નિઃશબ્દ રહ્યો પછી તે ઓરડામાં પ્રવિષ્ટ થયો.

નરેંદ્રનું હૃદય કંપવા લાગ્યું શા માટે ? યદિ આવા પ્રસંગે પાઠકોનું હૃદય કંપિત થયું હોય, યદિ તેઓ નવ પ્રણયિનીના પ્રથમ દર્શન પ્રસંગે કંપિત થયા હોય તો અમારે વિશેષ કહેવાની આવશ્યકતા રહેશે નહિ. સુશીલા તેને એક સ્વચ્છ શૈયા પર વસ્ત્રથી અંગ આવૃત્ત કરી અર્ધ સુપ્તપ્રાય બેઠેલી જણાઇ વિનોદનું આગમન થતાંજ સુશીલા ચોંકી ઉઠી અને કિંકર્તવ્યવિમુઢ બની ઉભી રહી તેણે એકવાર વિનોદ પ્રતિ દ્રષ્ટિપાત કર્યો પરંતુ ચાર આંખ થતાં વેંતજ લજ્જાથી અવનત મુખ કરી ત્યાંથી પલાયન કરવાનો ઉપક્રમ કરવા લાગી પરંતુ વિનોદને દ્વારા પુરુષ આવતો જોઇ તેથી પાછી સરકીને બેસી ગઇ. વિનોદે સમીપ આવી કહ્યું —

પ્રિય સુશીલા, [illegible] છે !

સુશીલા—વ્હાલા, તમે આટલી વાચાળ ક્યાંથી શીખ્યા ?

વિનોદ—અમે ત્યાં શીખ્યો, પરંતુ તુ સરલાની નિકટ રહેવા છતાં આટલી નિષ્ઠુર બની છે ?

સુશીલા—તમે સરલાને ઓળખો છો ?

વિનોદ—થોડો ઘણો પરિચય છે

સુશીલા—તેતો અતિ કઠિન હૃદયની છે. તેના જેવી સ્ત્રી તો મેં ક્યાય પણ જોઈ નથી

આ તરફ પ્રણયી દંપતી પરસ્પર વાર્તાલાપ કરતાં હતાં અને બીજી તરફ સંયોગીને વિયોગી બનાવવાને માટે રજની પણ અદ્રશ્ય થઈ ગઈ પ્રાતઃકાળ થઈ ગયો ચોતરફ પ્રકાશ ફેલાવા લાગ્યો અને દીપકની જ્યોતિ મંદ થવા લાગી એકાએક પક્ષીઓના કલકલ ધ્વનિથી ઉભય ચોંકી ઉઠયાં સુશીલા ભગ્ન સ્વરે બોલી શું રાત્રિ વ્યતીત થઇ ગઇ ?

વિનોદ—પ્રિયે, હુ હવે અધિક સમય અત્રે રહુ એ તને ઉચિત લાગ્યુ નહિ, માટે પ્રિયે, હવે વિદાય કરો

આ શબ્દો સાંભળી સુશીલાનુ હૃદય વિંધાઈ ગયુ, પરંતુ તે પોતાનો મનોભાવ છુપાવીને બોલી "પુન. ક્યારે આવશો ?"

વિનોદ—તુ જ્યારે કહે ત્યારે

સુશીલા—શુ આજે મારા કહેવાથી આવ્યા છો ?

વિનોદ— તો બીજા કોના કહેવાથી ?

સુશીલા—જાઓ જાઓ જુઠું ન બોલો

વિનોદ—તો જેણે મને મોકલ્યો છે તેના કહેવાથી જ્ઞ

સુશીલા તમને કોણે મોકલ્યા ?

વિનોદ—નરેન્દ્ર

સુશીલા—શુ તેમણે તમને મોકલ્યા ? અને શા માટે ?

વિનોદ—શ્રીમતી મલ્લિકાદેવીની આજ્ઞાથી

સુશીલા મલ્લિકાનુ નામ સાંભળતાંજ પ્રસન્ન થઇ ગઇ તે સમજી કે આ સર્વ મલ્લિકા દેવીએ મારા ચિત્ત વિનોદાર્થે કર્યું છે. પરંતુ નરેન્દ્રના કાન સુધી વાત પહોંચવાથી તે મહા લજ્જિત થઇ અને

મલ્લિકા પર કાંઇક રૂષ્ટ પણ થઇ પરંતુ તે રોષ ક્ષીણજીવી હતો. તે ધીમેથી બોલી મલ્લિકાબેન સરલાથી કમ નથી.

એવામાં સરલા ત્યાં આવી પહોંચી તેને જોઇ સુશીલા લજ્જીત થઇ ત્યાંથી ચાલી ગઇ યદ્યપિ સરલાએ તેને કેટલીકવાર બોલાવી પરંતુ તે પાછી ફરી નહિ. ત્યારે સરલાએ વિનોદને કહ્યું મહાશય, હવે ક્યારે આવશો?

વિનોદ— શીઘ્ર. પરંતુ એતો કહો કે મારા પર આવીજ કૃપા કાયમ રહેશેને?

સરલા—એતો આપ સુશીલાને પુછતે તો ઠીક થાત

નિદાન વિનોદ ત્યાંથી પ્રસ્થાન કરવાને પ્રસ્તુત થયો, પરંતુ પ્રસ્થાન કરતી વખત સુશીલાના દર્શન નહિ થવાથી તેનું મુખ મ્લાન, થઇ ગયું. પછી વિલંબ નહિ કરતાં તે ત્વરિત ત્યાંથી બહાર નીકળી ગયો.

બહાર નીકળીને વિનોદ એક દીર્ઘ જંગલમાં ગયો ત્યાં તે પોતાનો અશ્વ અતિરિક્ત અને અપરીચિત પણ જોવામાં આવ્યો કે જેને આપણે ફરહાદના નામથી ઓળખી ગયા છીએ પરંતુ મહારાજા નરેન્દ્રસિંહના મંડળમાં હજી તેને કોઇ ફરહાદના નામથી ઓળખતું નથી. તેને જોઇને વિનોદ આશ્ચર્ય ચકિત થઇને બોલ્યો-તમે અહીંઆં પણ આવી પહોંચ્યા? મિત્ર, તમારામાં અવશ્ય દૈવી શક્તિ છે નહિ તો તમને વારૂં અહીંઆં ચોરની પેઠે છુપાઇને આવવું શી રીતે વિદિત થાત?

ફરહાદ—મહાશય, ચોર પોતાની જાતને કદાપિ ચોરોથી છુપાવી શકતો નથી આપ યદિ ચોરની પેઠે આવ્યા તો ભલા મારાથી કદિ છુપાઇ શકો એમ છો? કારણકે હું પણ ચોરનો ભાઇ ઘટી ચોર છુ.

વિનોદ—તો તમે કોઇ કાર્યને માટેજ અહીંઆં આવ્યા હશો!

ફરહાદ—કેવળ આપની રક્ષા કરવાના ઉદ્દેશથીજ હુ આપની પાછળ પાછળ આવ્યો હતો. અસ્તુ હવે એ વાત જવદો અને

આપણા છાવણીમાં જઈને અશ્વનો ઉચિત બંદોબસ્ત કરો કારણકે આજ રાત્રે તુરકલના માણુસો આપણી છાવણી પર છાપો મારવાના છે,

પછી તે વિષયપર કેટલીકવાર સુધી વાત કરી વિનોદ પોતાની છાવણી તરફ ગયો અને ફરહાદ પોતાને માર્ગે ગયો

## પ્રકરણ આઠમું.

વિસભર ભયંકર સંગ્રામ ચાલ્યો. અને રાત્રી પડી ચાર ઘડી રાત વ્યતીત થઈ હતી અંધકારમય ગગનમાં બેસીને તારાગણ સંગ્રામનું નિરીક્ષણ કરતા હતા થોડી થોડી વારને અંતરે સૈનિકો પોતપોતના પક્ષનો જય બોલાવી ગગન વિદીર્ણ કરતા હતા પરસ્પર મહા તુમુલ સંગ્રામ ચાલી રહ્યો હતો આટલી રાત વ્યતીત થઇ ગઇ તો પણ સંગ્રામ બંધ પડયો નહિ ઉભયદલ વિશ્રાંતિ લેતાં નહોતાં પરંતુ સંપૂર્ણ ઉત્સાહ પૂર્વક રણાંગણમાં વીરતા દર્શાવી રહયાં હતાં. પરંતુ ધીમે ધીમે પઠાણો હારતા ગયા અને અંધારામા શત્રુ મિત્રનો ભેદ ભૂલી પરસ્પર કપાઇને મરતા ગયા મહારાજા નરેન્દ્રસિંહ, વિનોદસિંહ, ખડ્ગસિંહ અને શાહજાદાની અપ્રતીમ ચાતુરીથી પઠાણો હઠવા લાગ્યા કેટલાક પઠાણો સિંહની આગળ બકરી નાસે તેમ જીવ લઈને પલાયન કરી ગયા

આ સમયે એક વિદ્યાધરિણી બાલાબાણ રણક્ષેત્રમાં વિચરણ કરી રહી હતી ને ઉત્સુક નેત્રોથી નરેન્દ્રની અલૌકિક વીરતા જોઇ મનમાં તેને કૃતજ્ઞતા ધન્યવાદ આપવા લાગી લાગી નરેન્દ્ર ઉભય હસ્તોથી અસિ ચલાવી શત્રુઓને ભૂમીશાયી કરતો હતો. અતિ પરિશ્રમથી તેના સર્વાંગમાથી પ્રસ્વેદ બિંદુ ટપકતાં હતાં. અસિ ચલાવતાં હાથ થાકી ગયા હતા. તેને કેટલાક ઘાવ થયા હતા અને તેમાંથી રૂધિર વહેતું હતુ, પરંતુ તે પ્રત્યે તે લક્ષ્ય આપતો ન

હોતો નરેન્દ્રનું શૌર્ય જોઇ ઉક્ત ભીખારણે પરમ પ્રસન્ન થઇ જયનાદ કર્યો ત્રિપુરપતિની જય, મહારાજા નરેન્દ્રસિંહની જય, નરેન્દ્રના પક્ષના અસંખ્ય સૈનિકોના ભાષણ જય નાદથી પૃથ્વી કંપિત થવા લાગી અને શત્રુ સેના છિન્ન થઇને નાઠી નરેન્દ્ર તુગરલને શોધી કહાડવાને ઇતસ્તત ભ્રમણ કરવા લાગ્યો, આ સમયે ઉક્ત ભીખારણે આવી તેના અશ્વની લગામ પકડી કહ્યું—

મહારાજા, ધન્ય છે તમને, હવે શાન્ત થાઓ

એકાએક ઉક્ત ભીખારણને સન્મુખ આવી આ પ્રકારે બોલતી જોઇ મહારાજા નરેન્દ્રસિંહે ખડ્ગ ઉઠાવી કહ્યું તું કોણ છે?

ભીખારણે પાછળ હઠી પોકારીને કહ્યું હું સ્ત્રી છું, મહારાજ સ્ત્રી હત્યા કરશોમા, હું સ્ત્રી છું

નરેન્દ્રએ તરવાર નીચી કરી આશ્ચર્યથી કહ્યું—

તમે સ્ત્રી છો અને રણભુમીમા આવ્યાં છો?

સ્ત્રી—શું તમે મને ઓળખતા નથી? મહારાજ તમે સરલને ભુલી ગયા?

નરેન્દ્ર—શું બોલ્યા? સરલા? આ વેશથી અહીંઆ શું કરો છો?

સરલા—આજે હું પ્રાત કાળથી આવી અહીંઆ ઘુમ્યા કરૂં છું

નરેન્દ્ર—શા માટે? અને તમે બચ્યાં કેવી રીતે?

સરલા—આપના પુણ્ય પ્રતાપથી મારો વાળ પણ વાંકો થયો નથી.

નરેન્દ્ર—આ વેશમાં તમે અહીંઆં શા માટે આવ્યાં છો?

સરલા—તુગરલને શોધી કાઢવાને માટે

નરેન્દ્ર—તે ક્યાં છે? હું પણ તેનાજ ખોજમાં ફરૂં છું.

સરલા—તે એક પ્રકારે આપના પંજામાંથી છટકી ગયો છે. પરંતુ આવો, શીઘ્રતા કરો

નરેન્દ્ર—તે ક્યાં ગયો છે?

સરલા—તે કેટલાક સૈનિકો લઇને ત્રિપુરાન તરફ પલાયન કરી ગયો છે. આપણે હમણાં હમણાં જઇશું તો તેને પકડી શકીશું.

પછી નરેન્દ્રે મુખ ફેરવી કહયુ. જેમણે આવવુ હોય તેમણે મારૂં અનુકરણ કરવુ.

વિનોદસિંહ, ખડગસિંહ આદિ સેંકડો અશ્વરોહીઓ શીઘ્રતાથી મહારાજાની સાથે સાથે ચાલ્યા. સરલા અવાચક બની ક્ષણ બાર ત્યાંજ ઉભી રહી પછી તે આમ તેમ દ્રષ્ટિપાત કરી એક તરફ પ્રસ્થાન કરી ગઇ.

## પ્રકરણ ૯ મું.

દિવસના નવ વાગ્યા હતા તુગલની સેના ચતુરતા પૂર્વક વ્યુહ રચીને ઉભી હતી આ સમયે એક મુક્તકેશી ભૈરવી હાથમાં વિણા લઇ ઝંકાર કરતી કરતી તુગલની છાવણીમા પ્રવિષ્ટ થઇ. સૈનિક ગણ તેને જોઇને સ્તંભિત થઇ ગયા ભૈરવી નિર્ભયતા પૂર્વક તુગલના શિબર પ્રતિ ચાલી માર્ગમા તે એક વ્યક્તિને જોઇને ઉભી રહી ગઇ, ત્યારે તે સૈનિકે તેને પ્રશ્ન કર્યો તુ હિંદુ ભૈરવી થઇને પાપીષ્ટ યવનની છાવણીમા શુ પ્રાણ આપવાને આવી છુ. ?

ભૈરવી તેને જોઇ હસીને બોલી ભૈરવીને સતાવનાર ત્રૈલોકયમા કોઇ પણ નથી

એમ કહી તેણે તે પુરૂષ પતિ એવો સ્નિગ્ધ કટાક્ષ કર્યો કે તે કંપિત થયો અને ક્રોધી થઇને બોલ્યો શુ તુ પાપિની છે. ?

ભૈરવી—તમારા મ્હોંમાં આગ લાગે! ખોબામાં પાણી લઇ ડુબી મરો! શુ હજી પણ મને નહિ ઓળખી. ?

પછી તે ભૈરવીએ તે પુરૂષના કાનમાં કંઇક કહયું તે સાંભળી તે આશ્ચર્ય ચકિત થઇ બોલ્યો હે, આ વેશમાં તમે અહીંઆં શા માટે આવ્યાં ? ધન્ય છે તમારા સાહસને! અવશ્ય તમો રમણી કુલમાં રત્ન છો.

ભૈરવી—હમણાં પ્રશંસા કરવાનો કે સાંભળવાનો સમય નથી (ધીમેથી) જોજો, તુગરલખાને નજર બહાર થવા દેશો નહિ, સાવધાન.

પુરૂષ—એટલા માટે તો હું યવનના વેશમાં એની છાવણીમાં ઘુસી આવ્યો છું વારૂ, તમે આ વેશમાં આ ભયાનક રણમાં શા માટે આવ્યા છો ?

ભૈરવી—ચુપ ચાપ જોયા કરો કાંઇ બોલો નહિ, નહિતો સઘળો મામલો બગડી જશે

પછી "ઠીક" એમ કહી તે પુરૂષ ત્યાંથી બીજી તરફ ચલ્યો ગયો અને ભૈરવી ધીમે ધીમે વીણાનો ઝંકાર કરતી કરતી તુગરલના શિબિરમાં પ્રવિષ્ટ થઇ સર્વ તેના તેજ અને રૂપથી એવા અંજાઇ ગયા અને તેઓ કાંઇ બોલ્યા નહિ તુગરલ પોતાના શિબિરમાં મસનદપર ચિંતા નિમગ્ન થઇને બેઠો હતો તે ભૈરવીને આવતી જોઇ કંપી ઉઠયો અને આશ્ચર્ય ચકિત થઇ બોલ્યો —

તમે કોણ છો ? તમને આવવા કોણે દીધા ? અને તમે આવ્યાં છો શા માટે ?

ભૈરવી—મને રોકનાર જગતમાં કોણ છે ?

તુગરલ—તમને હમણા મારી પાસે શી અપેક્ષા છે ?

ભૈરવી—મને શી અપેક્ષા હોય ? પરંતુ તમનેજ મારી કાંઇ અપેક્ષા હશે.

તુગરલ—આતો ઉલટી વાત બોલો છો.

ભૈરવી—આગળ સાંભળશો તો સીધી જણાશે

તુગરલ—કહો ત્યારે.

ભૈરવી—શું તમે વિરેન્દ્રસિંહની પુત્રીને ભુલી ગયા ?

તુગરલ—કોણ, વિરેન્દ્રની પુત્રી ! મને કાંઇ સરત નથી

ભૈરવી—તમારા પ્રેમને ધિક્કાર છે ભામલપુરના મંત્રીને શું તમે સર્વથા ભુલી ગયા ? જેની કન્યા પ્રાપ્ત કરવાને માટે તમે તેનો સર્વનાશ કર્યો હતો તેને શું તમે વિસરી ગયા ?

આ શબ્દો સાંભળતાજ તુગરલ ઉછળીને ભૈરવીને ચરણે પડયે અને બોલ્યો અહો, તમે એ વાત શી રીતે જાણી ?

ભૈરવી—વાહ, મને અવિદિત શું છે? યોગબળથી મને સર્વ વિદિત થઇ જાય છે. અસ્તુ, હવે તમે મને કહો કે તમે તેની પુત્રીને ચાહો છો કે નહિ.?

ડુંગરસેન—તેને માટે તો હું દિનોજાનથી હાજર છું જો તે મને પ્રેમ થાય તો હું તેના પર પ્રાણ સુદ્ધાં અર્પણ કરવાને તૈયાર છું

ભૈરવી—તે હમણાં મારા હાથમાં છે

ડુંગરસેન—આ શબ્દો સાંભળતાંજ ભૈરવીના ચરણ પકડી કરૂણા જનક સ્વરે બોલ્યો, આ ગુનેગાર આજથી હિંદુઓ તથા તેમના ધુનોની અભિલાષ (ઇચ્છા) કદિ પણ થશે નહિ, બલ્કે ધુન પરવા કરશે માટે તમે મને તમારો ખરીદેલો ગુલામ ગણી તે નજની અર્પણ કરી દો

ભૈરવી—અવશ્ય અર્પણ કરીશ જો મારે તેમ કરવું ન હોત તો હું તમારી મુલાકાત શા માટે કરત?

ડુંગરસેન—તો હવે વિલંબ શેનો છે?

ભૈરવી—તમારી સેનામાં હુકમ ફેરવી દો કે ભૈરવીને કોઇએ રોકવી નહિ, એને મરજી આવે ત્યાં ફરવા દેવી

હું હમણાં હુકમ કરી દઉં છું એમ કહીને ડુંગરે મુખ્ય સેનાપતિને બોલાવ્યો અને તેને ભૈરવીની ઇચ્છા પ્રમાણે આજ્ઞા કરી ભૈરવી ડુંગરસેન નગર પઇસે ખરીદેલો ગુલામ સમજી મનમાં હસી અને બોલી

હું સંધ્યા પર્યન્ત તમારી છાવણીમાં ભ્રમણ કરી રાત્રે નરેન્દ્રની છાવણીમાં ચાલી જઇશ

ડુંગરસેન દુશ્મનની છાવણીમાં શા માટે જશો?

ભૈરવી—મલ્લિકા, ત્યાંજ છે ને એટલા માટે તેને લેવાને હું ત્યાં જઇશ

ડુંગરસેન—તમારી ઇચ્છામાં આવે તેમ કરો. ગુલામને તેમાં કાંઇ વાંધો નથી

ભૈરવી—કિંતુ એક પ્રતિજ્ઞા કરો તો મને પ્રસન્નતા થાય.

તુગરલ—નામેદાર હરેક રીતે હજી દિલ્લી પાસ જ કેદ કરાવવો હોય તે કરાવી લો

ભૈરવી—જ્યાં સુધી અહીંઆ પાછી ફરૂં નહિ ત્યાં સુધી તમે કશે પણ જશો નહિ.

તુગરલ—લેકિન દુશ્મન મને પકડવાને માટે અહીંઆ આવે તો કેમ કરૂં ?

ભૈરવી—તેવું કાંઇ પણ થશે નહિ તમે ડરશો નહિ હું જે માણસની રક્ષા કરૂં તેને કોઇ પણ અનિષ્ટ કરી શકે એમ નથી ગભરાશો નહિ, તમે અત્રેજ રહેજો જો અહિંથી ચાલ્યા જશો તો મલ્લિકા હાથમાંથી જશે.

એમ કહીને ભૈરવીએ ત્યાંથી પ્રસ્થાન કર્યું અને તુગરલખાંએ ભૈરવીની વાતથી આશ્ચર્ય ચકિત થઇ તે પર વિચાર કરવા લાગ્યો પરંતુ આ ભૈરવી કોણ છે અને તે શા માટે આવી વાત કરે છે તો કાંઇ પણ તે સમજી શક્યો નહિ

ભૈરવીએ શિબિરમાંથી બહાર આવી ઉક્ત પુરૂષને મળી કહ્યું લો, પાસા પોબાર છે

પુરૂષ—શું થયું ?

ભૈરવી—કમબખ્તને મેં હસ્તગત કર્યો છે હવે તે મારા પંજામાંથી નીકળીને ક્યાં જવાનો છે ?

પુરૂષ—તમે તે દુષ્ટને કેવી રીતે પોતાની જાળમાં ફસાવ્યો ?

આ સાંભળી ભૈરવીએ તે પુરૂષના કાનમાં કાંઇક કહ્યું અને તેને સમજાવીને તે સ્થાનથી પ્રસ્થાન કર્યું.

પાઠક, આ ભૈરવી પૂર્વપરીચિત સરલાજ હતી અને પુરૂષ વીરસિંહ વ્યતિરિક્ત અન્ય કોઇ નહોતો

સરલા આજે ભયાનક સમયના સમાચાર સાંભળી કોઇને કાંઇ પણ કહ્યા વિના ઉપરોક્ત વેશ ધારણ કરી અને ઘરમાંથી નીકળી તુગરલને વશીભૂત કરી નરેન્દ્રની પાસે આવી ચુપચુપ દિવસ વ્યતીત કર્યો તેણે નરેન્દ્રને આ વેશે તુગરલની પાસે લઇ જઇ તેના દ્વારા વધ કરાવવાનો વિચાર કર્યો, પરંતુ તે વિચાર નરેન્દ્રની આગળ

પ્રદર્શિત કરવાનો તેને અવસર મળ્યો નહિ અને નરેન્દ્ર તેમ કરત પણ નહિ, કારણકે તે વીર હતો તે જેનથી કદિ પણ શત્રુ પર ઘાવ કરત નહિ. રાત્રે તે આમતેમ ફરતી હતી એવામાં વીરસિંહે આવી તેને કહ્યું —

તુગરલ પલાયન કરવાનો વિચાર કરે છે

સરલા—હમણાં તે ક્યાં છે?

વીરસિંહ તે ત્રિપુરાતરફ નાસી જવાને ઉદ્યત થયો છે

સરલા—તમે તેની સાથે રહો

આ આજ્ઞાનો વીરસિંહ ચાલ્યો અને સરલાએ સમરક્ષેત્રમાં નરેન્દ્રને મળી સઘળી વાત તેને કહીને તે તરફ મોકલ્યો હતો આ વૃત્તાંત અમે પુર્વ જણાવી ગયા છીએ

## પ્રકરણ ૧૦ મું.

મહારાજા નરેન્દ્રસિંહ પોતાના અનુચર વર્ગ સહિત શીઘ્ર અશ્વ દોડાવતા ચાલ્યા અરણ્યમાં વિકટ માર્ગે ચાલવું કઠિન હતું તો પણ તેમણે તે તરફ લક્ષ આપ્યું નહિ, અને વાયુ વેગે અશ્વ કુદાવી તેઓ આગળ ધસ્યા તેઓ એક કલાકમાં ચાર પાંચ કોસ નીકળી ગયા હશે એવામાં ચંદ્રોદય થયો અને તેથી ચાલવામાં કાંઇક અનુકુળતા મળી

કેટલાક અંતરે કાપ્યા પછી અશ્વના પગલાં અને માણસોનો અવાજ સંભળાયો. આથી નરેન્દ્રએ પોતાના અશ્વને એડ મારી વિશેષ વેગથી દોડાવ્યો અશ્વ વેગથી દોડવા લાગ્યો નરેન્દ્રસિંહની ખાત્રી થઇ કે આગળ શત્રુ નાશીજાય છે તુગરલખાને પણ પ્રતીત થયું કે નરેન્દ્રસિંહે મારી પૂઠ પકડી છે. તેણે પોતાના અનુચરણ વર્ગને શીઘ્ર કુચ કરવાની આજ્ઞા કરી પરંતુ આગળ માર્ગ ખરાબ આવવાથી તેની આજ્ઞા ધુળમાં મળી ગઇ. આગળ કાંટા વાળાં ઝાડ ઝાંખરાંથી

માર્ગ ભયંકર બની ગયો હતો તેના માણસોએ આગળ જવાની ના પાડી. અકસ્માત વિપત્તિ આવી પડેલી જોઇ તથા શત્રુને સન્મુખ જોઇ તુગરલ કિંકર્તવ્યવિમૂઢ બની ગયો ક્ષણ ભર તેના સર્વ સાથીઓનું સ્તંભિત બની ત્યાંના ત્યાં ઉભા રહી ગયા, પરંતુ નરેન્દ્રના માણસોના આઘાત તેમની ઉપર પડવાથી તેમની તંદ્રાનો ભંગ થયો બે ચાર વ્યક્તિઓ ધરાશાયી થતાંજ તુગરલ ખિન્ન થઇને નરેન્દ્રને ગાળો ભાંડવા લાગ્યો મહારાજા નરેન્દ્રસિંહે ક્રોધ થઇને સિંહની પેઠે ગર્જન કરીને કહ્યુ —ઉભા રહે, વાતકી ઉભો રહે

તુગરલ—ઉભો રહે, કાફિર, હિંદુ. હુ હમણા તનેજ જખ્મ નષ્ટ કરૂં છું

વિનોદ—ચુપ રહે, નરઘાતક, કાયર, રણસંગ્રામમાથી નાસી જઇને હવે ખોટો બકવાદ કરે છે

તુગરલ—ખબરદાર, દોજખી કુત્તા, જબાન સંભાળીને વાત કર.

ખડગસિંહ—હત્યારા, તારા ખુદાને યાદ કર, હવે તારા દહાડા ભરાઇ ચૂકયા છે.

તુગરલ—જો, કાયર હિંદુ, જો, મારી શમશેરનો સ્વાદ ચાખ.

એમ કહી તેણે ખડગસિંહની ઉપર પ્રહાર કર્યો ખડગસિંહે તેનો ઘાવ રોકી તેની ઉપર એવો પ્રહાર કર્યો કે તેનો ડાબો હાથ કપાઇને જમીન પર પડયો પછી વીરસિંહે ગર્જના કરી કહ્યું હરામજાદા તુગરલ, હવે તારો અંત આવ્યો.

એમ કહી વીરસિંહ તેની ઉપર પ્રહાર કરવા જતો હતો એવામાં નરેન્દ્રસિંહે તેને તેમ કરતાં અટકાવાને કહ્યું ભાઇ, આ દુષ્ટનો વધ હું સ્વયં કરીશ.

તુગરલ વીરસિંહ પ્રત્યે અત્યંત ક્રોધથી બોલ્યો ચુપ દગાબાજ. બદમાશ, ધ્યાનત છે તને.

વીરસિંહ—તારો સાત પેઢીને લાનત છે તું સ્વયંવિશ્વાસઘાતી અને હત્યારો છે

નરેન્દ્ર—તુગરલ, સાવધાન હવે તું મરવાનેજ પ્રસ્તુત થયેલો છે.

ફરહાદ આ સમયે પ્રથમ મિલન પ્રસંગની પેઠે ફકીરના વેષમાં હતો, આ સમયે મહારાજાની સાથે મંત્રી વિનોદસિંહ, ગોવિન્દ સિંહ, ખડગસિંહ તથા વીરસિંહ પ્રભૃતિ કેટલાક પ્રધાન રાજકર્મચારીઓ, હતા. યદ્યપિ આ પ્રસંગે સ્વયં પાદશાહ ગ્યાસુદીન બલવાન તેના શાહજાદા તથા વૃદ્ધ મંત્રીને લીધે ધીરેન્દ્રસિંહે પણ મહારાજ નરેન્દ્રસિંહની સાથે જવાને તત્પર થયા હતા તો પણ મહારાજાએ તેમને વ્યર્થ તસ્દી આપવી ઉચિત ધારી નહિ મહારાજા આ સમયે ક્યાં જતા હતા તેનો ઉલ્લેખ કર્યા પૂર્વે અત્રે અમે કેટલોક ખુલાસો કરવો ઉચિત માનીએ છીએ.

પાઠકોને વિદિત છે કે ફરહાદે વૃદ્ધ મહારાજા મહેન્દ્રસિંહના મંત્રી વિરેન્દ્રસિંહ તથા યદુનાથસિંહ અદ્યાપિ જીવત છે એવી વાર્તા પાદશાહ તથા મહારાજા નરેન્દ્રસિંહને કહી હતી પરંતુ તત્પશ્ચાત ફરહાદ અને તેમની વચ્ચે શી શી વાત થઇ અથવા ફરહાદે તેમના અનેક પ્રશ્નોના શું શું ઉત્તર આપ્યા તેનો ઉલ્લેખ અત્રે અમે કરીશું.

એક સમયે પાદશાહ ગ્યાસુદીન બલવાન એક રોગથી પીડાતો હતો અને જ્યારે સર્વ વૈદ્ય તથા હકીમોએ તેના જીવનની આશા છોડી હતી ત્યારે એક વૃદ્ધ માણસે પાદશાહ પાસે જઇ તેને સાજો કર્યો હતો કિંતુ દુર્ભાગ્યવશાત પાદશાહને આરોગ્ય પ્રાપ્ત થયા પછી થોડા સમયમાં તે વૃદ્ધ માણસ એકાએક મરણ પામ્યો કેટલાક માણસો એમ કહેવા લાગ્યા કે પાદશાહની આરોગ્યતા જ આ માણસના મૃત્યુનું કારણ થઇ પડ્યું પાદશાહના હકીમોએ ઇર્ષાથી તેને મારી નાખ્યો હતો આ વાત પાદશાહને પણ સત્ય લાગી અને તેણે પોતાને પ્રાણદાન કરનાર વૃદ્ધ માણસના પુત્રોને સુખી કરવાનો સંકલ્પ કર્યો

તે સમયે વૃદ્ધ માણસની ગેરહાજરીથી મહેન્દ્રસિંહે પાદશાહની પાસે એક સુદક્ષ કર્મચારી માગ્યો હતો. આ અવસરનો લાભ લઇ પાદશાહે તે વૃદ્ધ માણસના બન્ને પુત્રોને મહારાજા મહેન્દ્રસિંહની પાસે મોકલી દીધા.

પાદશાહને આહ્વાન કરનાર વૃદ્ધ બ્રાહ્મણ જાતનો ક્ષત્રિય હતો તેનું નામ વિશ્વનાથસિંહ હતું અને તે દિલ્લીમાં વૈદકનું કામ કરતો હતો. તે વિશેષ લક્ષ્મીવાન નહોતો, તો પણ પાદશાહને સાજો કર્યાથી તેનો ભાગ્યોદય થયો પરંતુ એવામાં તેનું મરણ થઈ ગયું તે વૃદ્ધ બ્રાહ્મણની સ્ત્રી પૂર્વે મરી ગઈ હતી અને તેને કેવલ બે પુત્રો હતા જ્યેષ્ટ પુત્રનું નામ યદુનાથસિંહ હતું અને કનિષ્ટનું નામ રઘુનાથસિંહ હતું યદુનાથસિંહ પરણેલો હતો અને તેને એક કન્યા હતી, કિંતુ રઘુનાથસિંહ કુવારો હતો

મહારાજાની પાસે આવ્યા પછી યદુનાથસિંહને તેમના ખાનગી મંત્રી બનાવવામાં આવ્યા અને રઘુનાથસિંહને પણ કાંઇક ઓહ્દો આપવામાં આવ્યો કેટલાક સમય પછી જ્યારે તુગરલના હાથમાં બંગલાનું રાજતંત્ર આવ્યું ત્યારે તે ભાગલપુરના પરમ પરાક્રમી અને દિલ્લીશ્વરના મિત્ર મહારાજા મહેન્દ્રસિંહનો સર્વ નાશ કરવાને તત્પર થયો. વળી વૃદ્ધમંત્રી વીરેન્દ્રસિંહની કન્યા મલ્લિકાના સૌંદર્યે પણ તુગરલને અંધ બનાવી દીધો આથી તેણે પરમ ધુર્તતાથી મહેન્દ્રસિંહ-વીરેન્દ્રસિંહ તથા યદુનાથસિંહને અનુક્રમે સ્તગત કરી કારાગૃહમાં નાખી દીધા આ કાર્ય તેણે એવી ચતુરાઇથી કર્યું કે કોઇને તેની લેશ પણ ખબર પડી નહિ.

મહેન્દ્રસિંહનો પત્ર પ્રાપ્ત થવાથી નરેન્દ્રસિંહે કાંઇપણ તપાસ કરી નહિ. કિંતુ યદુનાથસિંહની કન્યા માલતી પરમ ચતુર હતી. તેને પોતાના કાકાની ચાલ ચલણપર કાંઇક સંદેહ આવ્યો અને તે પોતાની માતાને લઇ ગુપચુપ કોણ જાણે ક્યાં ચલી ગઇ આ તરફ કમલાદેવી પણ સરલા અને મલ્લિકાને લઇને ચાલી ગઇ વીરાસહે કેવી ચાર ખાધી હતી તેનું વર્ણન પણ અમે કરી ગયા છીએ.

યદુનાથસિંહ અદૃશ્ય થયા પછી રઘુનાથસિંહને તેનું પદ પ્રાપ્ત થયું. તે પોતાના પદને આંચ ન આવે એવી રીતે તુગરલને સાહાય્ય કરવા લાગ્યો કારણ કે તે મહાધૂર્ત અને પરમસ્વાર્થી હતો. વૃદ્ધ મહારાજા તથા પોતાના વડીલબંધુની સાથે તેણે જે વિશ્વાસઘાત કર્યો હતો. તેથી કોઇકોઇવાર તેને કાંઇક પશ્ચાતાપ થતો હતો, પરંતુ

તે સ્વાર્થાંધ બની ગયો હતો, તેથી તેની અસર દીર્ઘકાળ પર્યંત તેના મનપર રહેતી નહિ તો પણ એકવાર સ્વાર્થવશ ઘોર કુકર્મ કર્યાં પછી અંતે તેણે તેનું પ્રાયશ્ચિત કર્યું હવે તે ગુમરલની વિરુદ્ધ પણ પડી શક્યો નહિ અને નરેન્દ્રસિંહ પ્રતિ પણ કુકર્મ કરવાની તેને ઇચ્છા થઇ નહિ કારણ કે તેને પોતાનો ઇચ્છિત અધિકાર મળી ચૂક્યો હતો. તે યદ્યપિ કોઇકોઇવાર સાધારણ સમાચાર ગુમરલનાં ષડયંત્રને સાહાય્ય કરતો નહોતો આમ કરવાનું બીજું પણ એક કારણ હતું તેમ મહાધૂર્ત રઘુનાથસિંહ સારી રીતે ચેતી ગયો હતો કે ગુમરલનો સિતારો હવે બંગાળામાં દીર્ઘકાળ પર્યંત ચમકવાનો નથી. વળી રઘુનાથસિંહને ગુમરલને જણાવ્યું હતું કે મહેન્દ્રસિંહ, યદુનાથસિંહાદિને મારી નાખવામાં આવ્યા છે જો ગુમરલે તેને આ પ્રમાણે જણાવ્યું ન હોત તો તે તેના ષડયંત્રમાં ફસાઇ વિશેષ અનર્થ કરત કિંતુ ઇશ્વરના અનુગ્રહથી તેમ થયું નહિ

મહારાજા નરેન્દ્રસિંહ આ સર્વ પૂર્વ ઘટના ફેરહાદના મુખથી સાંભળી પોતાના અનુચર વર્ગ સહિત વૃદ્ધ મહારાજાને છોડાવવાને જતા હતા મધ્યાન્હ થતાં તેઓ જમાલપુરના ભયાનક જંગલમાં આવી પહોંચ્યા તેઓ આ સમયે પોતાના ઘોડાને વૃક્ષ સાથે બાંધી જલપાન કરી થોડીવાર આરામ લઇ ત્યાર પછી જમાલપુરની દુર્ગમ પહાડી જમીનપર ચડવા લાગ્યા માર્ગ અત્યંત વિકટ હતો. તેઓ પ્રાય પાંચ વાગે એક તળાવની સમીપ જઇ પહોંચ્યા.

આ તળાવ અતિ ભયંકર હતું. તેની ઊંડાઇ પ્રાય હજાર હાથ અને ઘેરાવો પ્રાય પાંચસે હાથનો હતો અને તેમાં પહાડી ઝરણાંના જલ આવીને એકત્ર થતાં હતાં તે સ્થાન ભયાનક મૃગેન્દ્રોનું ક્રીડા સ્થલ હતું અને મનુષ્યોનાં ચરણ ત્યાં ભાગ્યેજ જતાં હતાં. ત્યાં ગયા પછી ફેરહાદે કહ્યું:—

"હવે આપને જીવના જોખમનું કાર્ય કરવું પડશે. તમે તમારા પ્રાણને તુચ્છ સમજી મારું અનુસરણ કરશો ?"

સર્વ જણે હા કહી. મહારાજા ઉત્સાહ પૂર્વક બોલ્યા "હું મારા પિતા, માતા તથા વૃદ્ધ મંત્રી મહાશયના ઉદ્ધારને માટે કાળના મુખમાં

પણ કૂદવાને તત્પર છુ."

"ઠીક તો આવો, મારી પાછળ આવો; પરંતુ સાવધાન, લેશ પણ ચૂકશો તો ગયાજ સમજજો." એમ કહી ફરહાદ તે તળાવના કિનારા પરથી પહાડ પર ચઢવા લાગ્યો રસ્તો અત્યંત સાંકડો અને વિકટ હતો અને નીચે ઉંડું તળાવ આવેલુ હતુ.

નિદાન મહા મુશ્કેલીયો સહન કરી પ્રાણ હથેલીમાં લઇ તેઓ ગિરિશિખર પર ચઢી ગયા આ સ્થાન પરમ રમણીય હતું અને ચોમાસાની ૠતુ ચાલતી હોવાથી તેની રમણીયતામાં વૃદ્ધિ થઇ હતી. યદ્યપિ હાલમાં જમાલપુરનો ડુંગરાળ પ્રદેશ ઘણો નીચો થઇ ગયો છે, પરંતુ જે સમયનુ વર્ણન અમો કરીએ છીએ તે સમયે તે ઘણો ઉંચો વિકટ અને ભયાનક હતો જે શિખર પર ફરહાદ મહારાજા આદિ લઇ ગયો હતો તે શિખર પર ચઢવાને પૂર્વોક્ત માર્ગ શિવાય બીજો કોઇ માર્ગ નહાતો, ત્યાં પહોંચ્યા પછી ફરહાદ બોલ્યો' આપણે આ પ્રાણઘાતક ચઢાણ પરમેશ્વરની પરમ કૃપાથી સપૂર્ણ કર્યું છે, માટે તેને ધન્યવાદ આપો"

આ સાંભળી આકાશ તરફ જોઇ સર્વ જણે પરમેશ્વરનો જય જયકાર કર્યો અને પછી ફરહાદ બોલ્યા "હવે હુ તમને જ્યાં લઇ જઇશ ત્યાંથી પાછા ફરતી વખત પુન આ દુગમ માર્ગનું અવલબન કરવુ પડશે નહિ પાછ ફરતી વખત આપણે એક બીજાજ માર્ગથી આવીશુ"

નરેન્દ્ર—"તો આ વખત આ વિકટ અને ભયાનક માર્ગ શા માટે ગ્રહણ કર્યો?"

ફરહાદ (હસને) "આપને પ્રકૃતિ સૌંદર્યનો આનંદ ચખાડવાને માટે! કિંતુ નહિ, આ તો પરિહાસ છે, જ્યારે આપણે પાછા ફરીશુ ત્યારે આ વ નો ભેદ હું આપને કહીશ. સંધ્યા થઇ ગઇ છે આકાશ આભ્રાચ્છાદિત થઇ ગયુ છે, માટે હવે જરા શીઘ્રતાથી ચાલો."

નરેન્દ્ર—ભેદ પછીથી કહીશ, એમ જણાવી આતુરતા વધારવા કરતાં કહીજ નાખોને!

ફરહાદ—સમય આવે સર્વ જણાશે આટલા અધિરા ન થાઓ પણ મહારાજ આપ તુગરલને મરી ગયેલો ધારો છો. પણ એ વાત સર્વથા અસંભવિત છે. તે જીવંત છે

નરેંદ્ર—મિત્ર, હમણાં હું તમારી સાથે મશ્કરી કરતો નથી. મારા હાથમાં આ છિન્ન મસ્તક કોનું છે?

ફરહાદ—એને તમે ભલે તુગરલનું છિન્ન મસ્તક માનો પરંતુ હું પુન કહુંછું કે તુગરલ અદ્યાપિ જીવતો છે.

નરેંદ્ર—નહિ, મિત્ર, મારા હાથમા તે પાપમૂર્તિનું જ આ છિન્ન મસ્તક છે.

ફરહાદ—કદાપિ નહિ, આપ નિસ્સંદેહ અતિ મોટા ભ્રમમાં પડયા છો.

નરેંદ્ર—મિત્ર, આ તમે શુ બોલો છો?

ફરહાદ—માન્યવર, આવો વિવાદ કરવાની કાંઇ પણ જરૂર નથી. ઉષ્ણ જલાદીથી એ મસ્તક ધોઇ નાંખશો તો તમને પ્રતીત થશે કે એ મસ્તક તુગરલનું નથી. આ પ્રયોગથી તમે જોઇ શકશો કે તમારી વાત સત્ય છે કે મારી વાત સત્ય છે

ફરહાદના આ શબ્દો સાંભળી માત્ર નરેન્દ્રસિંહજ નહિ પરંતુ તેની સાથેના સર્વ માણસો પણ અત્યંત આશ્ચર્ય ચકિત થયા અને પછી સર્વ જણ તુગરલના વધ સ્થાન તરફ પ્રસ્થિત થયા

ત્યાં જઇને તેમણે શબોના ઢગલામાંથી છત્રી વેષી તુગરલનું ધડ શોધી કાઢયુ અને કાષ્ઠ આણી તેને સળગાવી પાણી ગરમ કર્યું અને જ્યારે ગરમ પાણી વતી તેમણે ઉક્ત ધડ ધોઇને સાફ કર્યુ ત્યારે તેમના આશ્ચર્યની સીમા રહી નહિ. હવે તેમને ફરહાદની વાતપર લેશ પણ શંકા રહી નહિ.

ફરહાદની વાત સત્ય નીકળી, કારણ તે લાશ તુગરલની ન્હોતી પરંતુ તેના શમશેર એક મુસાહિબની હતી આ વિચિત્ર દૃશ્ય જોઇ નરેંદ્રસિંહ આશ્ચર્ય ચકિત થઇ અનિમિષ નેત્રે ફરહાદ પ્રતિ જોવા લાગ્યા અને અંતે બોલ્યો.—

મિત્ર, આ ઘટનામાં શું રહસ્ય સમાયેલુ છે?

ફરહાદ—મહોદય, આ રાજનૈતિક ભેદ છે. પરંતુ હવે અહીંથી પ્રસ્થાન કરો.

નરેંદ્ર—કિંતુ તુગરલનો હસ્તગત થયો નહિ. તે દુષ્ટનો હાથમાંથી નીકળી ગયો ને !

ફરહાદ—ચિંતા કરશો મા. તુગરલ આપના પંજામાંથી છુટી શકવાનો નથી પરંતુ હાલ તેનું ધ્યાન છોડી પાદશાહ સલામતની પાસે ચાલો ત્યાં ગયા પછી હું આપને તેનો ખરો પત્તો આપીશ. પછી આપને જે ઉચિત લાગે તે દંડ તેને કરશો.

પછી તે દ્વિજ મસ્તક સાથે ફેંકી દેવામાં આવ્યું અને ફરહાદ તથા અનુચરવર્ગ સહિત મહારાજા નરેંદ્રસિંહ પાદશાહના શિબિર તરફ ચાલ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

---

દિલ્હીપતી બંગાલદેશમાં વિજય પ્રાપ્ત કરી મહા બળવાન તુગરલને જીતી પરમ આનંદનો અનુભવ કરતા હતા અને તેમના સર્વ સૈનીકો પણ મહા આનંદિત થયા હતા પાદશાહની છાવણીમાં ઉત્તમ શામિયાનો ઉભો કરવામાં આવ્યો હતો. અને તેમાં મહા સમારોહપૂર્વક દરબાર ભરાયો હતો પાદશાહ ગ્યાસુદ્દીન ઉત્તમ વસ્ત્ર લંકાર ધારણ કરીને અત્યુત્તમ સિંહાસન પર વિરાજમાન થયા હતા તેના જમણા હાથ પર શાહજાદા અને ડાબા હાથ પર વજીરો શેઠ સાહુકારો બેઠા હતા સન્મુખ મોટા મોટા શેઠ સાહુકારો અને આબરૂદાર લોકો ગાદી તકીએ બેઠા હતા મુખ્ય મુખ્ય રાજકર્મચારીઓ અને અન્ય વ્યક્તિઓ યથા યોગ્ય સ્થાન પર બેઠા અને ઉભા હતા પાદશાહની પાછળ કેટલાક સૈનીકો છત્ર ચામરાદિ લઇને ઉભા હતા અને કેટલાક ખોજાઓ હાથમાં શસ્ત્ર લઇને અંગરક્ષક તરીકે ઉભા હતા દરબારની ચોતરફ યોદ્ધા ગણ હાથમાં શસ્ત્ર લઇને ઉભા હતા છાવણીમાં સેંકડો યોદ્ધાઓ પાદશાહના જય પોકારી દીશાઓ વિદીર્ણ કરી રહ્યા હતા આજે મહા આનંદનો દિવસ હતો. પાદશાહ પોતાના સૈનીકોને પારિતોષિક આપી તેમના હર્ષમાં

વૃદ્ધિ કરી રહ્યા હતા, પરંતુ આ આનંદની વચ્ચે એક શોક પણ અસ્તિત્વ ધરાવતો હતો તે એ હતો કે ઘણી તપાસ કર્યા છતાં તુગરલખાં અને નરેંદ્રસિંહનો પતો લાગતો નહોતો પાદશાહને નરેંદ્રસિંહના સંબંધમાં ઘણી ચિંતા થતી હતી તેઓ તેમના સંબંધમાં મહા ક્ષુભિત થઇ વારંવાર પોતાના સભાસદોને કહેતા હતા કે—

આ અતિ તાજુબીની વાત છે પેલા પાપીષ્ટ તુગરલનો પત્તો નહિ લાગે તો કાંઇ ફિકર નહિ, પરંતુ નરેંદ્રસિંહ કયા ગયા?

તે સાંભળી શાહજાદાએ કહ્યું હજુર, હું હમેશાં તેમની સાથેનો સાથે હતો, પરંતુ વિજય પ્રાપ્ત થયા પછી અમે છુટા પડયા અને ત્યારથી તેમનો કાંઇ પત્તો નથી

પછી કેટલાક સભાસદો બોલ્યા જહાંપનાહ, મહારાજા બળવાન અને ચતુર છે, તેથી શત્રુને તેમનો એક વાળ પણ વાંકો કરી શકે એમ નથી તેઓ ગમે ત્યાં કાંઇક આવશ્યકીય કામમાંજ રોકાયેલા હશે

પાદશાહ—તેઓ જલદી આવે તો સારૂં

વઝીર—અલ્લા તુમને જલદી ખુશીમાં લાવે તો સારૂ

દરબારમાં આ પ્રકારની વાતચીત ચાલતી હતી એવામાં સેનામાં મહા હર્ષધ્વની ફેલાયો અને તેમના ધડાકાથી પૃથ્વી કંપાયમાન થવા લાગી સૈનીકોના મુખમાંથી ધ્વનિ નીકળ્યો દિલ્હીપતિની જય, અંગેશ્વર મહારાજની જય

તે સાંભળી સર્વ સભાસદો ચકિત થયા પાદશાહ ઉત્સુકતા પૂર્વક ઇતસ્તતઃ જોવા લાગ્યા કોઇને કાંઇ બોલવાનો સમય પણ ન મળ્યો એટલામાં મહારાજા નરેંદ્રસિંહ અનુચર વર્ગ સહિત દરબારમાં આવીને ઉપસ્થિત થયા. આ સમયે તેમની સાથે પેલો અદ્ભુત સખ્સ ફરહાદ પણ હતો

સમસ્ત સભાસદોએ ઉઠીને તેમનો સત્કાર કર્યો અને શાહજાદા તથા વઝીર તેમને લેવાને માટે આગળ ગયા. મહારાજા શાહજાદાને ભેટયા અને વિનોદસિંહ વઝીરને ભેટયા પછી સર્વ પાદશાહની સમીપ ગયા. મહારાજાને સમીપ આવતા જોઇ પાદશાહ સિંહાસન પરથી ઉઠી મહારાજાને ભેટયા અને તેમને પોતાની સમીપજ બેસાડયા. મહારાજા

એ તે પ્રત્યે વાધિ લીધો, તો પણ પાદશાહના ડાબા હાથ પર બેઠા પછી પાદશાહે સંકેત કર્યાથી સર્વ સભાસદો પોત પોતાના આસન પર બેસી ગયા

પછી પાદશાહે હર્ષ પૂર્વક કહ્યુ મહારાજ, આ સ્નેહ મને આપના પુણ્ય પ્રતાપથીજ મળ્યો છે માટે આપનુ અહેસાન કદિ પણ મારાથી ભુલી શકાય એમ નથી

નરેંદ્ર—આપ નામદારની પ્રશંસાને હુ યોગ્ય નથી ભલા મારામા તે એટલુ બધુ શુ સામર્થ્ય છે? ઇશ્વર કૃપા અને આપ નામદારના પ્રતાપથીજ આપને સ્નેહ મળી છે હુ તો આપ નામદારનો અંગાંકિત સેવક છુ

પાદશાહ—આપ અત્યાર સુધી ક્યાં હતા? આપને માટે મને ઘણી ચિંતા થતી હતી.

નરેન્દ્ર—જહાંપનાહ, તુગરલખાં રણક્ષેત્રનો ત્યાગ કરીને નાશી ગયો હતો અને તે ખબર મળવાથી મેં તેની પુઠ પકડી હતી

પાદશાહ—તે બે ઇમાનની શી ખબર છે?

નરેંદ્ર—જહાંપનાહ, તે દુષ્ટે મહાદગો દીધો છે.

પાદશાહ—શુ'

નરેંદ્ર—સત્યવત કહુ છુ. જે વ્યક્તિને મે તુગરલ સમજીને કાપી નાખ્યો હતો તેનુ મસ્તક આ ગૃહસ્થ (ફરહાદ પ્રતિ અંગુલિ નિર્દેશ કરી જણાવવાથી ધોઇને સાફ કરતા તે અન્ય વ્યક્તિ જણાયો હતો "

પાદશાહ (ગભરાઇને) "શું, આ વાત સત્ય છે?"

નરેન્દ્ર "જી હા આ સત્ય સમાચારજ છે"

પાદશાહ ' તો પછી અસલ તુગરલ ક્યાં છે?"

નરેંદ્ર (ફરહાદ પ્રતિ દ્રષ્ટિપાત કરી) "તેની સમગ્ર હકિકત આ ગૃહસ્થ જાણે છે."

પાદશાહ (અતિ સ્નેહપૂર્વક ફરહાદ પ્રતિ જોઇ) વીર પુરૂષ વનરે અહેસાનના ભાર તળે અમે ખરેખર દબાઇ ગયા છીએ અને અમારા મહારાજા બહાદુર પણ તમારાં એહસાનોના બોજાથી

શીર ઉજન કરી શકે એમ નથી મગર ખેર તમારી આ ભલમનસાઈ પર પાછળથી વિચાર કરવામાં આવશે પ્રથમ તમે મગસુદ્દીન (તુગરલ) નો પતો આપી અમારા દિલનો દમદગો દૂર કરી નાખો "

ફરહાદ (ઉઠી તથા અદબથી નમન કરી) "જહાંપનાહ, દિવાની ખતા માફ કરો હુ બેશક હજુરનો હુકમ બજાવવાને તૈયાર છું. લેકિન મારી એક અર્ઝ છે આપ નામદાર મારી કેટલીક સરતો મંજુર કરો તો હુ તુગરલખાનો પત્તો આપને આપુ "

નરેંદ્ર " મે એમને તુગરલનો પત્તો પૂછયો ત્યારે પણ એમણે મને એમજ કહ્યું હતુ."

પાદશાહ (હસીને ફરહાદ પ્રત્તિ) "વલ્લાહ, શુ તમારી સરતો અમે માન્ય નહિ કરી શુ ? તમે તમારી સરતો જણાવો અમે લેશ પણ વાંધો લીધા વિના તમારી સરતો મંજુર કરીશુ કારણ કે તમારી ઉપર અમે વિશ્વાસ રાખીએ છીએ "

નરેન્દ્ર " નિસ્સંદેહ, આ અદ્ભુત વ્યક્તિ પર મને સંપૂર્ણ ભરોસો છે "

ફરહાદ ( પાદશાહને પ્રણામ કરી ) " જહાંપનાહ મારી સૌથી પહેલી સરત તો એ છે કે તુગરલખાનો પત્ર આપ્યા પૂર્વે હું શાહજાદા સાહેબની સાથે કાંઈક મસલત કરવા માગુ છુ."

પાદશાહ " તમારી એ સરત હુ ખુશીથી કબુલ કરૂ છુ "

ફરહાદ " બીજી સરત એ છે કે હુ તુગરલનો પત્તો એવા સ્થાને જાહેર કરવા માગુ છુ કે જ્યા માત્ર છ માણસોજ હોય, અર્થાત્ જ્યા હજુર હજુરના વઝીર, મહારાજા સાહેબ, તેમના મંત્રી, શાહજાદા સલામત અને હુ એટલાજ માણસો ઉપસ્થિત હોય "

પાદશાહ ( હસીને ) " તમારી આ સરત પણ હુ મંજુર કરૂ છુ ખેર, પ્રથમ તમે શાહજાદાની સાથે મસલત કરી લો "

એમ કહી પાદશાહે શાહજાદાની તરફ જોયુ તેનો મનોભાવ સમજી જઈને શાહજાદો ઉઠયો અને ફરહાદને પોતાની પાછળ આવવાની નીસાન કરીને એક તંબુમાં ચાલ્યો ગયો. ફરહાદ પણ તેની પાછળ પાછળ તે તંબુમાં ગયો. ત્યાં ગયા પછી ઉભય શામ

સામે ખુરશી પર બેઠા અને તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત ચાલી:—

ફરહાદ "આપની શાદી થઇ છે ?"

શાહજાદો (હસીને) "તમે મારે માટે કોઇ નાજની મેળવવાને તજવીજ કરી છે ?"

ફરહાદ "બેશક અને હમણા આપણે મજાકની વાત ઉંચી મૂકીને મતલબની વાત કરવી જોઇએ."

શાહજાદો "વલ્લાહ, તમે તો મહા ચમત્કારિક માણસ છો"

આ સાંભળી ફરહાદ પોતાની ખુરશી ઉપરથી ઉઠી ઉભો થયો અને બોલ્યો બસ, જનાબ, હવે આપની સાથે હુ વાત કરી ચુકયો ! હુ હવે રૂખસદ લઉ છું આપ પાદશાહ સલામતને જણાવશો કે હવે આ જન્મ દુખ્તરખાનાનો પતો મેળવવાનો પ્રયત્ન કરશો નહિ, કારણકે આપનો સર્વ ઉદયોગ નિષ્ફળ થશે અને મારા બતાવ્યા સિવાય તેનો પતો લાગશે નહી

ફરહાદના આ શબ્દો સાંભળી શાહજાદાએ તેનો હાથ પકડી પુન ખુરશી પર બેસાડયો અને કહયુ -

વલ્લાહ આલમ, તમે તો ભાઇ, નાજમા નાજનીને પણ મહાન કરો એવા છો મગર ખેર, ગુસ્સે મા થાઓ અને જણાવો કે તમે મારી પાસે શી અપેક્ષા રાખો છો

ફરહાદ—આશા શી રાખુ, ધૂળ ? આપ તો મારી મશ્કરી ઉડાવો છો આપ આપના મનમાં મને એક નીચજ માણસ ગણો છો

શાહજાદો—અરે ચમત્કારિક માણસ તમે તો મહા તુંદમિજાજી દેખું ! લેકિન ખેર, હવે હુ મજાક કરીશ નહિ અને હવે તમારે મને જે પૂછવુ હોય તે નિઃસંકોચ પૂછો

ફરહાદ—તો બસ, મારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર આપો અને જણાવો કે તમારી શાદી થઇ છે કે નહિ ?

ફરહાદ—હજી સુધી મારી શાદિ થઇ નથી. મારી શાદીમાં એટલા માટે ઢીલ છે કે મારા પિતા એક ઉચ્ચ ખાનદાનના આમિરકી

સંભ્ભસ છે અને જ્યારે લાયક ઉમ્મર થતાં હું એકાદ નાજની ને મારા દિલથી પસંદ કરીશ ત્યારે તેઓ મારી શાદી કરશે

ફરહાદ—તો હજી આપે કોઇને હૃદય અર્પણ કર્યું છે કે નહિ?

શાહજાદો—અગર સત્યવાત પુછો તો હજી સુધી મારૂં દિલ કોઇ નાજનીના પ્રેમમાં પડયું નથી.

આ શબ્દો સાભળી ફરહાદે પોતાના ગજવામાંથી તુમરસની પુત્રી શીરીનની એક તસ્વીર કાઢી અને તે શાહજાદાના હાથમાં મૂકીને કહ્યુ-

ઠીક, સાહેબ, આ નાજનીના સંબધમાં આપ શું ધારો છો?

શીરીનના ચીત્ર પર દ્રષ્ટિ પાત થતાંજ શાહજાદાની વિચિત્ર સ્થિતિ થઇ ગઇ. તે દીર્ઘ નિશ્વાસ નાખી અનિમિષ નેત્રે તે ચિત્ર તરફ જોવા લગ્યો થોડીવાર સુધી તેની આવી દશા રહી, પછી તેણે પોતાનુ મસ્તક ઉન્નત કરી ફરહાદ પ્રતિ આંસુભરી દ્રષ્ટિથી જોયુ અને કહયુ—

ભાઈ ફરહાદ શું આ કોણ સ્વર્ગની હુર છે કે એની પેદાયશ નિહિસ્તમાં થઇ છે? આહ આ સ્ત્રીના હુસ્તે તો મને જીવતાંજ સ્વર્ગમા પહોચાડી દીધો! ઓહ, એ શા રસ્તે હસ્ત યાબ થાય?

હા, એ શી રીતે હસ્ત યાબ થાય?

ફરહદ—કેમ, સાહેબ, એની સાથે આપ શાદી કરવા માગોછો?

શાહજાદો ફરહાદનો હાથ પકડી બોલ્યો અગર આપ આ પરીની સાથે મારી શાદી કરાવી આપો તો હું જન્મભર આપની ગુલામી કરીશ

ફરહાદ—જી હ, ગરજમદ પોતાની મતલબ સિદ્ધ કર્યા પુર્વે એવાજ વચનો આપે છે.

શાહજાદે—બસ, દોસ્ત, હવે જખ્મે દિલની ઉપર નીમકન છાટો અને મશ્કરી દૂર કરી આ પરીની સાથે મારી શાદી કરાવી આપવાને તત્પર થાઓ

ફરહાદ—માત્ર એક સરતે.

શાહજાદો—જલ્દી કહે, હું કુરાન શરીફના કસમ ખાઇને કહુ છુ કે તમે જે કાંઇ કહેશો તે હું લેશ પણ વાધો લીધા વિના માન્ય કરીશ.

ફરહાદ—લેકિન, આપના કસ્મો કરાર પર એતબાર શીરીતે રાખી શકાય

શાહજાદો (ફરહાદના ચરણે પડી) ખુદારા, મારી જાન લો અને મજાક રહેવા દો

ફરહાદ—હવે મારો વારો છે, કારણકે પ્રથમ આપે મજાક કરી હતી

શાહજાદો—દોસ્ત તમે અતિ બે દર્દ છો જુઓ, હું તમારે ચરણે પડેલો છુ

નિદાન, ફરહાદે શાહજાદાને ઉઠાડયો અને શાહજાદો જ્યારે તેને આલિંગન કરવાને ધસ્યો સરે તે કેટલાક પગલાં પાછો હઠી ગયો અને બોલ્યો ખેર, તો હવે અહીંઆંથી ચાલો, કારણકે પાદશાહ સલામત મારી પ્રતીક્ષા કરતા હશે

પછી તે ઉભય ત્યાંથી ચાલ્યા અને એક એવા એકાંત સ્થળે ગયા કે જ્યાં પાદશાહ, મહારાજા, વિનોદસિંહ અને વઝીર તેમની પ્રતીક્ષા કરતા હતા.

ત્યાં ગયા પછી શાહજાદો પોતાના સ્થાનપર બેઠો અને ફરહાદ પાદશાહ તરફથી સંજ્ઞા મળતા તેની સન્મુખ બે ત્રણ હાથના અંતર પર જાજમ પર બેસી ગયો આ દરબારે ખાસમાં સર્વ જાજમપર બેઠા હતા અને પાદશાહે સુદ્ધા મસનદનો ઉપયોગ કર્યો નહોતો

ફરહાદ બોલ્યો જહાંપનાહ, આપ નામદારની મે જે કાંઇ સેવા કરી હતી તેની જરૂર જ હતી અને તે માટે મારી પ્રશંસા કરવાની કાંઇ પણ આવશ્યકતા નથી

પાદશાહ—ભલે આપ તેમ કહો મૂળ વાત એ છે કે ખુદાની કૃપાથી તમારા જેવો મદદગાર અમને ન મળ્યો હોત તો તે દિવસ મોતી મહેલમાં દુશ્મને અમારો નિકંદન કર્યો હોત વળી મહારાજાના પ્રાણ પણ તમે બચાવ્યા હતા, નહિ તો આજે બાગલપુરના કિલ્લાની એક ઇંટ પણ સાજી રહેવા પામત નહિ.

નરેન્દ્ર—નિસ્સંદેહ, એમના ઉપકારોના બોજા તળે અમે દબાઇ રહયા છીએ અને અમને હમેશા એજ વિચાર રહે છે કે એમના ઉપકારોનો બદલો શી રીતે વાળવો,

પાદશાહ—બેશક, વસ્તુ, સ્થિતિઓ એવીજ છે અને અમે એમના ઉપકારોનો બદલો સંપુર્ણ રીતે વાળવાને સર્વથા વાળવાને અશક્ત છીએ મને તો એટલે સુધી લાગે છે કે આપણને જે વિજય મળ્યો છે તેનુ કારણ એઓ પોતેજ છે

ફરહાદ—જહાંપનાહ, ખુદાની કૃપાથી આપ નામદારને વિજય પ્રાપ્ત થયો છે. આપના સુભાગ્યે આપને ફતેહ મળી છે બાકી આ નાચીઝ શું કરી શકે એમ છે? તો પણ આ સ્થિતિમાં હુ આપ નામદારની પાસે મો માગ્યુ ઇનામ લેવાને હકદાર છુ

પાદશાહ—"બેશક, તમે મારી પાસે મો માગ્યુ ઇનામ લઇ શકશો હુ તમને વચન આપુ છુ કે તમો મારી પાસે જે માગશો તે હુ તમને આપીશ"

નરેન્દ્ર—"અને હુ પણ પાદશાહ સલામતની આગળ પ્રતિજ્ઞા કરુ છુ કે તમો મારી પાસે જે કાંઇ માગશો તે આપવાને હું અસ્વિકાર કરીશ નહિ અને આવી પ્રતિજ્ઞા તમારી આગળ પૂર્વે અંગિકાર કરી ચૂકયો છુ"

ફરહાદ—"ખેર, તો જહાંપનાહ હુ આપની પાસે એટલુજ ઇનામ ઇચ્છુ છુ કે જે નાજની ઉપર શાહજાદા સાહેબ આસક્ત થયા છે તેની સાથે તેમની શાદી કરવામાં આવે અને માળવાની સુબેદારી ઉપર પુન તુગરલખાને નિયુક્ત કરવામાં આવે"

આ સાંભળી ત્યાં બેઠેલા સર્વ માણસો ચોંકી ઉઠયા અને પાદશાહ કેટલીકવાર ફરહાદને ઉપરથી નીચે સુધી નિહાળી ગતી ઇને કહ્યુ —

"અજબ માણસ, પેસ્તર તુ એ શુ બકે છે શાહજાદાને પસંદ કોની પુત્રી પસંદ કરી છે?"

ફરહાદ—'બંગાલના નાલાયક નવાબ મગસુદીનની નેક પુત્રી શીરીન આપના શાહજાદાના દિલપર કબજો કર્યો છે"

એમ કહી તેણે શીરીનની એક બીજી તસ્વીર પોતાના ગજવામાંથી કાઢીને પાદશાહની સન્મૂખ મુકી દીધી અને કહ્યુ 'હઝુર, અગર આપ મારા વચન પર એતેકાદ રાખતા હો તો હુ આપને નિશ્ચય પૂર્વક જણાવુ છું કે આ લડકી ઇલ્મ, ખુબસુરતી, અને પાકદામની બાબતમા અનુપમ છે અને હરેક પ્રકારે હઝુરની પુત્ર વધુ બનવાને લાયક છે તે ખુદ શાહજાદાની ઉપર અનન્ય પ્રેમ રાખે છે અને શાહજાદા સાહેબ પણ તેને ચાહે છે. આવી સ્થિતિમા એ ઉભયને પરણાવી દેવા અનુચિત નથી"

શીરીનની તસ્વીર જોતાં વેંતજ પાદશાહને ફરહાદની વાતપર વિશ્વાસ ઉત્પન્ન થયો પછી તેણે મહારાજા તથા પોતના વઝીરની સમ્મતિ લઇને કહ્યુ —

"ખેર, તમારી પ્રથમ માગણી તો હું ખુશીથી સ્વિકારૂ છુ, અર્થાત્ મગસુદીનની દુખ્તરની સાથે મારા શાહજાદાની શાદી કરવાને તૈયાર છુ, લેકિન મગસુદીન પુન બંગલાની સુબેદારી પ્રાપ્ત કરીને શાંત બેસસે એવો વિશ્વાસ મને આવતો નથી"

ફરહાદ—"તો શુ આપ મારી માંગણીનો અસ્વિકાર કરો છો ?"

હવે પાદશાહ અતિ વિચારમાં નિમગ્ન થયો, કારણ કે તે તુગર લનો ફેસલો કરવાનુ કામ મહારાજા નરેન્દ્રસિંહના હાથમા સોંપી ચૂક્યો હતો વળી ફરહાદની આ માગણી સાભળી મહારાજા નરેન્દ્રસિંહ અતિ ખિન્ન થયા હતા તે જોઇ ફરહાદ બોલ્યો

"પ્રતીત થાય છે કે મારી આ માગણી સ્વિકારતાં જહાંપનાહને કાંઇક સંકોચ થાય છે, કારણ કે હઝુર તુગરલનુ જીવન મહારાજાના હાથમા સોપી ચૂક્યા છે"

પાદશાહ—"બેશક, એટલા માટેજ હુ શોર કરી રહ્યો છું કે હવે શું કરવુ"

ફરહાદ—"ખેર, તો સાંભળો, અગર મહારાજા સાહેબને પોતાના માતપિતા, વૃદ્ધ મંત્રી વિરેન્દ્રસિંહ યદુનાથસિંહ તથા તેમના પત્ની

અને પુત્રી જીવંત પ્રાપ્ત થાય તો તેના બદલામાં તેઓ તુગરલનું જીવન બચાવી શકશે અને તુગરલને પુન: બંગાલાની સુબેદારી આપી શકશે ?"

આ એક એવી અચિંત્ય પૂર્વ વાત હતી કે તે સાંભળતાંજ મહારાજા અને પાદશાહ એક ચીસ પાડી ઉઠયા અને પાદશાહ ફરહાદને કાંઈક કહેવાને પ્રસ્તુત થયા, પરંતુ કાંઈ બોલી શકયા નહિ, કારણ કે મહારાજા મૂર્છિત થઈ પડયા હતા અને શાહજાદો, વઝીર તથા મંત્રી વિનોદસિંહ તેમને જાગ્રત કરવાને પ્રયત્ન કરતા હતા યદ્યપિ વિનોદને પણ પોતાના પિતા સમાન શ્વસુરના જીવન હોવાની વાત સાંભળી આનંદાતિશય થયો હતો, કિંતુ તેઓ મહારાજાની એકાએક મૂર્છાથી સ્વસ્થતા ધારણ કરી તેમની સુશ્રુષા કરવા લાગ્યા હતા

અર્ધ કલાકમાં મહારાજા સ્વસ્થ થયા અને ઉઠીને ફરહાદને આલિંગન કરવાની ઇચ્છાથી તેની તરફ ધસ્યા કિંતુ ફરહાદ પાછળ હઠી ગયો પછી તે ઉભય સ્વસ્થ થઈને જાજમ પર બેઠા, ત્યારે પાદશાહે કહ્યુ "હે અજબ મનુસ, શું તમે સત્ય વાત કહો છો ?"

ફરહાદ—"જહાપનાહ, દિલ્હીમાં એટલું મનું સામર્થ્ય નથી કે તે હજુરની દરબારમાં અસત્ય બોલે"

નરેન્દ્ર—"શું મારા માતપિતા અદ્યાપિ જીવિત છે ? મંત્રી વિરેન્દ્રસિંહ પણ શું હજી આ જગત્‌મા છે ? અને શું યદુનાથસિંહે પણ હજી દેહત્યાગ કર્યો નથી ?"

ફરહાદ—"આપ આપના હૃદયનો ઉદ્વેગ દૂર કરો અને નિશ્ચય પૂર્વક માનો કે મે જે કહ્યુ છે તેમાં લેશ પણ અસત્ય નથી"

પાદશાહ—"અગર તમારી વાત સત્ય હોય અને તમો તે લોકોને જીવત માણસોની જમાતમાં લાવીને દાખલ કરી શકો એમ હોય, તો તમારા કહ્યા પ્રમાણે તુગરલને પુન, બંગાલાની સુબેદારી આપીશુ"

આ સાંભળી ફરહાદે ઉઠી ત્રણ વાર જમીનને ચુંબન કરી પાદશાહને પ્રણામ કર્યા અને પછી પાદશાહને બેસીને કહ્યું—

"તો શું હજુર મગસુદીનનો કસુર માફ કર્યો ?"

પાદશાહ—"બેશક, જે માણસોના જીવંત હોવાની ખુશખબર તમે આપી છે તે માણસો અગર અમને પ્રાપ્ત થશે તો તુગરલનો

કસુર માફ કરવામાં આવશે એટલુજ નહિ, પરન્તુ તમારા કહ્યા પ્રમાણે તેને બંગાલનો સુબેદાર પણ બનાવવામાં આવશે"

આ સાંભળી ફરહાદે ઉઠી ત્રણ વાર જમીનને ચુબન કરી ત્રણ વાર સલામ કરી અને કહ્યુ "જહાંપનાહ, તે સર્વને કેદ કરનાર નાલાયક મમસુદીનજ છે"

તે સાંભળી સર્વ વ્યગ્ર થયા અને ફરહાદે પુનઃ કહ્યુ "લેકિન, હજરત સલામત, ગુમરાહનો કસુર માફ કરવાની સાથે એક બીજા માણુસનો કસુર પણ માફ કરવો જોઇએ"

પાદશાહ—"ખેર, તે કોણ સખ્સ છે ?"

ફરહાદ—"તો શું હજુરને માણુસનો કસુર પણ માફ કરો છો ?"

પાદશાહ—"ખેર, તે સખ્સના કસુર પણ માફ કરવામાં આવે છે, લેકિન એ તો જણાવો કે તે બીજા સખ્સ કોણ છે ?"

ફરહાદ (નરેન્દ્ર પ્રતિદૃષ્ટિ પ્રાપ્ત કરીને) "જહાંપનાહ, ને પહુના મારાંદનો સાવકો ભાઈ રઘુનાથસિંહ છે અને આ મર્ન ગાત તેજ ગુન્હેગી છે"

અને ત્યાર પછી તેણે જે રહસ્યમય વર્તન કહી તેનુ વર્ણન અને આગળ કરીશુ

## પ્રકરણ ૧૩ મુ



આપણે માઘના શુકલ પક્ષની પંચમીનો દિવસ છે મુસલધાર વર્ષાદ વરસીને રહી ગયો છે વંયુ પ્રબલ વેગથી વાય છે અને આકાશ અભ્રથી આચ્છાદિત છે. આ સમયે ભાગલપુર જમાલપુર જતા માર્ગમાં બહાર ઘોડેસ્વાર દૃષ્ટિગોચર થતા હતા તેઓ શીઘ્રતાથી જમાલપુર તરફ જતા હતા સર્વ સ્વારો ઉત્તમ વસ્ત્ર તથા અલંકારોથી સુસજ્જીત હતા, પરન્તુ તે મંડળના જે બે સ્વારો સૌથી આગળ હતા તેઓ નરેન્દ્રસિંહ અને ફરહાદ હતા મહારાજાએ બહુ મુલ્ય વસ્ત્રાલંકાર ધારણ કર્યા હતા અને ફરહાદ સાદા વેશમાં હતો.

આપણી આ વાર્તા અત્રેથી અપૂર્ણ રહે છે વાચકોની જીજ્ઞાસા વૃત્તિને અત્રે અટકાવવા બદલ ક્ષમા માગીએ છીએ વાર્તાના અનુવાદક સ્વ. પરમાર જો વધુ જીવ્યા હોત તો તેમની પાસે તે પુર્ણ કરાવત. તેમણે મૂળ મરાઠી ઉપરથી અનુવાદ કર્યો છે તેમનુ આ અધુર રહેલું કામ જો કોઇ સાહિત્ય રસિક લેખક ઉપાડી લઇ બાકીનો અનુવાદ અમને કરી આપશે તો તેને યોગ્ય પારિતોષિક આપી ઘણી ખુશીથી પ્રકટ કરીશુ અને આ અધુરી રહેલી કૃતિને પૂર્ણરૂપે મૂકીશુ ત્યાં પર્યંત ગુણગ્રાહી વાચકોનુ કલ્યાણ ઇચ્છી અતમા જય જય



# તમારી જીંદગીનો વીમો

## તમે ઉતરાવ્યો છે ખરો કે ?

જો ન ઉતરાવ્યો હોય તો તરતજ ઉતરાવી લો કેમકે જીવનનો કાંઇ ભરોસો નથી અકસ્માતો ઘણા છે. જીંદગીનો વીમો એ સાચવી રાખેલી ભવિષ્યની મુડી છે તમારી શકિત અનુસાર થોડો ઘણો વીમો તો જરૂર ઉતરાવી લ્યો

# પણ તે ક્યાં ?

## હિંદુસ્તાન કોઓપરેટીવ એનસ્યુરન્સ સોસાયટી લી

(સરકારમા રજીસ્ટર થએલી)

કે જે આપણા દેશમાજ સ્થાપન થએલી છે દેશ બંધુ દાસ જેવા પણ જેના પેટ્રન હતા અને જે સધર ભંડોળ ધરાવે છે કંપનીની અધિકૃત થાપણ રૂા એક કરોડ છે અને જેના કાર્ય માટે સારા સારા વર્તમાન પત્રોમા પણ ઉંચા અભિપ્રાયો આવેલા છે આ કંપનીમા તમારો વીમો ઉતરાવો અને કદી તમારે નિરાશ થવુ પડશે નહિ પ્રીમીયમના દરો પણ સગવડ પડતા છે વધુ માહિતી માટે મળો અથવા લખો

**અમીચંદ ગોવીંદજી શાહ**

બી. એ એલ એલ બી હાઇકોર્ટ પ્લીડર

સુરત જીલ્લાના એજન્ટ

નવાપુરા કરવા રોડ—સુરત.

સુરતના મધ્ય ભાગમાં સુંદર હવા
ઉજાસવાળા ભવ્ય મકાનમાં આવેલું

# શ્રી અનાવિલ હિંદુ

# લોજ.

જમવા તથા રેહેવાની સગવડ માટે સર્વત્ર
લોકપ્રીય થયુ છે

ફક્ત એક વખત પધારી ખાત્રી કરો

માલીક-દેશાઈ ગોવિંદજી રણછોડજી
બરાનપુરી ભાગળ, રામજી બીલ્ડીંગ

સુરત.

એક અપૂર્વ નવીન પુસ્તક.

# જપ.

અથવા

# ઈશ્વરને મળવાનો માર્ગ.

આ નામનું એક ઉપયોગી પુસ્તક અમારા તરફથી હાલમાંજ પ્રકટ કરવામાં આવ્યું છે. આજે પ્રત્યેક મનુષ્ય ઇશ્વરને મળવાને ઉત્સુક હોય છે. પોતાના ઇષ્ટદેવ પરમેશ્વર, પયગમ્બર, બુદ્ધ, એના દર્શનની અભિલાષા દરેકને હોય છે. આ પુસ્તક ઇશ્વરને મળવાનો રાજમાર્ગ દર્શાવે છે અને તે પ્રત્યેક ધર્મના બંધુઓને વાંચવા વિચારવા અને મનન કરવા યોગ્ય છે. જપનું સુંદરમાં સુંદર સ્વરૂપ તે દર્શાવે છે. અભ્યાસકને પડતી કઠિનતા દૂર કરવાના સુગમ માર્ગોનું તે પ્રતિપાદન કરે છે. પુસ્તક પ્રકટ થતામાંજ તેની ૧૫૦૦ પ્રત તો એક ઉદારચિત ગૃહસ્થ તરફથી વહેંચાઇ છે. મિત્રોને ભેટ આપવા લાયક અને જ્ઞાતીની લ્હાણીઓમાં આપવા લાયક પુસ્તક થયું છે. તમે વાંચો અને જરૂર પ્રસન્ન થશો. યોગની સરળ પદ્ધતિ પણ આ પુસ્તક તમને શિખવશે. વિચાર વમળમાં ગોથાં ખાઇ નિરાશ થઇ ગએલા તમારા મનને, ઉત્સાહી અને ચેતનવંતુ કરશે. પાકું પૂંઠું સોનેરી નામ અને સુંદર, છપાઇ હોવા છતાં બહોળા ફેલાવાના હેતુથી કિંમત માત્ર એક રૂા પોસ્ટેજ ૦-૨-૦ આજેજ મંગાવી લ્યો.

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

તંત્રી વિશ્વજ્યોતિ અડાજણ-સુરત.